

ઝાંસીની રાણી વીરાંગના લક્ષ્મીબાઈ (સૈનિક વેષમાં)

ગુજરાતી પ્રેસ, મુંબઈ

"ગુજરાતી" પત્રની ૫૨મી ભેટ

# મહારાણી લક્ષ્મીબાઈ

અથવા

## ખાલસાનું ખપ્પર

(સચિત્ર ઐતિહાસિક નવલકથા)

तेरा स्मारक तू ही होगी, तू खुद अमिट निशानी थी
बुन्देले हरबोलोंके मुंह हमने सुनी कहानी थी
खूब लडी मरदानी वह तो झांसीवाली रानी थी

श्रीमती सुभद्राकुमारी चौहान

લેખકઃ નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી

ગુજરાતનાં ઐતિહાસિક સાધનો, રાષ્ટ્રીય જીવન, એક લાખનું ઇનામ અને બીજી વાતો, કુસુમ સુન્દરી, દિવાના ઢંગ, બહારવટીઆની વૈરી, સંસારચક્ર, ધરતીકંપ ઇત્યાદિ પુસ્તકોના કર્તા

ચિત્રકારઃ-રા. કલાબ્ધિ

પ્રકાશક

"ગુજરાતી" પત્રની ઑફીસ,

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ

વિ. સં. ૧૯૯૦ ઈ. સ. ૧૯૩૪

મૂલ્ય ૩-૦-૦

પુસ્તક મળવાનું ઠેકાણું:—

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ,
સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ નં. ૧.





---

Printed and Published by Natverlal Itcharam Desai B A, at The "Gujarati" Printing Press, Sassoon Buildings Elphinstone Circle, Fort Bombay No 1

# પ્રસ્તાવના

વીર પુરુષ તે કયાં છે ભાઈ વીર પુરુષ તે કયાં છે ?
મદમાતા ક્ષત્રી સંહાર્યા, પરશુરામ તે કયાં છે ? ભાઈ–
નિઃશંક પાપી રાક્ષસ રોળ્યા, રામચંદ્ર તે કયાં છે ? ભાઈ–
કંસ શિશુપાળ મુરાદિ માર્યા, વસુદેવ સુત તે કયાં છે ? ભાઈ–
કપટી બળીઆ કૌરવ છેદ્યા, કૃષ્ણાર્જુન ભીમ કયા છે ? ભાઈ–
પરદેશી શક યવનને જિત્યા, નૃપ વિક્રમ તે કયાં છે ? ભાઈ–
છે તે સંધા અહીં પણ કહે છે, રૂપ જનમાં કયાં છે ? ભાઈ–
રૂપશૌર્ય જયા જનમાં સ્હોયે, વીર પુરુષ તો કયાં છે ? ભાઈ–

(નર્મકવિતા પૃ. ૪૯૫)

આજથી લગભગ ૭૦–૭૫ વરસ પહેલાં ગુજરાતના પ્રેમશૌર્ય કવિ નર્મદાશંકરે ઉપલા શબ્દોમાં વીર પુરુષોની ખોટને યાદ કરી હતી. નર્મદથી પણ થોડાં વર્ષ પૂર્વે ઇંગ્લંડમાં બર્કે પણ વીર પુરુષનો યુગ આથમી ગયાનું વાક્ય ઉચ્ચાર્યું હતું. The age of chivalry is gone–પ્રેમશૌર્યનો–વીરતાનો યુગ યૂરોપમાં અને હિંદમાં તે અરસામાં આથમી ગયો હતો એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ થવાનો ભય રહેતો નથી. મધ્યયુગની એ વીરતા, એ શૌર્ય, એ પ્રાણાર્પણ કરવાની ઉદાત્ત ભાવના ૧૮૫૭ના યુદ્ધમાં વિજળીના ચમકારાની જેમ ચમકી સદાને માટે અસ્ત પામી ગઇ. માત્ર હિન્દુસ્તાનની જ આવી સ્થિતિ થઇ પડી છે, એવું કાંઈ નથી, પણ જગતના ઘણાખરા દેશોનીયે એવી સ્થિતિ થઇ પડી છે. એટલું ખરૂં છે કે હિન્દના કરતાં બીજા કેટલાક દેશોમાં શૌર્ય અને પ્રાણત્યાગ કરવાની વૃત્તિ હજી વધારે પ્રમાણમાં સજીવ છે.

માનવજાતિના ઇતિહાસમાં નિરંતર જે પરિવર્તનો થાય છે તેમાં કઇ અગમ્ય શક્તિ કાર્ય કરી રહી છે અગર કયા હેતુની સિદ્ધિ અર્થે એ શક્તિ કાર્ય કરી રહી છે તે માનવની બુદ્ધિથી અગમ્ય છે. હિન્દમાં એક સમય એવો હતો કે જ્યારે પોતાનો મુલક પોતાની પ્રતિષ્ઠા અને પોતાનું ગૌરવ, પોતાની નોક અને પોતાની ટેક જાળવવા માણસો માથાં કાપતાં કે

કપાવતાં અચકાતા નહીં, સ્ત્રીઓ બળી મરતાં કે રણમાં ઘૂમતાં પાછી પાની કરતી નહીં. સરદારો અને સૈનિકો પોતાના સ્વામીની ખાતર પોતાનું જીવન અર્પતાં કટાણું મોઢું કરતા નહીં, પણ ઉલટું પૂર્ણ ઉત્સાહથી પોતાના જીવનની કુરબાની કરતા હતા. અને પ્રતાપ જેવા રાજાઓ તો અરવલ્લીના ડુંગરોમાં વસી ભૂખે મરવાનું પસંદ કરતા હતા. એ સમયબળ હતું. તે સમયની ભાવના જ એ પ્રકારની હતી, અને એ ભાવનાની કસોટીથી જ માણસોની કિંમત અંકાતી હતી. તે પછી તો એ ભાવનાનું સ્થાન બુદ્ધિવાદે અને તર્કવાદે લીધું અને આજે તો એ સમયની ભાવના, એ સમયના વીરપુરુષોની મનોદશાને બુદ્ધિવાદની કસોટીએ ચઢાવી તેમાં એક પ્રકારનો આવેશ કે ઘેલછા હોવાનું માનનારો મોટો વર્ગ મળી આવશે. ૧૮૫૭ના યુદ્ધ પછી હિંદમાં Pax Brittanica–બ્રિટિશ રાજ્યે સ્થાપેલી શાન્તિથી પરસ્પરના વિગ્રહો બંધ પડી ગયા, વિદેશીઓના આક્રમણની ભીતિ રહી નહીં, એટલે દીર્ઘકાળથી પરસ્પર કલહકંકાસમાં જ મચી પડેલી પ્રજાને આ શાન્તિ ગમી ગઈ. યુદ્ધ અલ્પકાળ સુધી પ્રિય લાગે છે, પણ શાન્તિ કાયમને માટે સુખકર થઈ પડે છે.

આ શાન્તિના સમયમાં અંગ્રેજી પ્રજાના સહવાસથી, એ પ્રજાની સંસ્કૃતિનો થોડો થોડો રંગ હિન્દીઓને લાગવા માંડ્યો, યુરોપમાંથી અંગ્રેજ વેપારીઓ મારફત નવી નવી મોજશોખની ચીજો આ દેશમાં આવવા લાગી અને હિન્દની પ્રજાના મોટે ભાગે આ સર્વ તત્ત્વોને મને કે કમને સ્વીકારી લીધાં અને પોતાના જીવનમાં વણી લીધાં. સર્વ રીતે નિર્બળ બનેલી પ્રજા પોતાની પાસેના સાધનોનો પોતાના વૈભવ, પોતાના મોજશોખ અને પોતાના ઉપભોગ અર્થે ઉપયોગ કરવા લાગી. એક વખતની જાગતી જ્વાળામુખી જેવી પ્રજા ઉન્હાળાના શાન્ત સ્થિર સરોવરનાં જળ સમી નિશ્ચેતન બની ગઈ. આવી સ્થિતિમાં કેટલાક કાળ પર્યંત તે પોતાના વીર પૂર્વજોના ચરિત્રો અને પરાક્રમોને વીસરી ગઈ, પણ એ વિસ્મૃતિ બહુ દીર્ઘકાળ ટકી નહીં. રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના ૧૮૮૫માં થઈ ત્યારે આ સ્થિતિ ઉપરનો પડદો પહેલી જ વાર જાહેર રીતે દૂર થયો કહી શકાય. ત્યાર પછીની મહાસભાની બેઠકોમાં જે જે ઠરાવો કરવામાં આવતા હતા તે પૂર્વની હિન્દી પ્રજાની અસ્મિતા અને ગૌરવનું પુનઃ સ્થાપન કરવાના પ્રયત્નસૂચક હતા. છેક પાછળથી મહારાષ્ટ્ર

કેસરી શ્રી બાળ ગંગાધર તિલકે ગણપતિ ઉત્સવની રાષ્ટ્રીય દૃષ્ટિએ નવી યોજના કરી, તેમાં પણ આપણી અગાઉની મહત્તા અને વીરતાનું પુનઃસ્મરણ કરાવવાનો મુખ્ય આશય હતો. તે પછી હિન્દના જુદાજુદા ભાગોમાં અનેક મહાપુરુષોના સ્મરણોત્સવો ઉજવાય છે. શિવાજીનો, મહારાણા પ્રતાપનો, વગેરે. આ પ્રમાણે વીરપૂજા એ સર્વ દેશોમાં અને સર્વ યુગોમાં એક યા બીજા રૂપમાં નજરે પડે છે. દરેક વ્યક્તિ વીર ન થઇ શકે તો પણ વીરતાની પૂજક તો જરૂર બની શકે છે અને આવી વીરપૂજા માનવીના સ્વભાવમાં જ રહેલી છે. આમ હોવાથી વીર સ્ત્રીઓ કે જેની સંખ્યા વીરપુરુષોના પ્રમાણમાં તદ્દન અલ્પ હોય છે તેનું પુણ્યસ્મરણ કરવામાં વધારે મહત્તા રહેલી છે.

હિન્દમાં થઇ ગયેલી અનેક વીર સ્ત્રીઓમાં ઝાંસીની રાણી લક્ષ્મીબાઇનું નામ વધારે પ્રકાશરૂપ અને ચમકભર્યું છે. એક તો એમનો જીવનસમય વ્યતીત થયાને આશરે ૭૫ જેટલાં વર્ષો થયાં છે, અને બીજું ૨૨ વર્ષની નાની વયમાં તેમણે કોઇની પણ ખાસ સલાહ કે મદદ વગર તે વખતના કંપની સરકારના લશ્કર સામે ઘોડા ઉપર બેસી ખુલ્લી તલવારે યુદ્ધ કર્યું હતું. ૨૨ વર્ષની નાની વયમાં આટલી વીરતા, આટલી બુદ્ધિ, આટલી યુદ્ધકલાપ્રવીણતા, આટલી હિમ્મત અને આટલું સાહસ આપણને અન્યત્ર ભાગ્યે જ જોવા મળશે. આવી વીરાંગનાને હિન્દુસ્તાન જેવા વિશાળ ખંડના બધા પ્રાંતો એકસરખી રીતે યાદ ન રાખી શકે, એ સ્વાભાવિક છે, તો પણ ખુદ ગ્વાલીયરમાં જ્યાં આગળ એક નાના ગામમાં (કોટાકી સરાઇ) તેમના સ્થૂળ દેહને છેવટનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો, ત્યાં કેટલાક વરસોથી ગ્વાલીયર સંસ્થાન તરફથી એક સમાધિ બાંધવામાં આવી છે અને ત્યાં દર વરસે તેમની પુણ્યતિથિ ઉજવાય છે.

કિન્તુ ૧૯૩૩ ના જૂન માસની તા૦ ૧૮ મીએ આ સમાધિસ્થાન ઉપર મહારાણી લક્ષ્મીબાઇની હીરક જયન્તી મોટા ઉત્સાહથી ઉજવવામાં આવી હતી. આ પ્રસંગે હિન્દી સાહિત્યનાં જાણીતાં લેખિકા શ્રીમતી સુભદ્રાકુમારી ચૌહાને પ્રમુખસ્થાન લીધું હતું અને રાણી લક્ષ્મીબાઇની પ્રશસ્તિરૂપ સુંદર છટાદાર વ્યાખ્યાન આપ્યું હતું. ઉત્તર હિન્દમાં આ ઉત્સવમાં લોકોએ ઘણી મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. બરાબર તે જ અરસામાં પૂનામાં ભારત ઇતિહાસસંશોધક મંડળ તરફથી એ મંડળના મકાનમાં મહારાણી

લક્ષ્મીબાઈનું તૈલચિત્ર ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. પ્રસ્તુત તૈલચિત્રને આધારે આ પુસ્તકનાં ચિત્રો કલ્પનાથી રા. કેલાબિંધ પાસે દોરાવવામાં આવ્યાં છે. શ્રીયુત પ્રેમચંદજીસંપાદિત "હંસ" નામક હિન્દી માસિક પત્રના ખાસ "કાશી અંક"માં ૮૬ મા પાના ઉપર મહારાણી લક્ષ્મીબાઈનું એક ચિત્ર શ્રી મજરેલદાસજીએ પોતાના પ્રાચીન સંગ્રહમાંથી કાઢી છપાવ્યું છે. આ ચિત્ર, સૌભાગ્યવતી દશાનું લક્ષ્મીબાઈનું હોય એમ લાગે છે.

આવી એક સુપ્રસિદ્ધ વીરાંગનાના જીવનનો નવલકથા દ્વારા પરિચય આપવાનો વિચાર 'ગુજરાતી' પત્રના તંત્રી શ્રી. નટવરલાલ ઈચ્છારામ દેસાઈ, બી. એ.ને આવતાં તેમની સૂચનાથી આ ઐતિહાસિક નવલકથાનું ઘડતર હું કરી શક્યો છું.

મહારાણી લક્ષ્મીબાઈની વીરતા અને ચારિત્ર્યવિશુદ્ધિ માટે બે મત છે જ નહીં. એમના દુશ્મનો—અંગ્રેજો—એ પણ તેમના એ બે ગુણોની મુક્તકંઠે પ્રશંસા કરી છે. આ બધા ઉતારાઓ આપવાથી પ્રસ્તાવનાનું કદ ઘણું જ વધી જાય, તો પણ કેટલાક મહત્ત્વના ઉતારા ટાંક્યા વગર ચાલે તેમ નથી.

અંગ્રેજ સેનાપતિ સર હ્યુ રોઝ જેણે ઝાંસી ઉપર આક્રમણ કરી મહારાણી લક્ષ્મીબાઈના સૈન્યનો પરાભવ કર્યો અને તેમને કિલ્લાનો ત્યાગ કરી જવાની ફરજ પાડી તેમ જ પાછળથી જે ગ્વાલીયરના યુદ્ધમાં સામેલ હતો તે પોતાની રોજનિશીમાં આ પ્રમાણે લખે છે:

"શત્રુઓ તરફથી સહુથી જે મહાન વ્યક્તિ રણમાં પડી તે એક સ્ત્રી હતી; અને તે બીજું કોઈ નહીં પણ ઝાંસીની રાણી."

જસ્ટિસ મેકાર્થીએ પોતાના 'History of our own times' —"આપણા સમયનો ઇતિહાસ" એ નામના પુસ્તકમાં લખ્યું છે: "એ ઠેઠ સુધી લડી......એણે રણભૂમિ પર જાતે સમગ્ર સેનાની વ્યૂહરચના કરી. એ જાતે રણમેદાનમાં ઉતરી હાથોહાથ લડી. ઘોડેસ્વાર લશ્કરના ઉપરી તરીકે પુરુષનો પોશાક પહેરી એણે શત્રુઓ પર હલ્લો કર્યો અને છેક છેવટ સુધી એકલે હાથે યુદ્ધ કરી વીરગતિને પામી. યુદ્ધક્ષેત્રમાં સામનો કરતી એ મહારાણીને જોઈ કોઈ પણ વીર પુરુષને અભિમાન ઉપજે તેમ હતું."

સર એડવીન આર્નોલ્ડ Dalhousie's Administration of British India—બ્રિટિશ હિન્દનો ડેલહાઉસીનો રાજ્યવહીવટ નામક

અન્યમાં લખે છેઃ—"ઉત્તર હિંદુસ્તાનમાં એનું નામ ક્રાન્તિનું કેન્દ્ર હતું. હિન્દુ તથા મુસલમાન સૈનિકો માટે તો ઇંગ્લંડની રાણી બોડીશીયા જેવો રોમની પ્રચંડ સેનાનો વીરતાપૂર્વક સામનો કર્યો હતો એના જેવી એ એક વીર રમણી હતી: એની ચતુરાઇથી ગ્વાલીયર અંગ્રેજોના હાથમાંથી લગભગ સરકી ગયું હતું અને એની સાથે મધ્ય ભારત પણ જવાની તૈયારીમાં જ હતું. દિલ્હીના પતન પછી સર હ્યુ રોઝ જેવા સેનાપતિના હાથ હેઠળની અંગ્રેજ સેનાને પણ અજબ જેવી સહનશીલતા અને પ્રયત્નથી એણે મહીનાઓ સુધી થકવી હતી. નાસીપાસ થવા છતાં પણ તેણે સત્તા સાચવી રાખી હતી."

અંગ્રેજ લેખકોએ પણ દૂર ઇંગ્લંડ બેઠેબેઠે રાણીની પ્રશંસા કરી છે. "નેશનલ ગાર્ડીયન" નામના પત્રે રાણીના સંબંધમાં તે સમયે નીચે પ્રમાણે લખ્યું હતું:

"એ મહાન મહિલાનાં અસાધારણ કાર્યો અને વીરતાએ સને ૧૮૫૭ના ચિરસ્મરણીય યુગ પર નવો પ્રકાશ પાથર્યો છે. વીરાંગનાશિરોમણિ રાણી લક્ષ્મીબાઇ અત્યંત સુંદર હતી. એનામાં પ્રબળ આવેશ, ઉત્સાહપૂર્ણ સાહસ અને ઉચ્ચ દેશભક્તિની જ્વલંત ભાવના વિદ્યમાન હતી. એનું નિર્દોષ ચરિત્ર, મનની દ્રઢતા અને અથાક સહનશીલતા ઉલ્લેખવા યોગ્ય છે........"

History of Indian Mutiny—"હિન્દના બળવાનો ઇતિહાસ"-માં પણ મેલિસન સાહેબ લખે છેઃ

"પુરુષવેશમાં સજ્જ થયેલી અને ઘોડેસ્વાર થયેલી ઝાંસીની રાણી આખો દિવસ પોતાના સૈનિકોને પાણી ચઢાવતી હતી, જ્યારે ધીમે ધીમે બ્રિટિશ લશ્કર આગળ વધ્યું અને કર્નલ સ્મીથે ઘોડેસ્વાર પલટણને હુમલો કરવાની આજ્ઞા કરી ત્યારે ઝાંસીની રાણીએ હિમ્મતથી આ ઘોડેસ્વારોનો સામનો કર્યો."

મહારાણી લક્ષ્મીબાઇની વીરતા અને સાહસ માટે જો કાંઇ પુરાવાની જરૂર હોય તો ઉપલા પુરાવા પૂરતા છે.

જેવી રીતે રાણીની વીરતા અને સાહસ માટે શંકાને સ્થાન નથી; તેવી રીતે તેમના શુદ્ધ ચારિત્ર્યને માટે પણ શંકાને સ્થાન નથી. કારણ કે અંગ્રેજ ઇતિહાસકારોએ કોઇ પણ સ્થળે રાણીના ચારિત્ર્ય ઉપર જરા પણ શંકા થાય એવું લખાણ કે ઇશારો કર્યો નથી. આમ છતાં લક્ષ્મીબાઇ પ્રથમથી જ બંડમાં સામેલ હતાં, અગર તો તેમને પાછળથી સંયોગવશાત્ સામેલ

લડવાની ફરજ પડી તે બાબતમાં મતભેદ છે. અંગ્રેજ ઇતિહાસકારો અને તે સમયના અફસરો એમ ચોક્કસ માનતા હતા કે ઝાંસીનું રાજ્ય ખાલસા કર્યાથી રાણી કંપની સરકારનાં દુશ્મન બન્યાં હતાં, અને અંગ્રેજોની સત્તા ઉથલાવી પાડવાનાં કાવતરાંમાં અગ્રેસર હતાં. એ જ દૃષ્ટિબિન્દુ ડૉ. સાવરકરે ૧૮૫૭ ના યુદ્ધની ભૂમિકા રૂપ પોતાની નવલકથા 'काळ की मरण ?' માં માન્ય રાખી લક્ષ્મીબાઈને નાના સાહેબ તથા તાત્યા ટોપી સાથે અંગ્રેજ કંપની સરકાર સામે યુદ્ધ જગાડવાની યોજના કરતાં દર્શાવ્યું છે. તેમ છતાં કેટલાક તે સમયના અંગ્રેજોએ ઝાંસીની રાણી કંપની સરકારને વફાદાર હતાં એવાં પ્રમાણપત્રો પણ આપેલાં છે. ઝાંસીની રાણીના ચરિત્રલેખક મરાઠી ઇતિહાસકાર પારસનિસે બીજું દૃષ્ટિબિંદુ લીધું છે અને એમ સાબીત કર્યું છે કે લક્ષ્મીબાઈ બંડવાની ઉશ્કેરણી કરનાર ન હોતાં એટલું જ નહીં, પણ બળવાખોરોને મદદ કરવાને પણ નારાજ હતાં. અંગ્રેજ અફસરો ગમે તે કારણથી તેમની રાજભક્તિ ન સમજ્યા, અને ઝાંસી ઉપર આક્રમણ કર્યું, એટલે તેમને અંગ્રેજો સામે યુદ્ધ કરવાની ફરજ પડી, અને આ જ મુદ્દો આ નવલકથામાં પણ માન્ય રાખવામાં આવ્યો છે.

તેમનાં ચારિત્ર્યની વિશુદ્ધિ સંબંધી શંકાને સ્થાન નથી, એ વાત જેટલી સત્ય છે, તેટલી જ મહારાજ ગંગાધરરાવ સાથેનાં લગ્નથી તેમને સંપૂર્ણ સંતોષ ન થયાની વાત પણ સત્ય છે. લગ્ન વખતે મહારાજની ઉમ્મર ૪૦ થી ૫૦ ની વચમાં હશે અને લક્ષ્મીબાઈની ૧૦ થી ૧૨ ની હશે. વયનું આવું કજોડું જેટલું શોચનીય છે, તેટલું જ તે લક્ષ્મીબાઈની દૃષ્ટિથી દુઃખકારક છે અને ૧૮ વરસની વયે વિધવા થવાથી મર્યાદિત દામ્પત્યસુખનો પણ કાયમનો અંત આવેલો જોઈ કોઈ પણ યુવતીને પારાવાર સંતાપ, ભારે અસંતોષ અને નિરંતર ગ્લાનિ થયા વગર રહે નહીં અને એ જ સ્વાભાવિક વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખી પ્રસ્તુત નવલકથામાં લક્ષ્મીબાઈના ચારિત્ર્યને વિકસાવ્યું છે.

આખના પાત્રને કેન્દ્રિત રાખીને જ લખવામાં આવી છે અને બીજાં પાત્રો ગૌણ ભાગ ભજવે છે. ઉપર કહ્યું તેમ રાણીને છેવટ સુધી રાજભક્ત દર્શાવ્યાં છે અને મનમાં ઊંડો અસંતોષ રહેવા છતાં વિશુદ્ધ ચીતર્યા છે. ગંગાદાસ મહારાજ સાથેનો પ્રસંગ, મેજર એલીસ સાથેની મુલાકાત અને લોર્ડ ડલહાઉસી અને ગંગાદાસ મહારાજની અંતિમ મુલાકાત સાથેના તેમજ છેવટે નરસિંહરાવ સાથેના પ્રસંગનાં મૂળ કાંઈક અંશે ઊંડા અસંતોષમાં રહેલાં છે. મેજર એલીસ અને લોર્ડ ડલહાઉસી સાથેની મુલાકાતના પ્રસંગો ઐતિહાસિક નથી, પણ કાલ્પનિક છે; અને એ બે પ્રસંગો ઉપર ગવર્નર જનરલની કારોબારી કાઉંસીલ, ગંગાબાઇ સાથેનો વિધવા થયા પછીનો અમુક વાર્તાલાપ અને ઝાંસીમાં બળવો થયા પછીના બક્ષસઅલી તેમ જ બળવાખોરોના સરદારોની મુલાકાતનો પ્રસંગ Philip Cox કૃત The Rani of Jhansi નામના નાટકના પ્રવેશો ઉપરથી વત્તાઓછા ફેરફાર સાથે લેવામાં આવ્યો છે, તે બદલ એ લેખક મહાશયનું ઋણ સ્વીકારું છું. એ મહાશયે પોતાના નાટકમાં મેજર એલીસ સાથેની મુલાકાત વખતે રાણી પાસે જનસ્વભાવ સુલભ પોતાના સુંદર દેહના ઉપભોગની લાલચ અપાવી છે; અને મેજર પાસે તેનો અસ્વીકાર કરાવ્યો છે; પણ તે લક્ષ્મીબાઇનાં વિશુદ્ધ ચારિત્ર્યને કલંક લગાડનારૂં ખોટું વિધાન હોઈ આ નવલકથામાં તેનો ત્યાગ કરવામાં આવ્યો છે.

વાર્તાનાં મુખ્ય પાત્રો રાણી લક્ષ્મીબાઇ, ગંગાધરરાવ, દામોદરરાવ, નરસિંહરાવ, મામા સાહેબ, મેજર એલીસ, તાત્યા ટોપી, નાના સાહેબ, શ્રીમંત રાવસાહેબ અને લોર્ડ ડલહાઉસી ઐતિહાસિક વ્યક્તિઓ છે; પણ તેમની સાથે જોડવામાં આવેલા બધા જ પ્રસંગો ઐતિહાસિક નથી. ગંગાબાઈ, ગજરા, રાવ અપ્પા, ગંગાદાસ મહારાજ વગેરે કાલ્પનિક પાત્રો છે. શંકરરાવ લક્ષ્મીબાઇના બચપણના સાથી હતા, તેનો ગંગાદાસ મહારાજના રૂપમાં કરેલો વિકાસ પણ કાલ્પનિક છે. નરસિંહરાવનો ગજરા સાથેનો સંબંધ, નરસિંહરાવની લક્ષ્મીબાઈ ઉપર ખરાબ દૃષ્ટિ અને દાવાદાવા તેમ જ છેવટની માગણીના પ્રસંગો પણ કાલ્પનિક છે. તાત્યા ટોપી, નાનાસાહેબ અને રાણી લક્ષ્મીબાઇની મુલાકાતનો પ્રસંગ પણ કાલ્પનિક છે. વાર્તામાં રસ પુરવા પૂરતા આજેલા છે, અને બીજા પ્રસંગો મુખ્યત્વે ઐતિ-

હાસિક હોઇ તેના ઉપર કલ્પનાનો રંગ ચઢાવવામાં આવ્યો છે. આ પ્રમાણે નવલકથામાં સાચો ઇતિહાસ સાચવીને કલ્પનાનું મિશ્રણ કરવામાં આવ્યું છે, છતાં ઇતિહાસના મહત્ત્વના અંશને ક્ષતિ ન થાય તે માટે કાળજી રાખી છે. ઐતિહાસિક વસ્તુ માટે મુખ્ય આધાર પારસનિસના ગ્રંથનો લેવામાં આવ્યો છે; તેમ જ રા. રા. મણિલાલ છબારામ ભટ્ટકૃત ઝાંસીની રાણીનો પણ આધાર ઉપયોગ કરવામાં આવ્યો છે.

ઐતિહાસિક નવલકથા લખવાનો આ મારો પ્રથમ જ પ્રયાસ છે, એટલે તેમાં અનેક અપૂર્ણતાઓ રહી જવાનો સંભવ છે. હું ઇતિહાસનો ખાસ અભ્યાસી કે પંડિત નથી, પરંતુ પ્રસંગ પૂરતો મેં ઝાંસીનો ઇતિહાસ વાંચ્યો છે, અને તે ઉપરથી આ નવલકથા લખી છે. 'ગુજરાતી' પત્રે અત્યાર સુધી લગભગ ૫૦ જેટલી ઐતિહાસિક ભેટો આપી છે; તેની હરોળમાં આ ભેટ ઉભી રહી શકે તેવી છે કે નહીં તેનો તો વાંચકો અને વિવેચકો જ નિર્ણય કરી શકે. જો મારી આ નમ્ર કૃતિ "ગુજરાતી"ના વાંચકોને વાંચવી ગમે થાય, તો પણ એટલેથી જ હું સંતોષ માનીશ.

અંતમાં આ નવલકથા લખવાની પ્રેરણા કરનાર અને મને પ્રોત્સાહન આપનાર "ગુજરાતી" પત્રના સંચાલકો રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેશાઇ, રા. રા. મદનલાલ ઇચ્છારામ દેશાઇ અને રા. રા. બાળુભાઇ ઇચ્છારામ દેશાઇનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. મારા જેવા એક ઉત્સુક લેખકને આ પ્રમાણે પ્રોત્સાહન આપી પ્રકાશમાં લાવવા માટે એ ત્રણે ભાઇઓનો હું અત્યંત ઋણી છું. કામના બોજા નીચે કચડાયેલા હોવા છતાં રા. રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ ભાષાશુદ્ધિ માટે રાખેલી કાળજી બદલ તેમનો પણ આભારી છું. નવલકથાનાં સુંદર ચિત્રો કાળજીથી તૈયાર કરનાર ગુજરાતના ઉગતા, સારી આશા આપતા ચિત્રકાર રા. કલાબ્ધિને પણ ન વીસરી શકાય.

વીલેપારલે: વેસ્ટ
૧૭, બજાજ રસ્તા.
રવિવાર તા૦ ૧૪-૧-૧૯૩૪

સર્વ લેખકોનો કૃપાકાંક્ષી
નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી

# અર્પણપત્રિકા



પૂજ્ય માતૃચરણે

જેઓએ રેલ્વે સ્ટેશનથી ઘણે દૂર આવેલ એક નાના ગામડામાં આખી જીંદગી ગાળવા છતાં અને ગુજરાતી ત્રણ ચોપડી પૂરતો અભ્યાસ કર્યો હોવા છતાં સમયબળ પારખીને મને કેટલીક મુશીબતો વેઠી તેમ જ પોતાનો સ્વાર્થ જતો કરી મેટ્રીક સુધી ભણાવ્યો; અને એ રીતે મારામાં સાહિત્યપ્રેમ ઉત્પન્ન કર્યો; અને જે સાહિત્યપ્રેમથી સમય વીતતાં હું મુંબઈ ઘસડાઈ આવ્યો અને ૧૯૨૧ના ડીસેમ્બરમાં 'ગુજરાતી' પત્રના તંત્રીખાતામાં ભાષાન્તરકાર તરીકે જોડાયો અને ધીમે ધીમે પ્રગતિ કરતાં મારામાં પાછળથી લેખનકળા વિકાસ પામી, અને હું કેટલીક સામાજિક તેમ જ ડિટેકટીવ વાર્તાઓ અને અન્ય લેખો લખી શકયો અને છેવટે આ નવલકથા લખવા શક્તિમાન બન્યો છું; તે સર્વનાં નિમિત્તભૂત મારાં સ્વર્ગસ્થ માતપિતાને આ નમ્ર કૃતિ અર્પણ કરું છું.

નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી

# "ગુજરાતી" પત્રે આપેલી ભેટો

| નામ | પ્ર. સન. | કિંમત. |
|---|---|---|
| અ. પુનર્વિવાહ શાસ્ત્રસંમત છે.... | | |
| અ. ગૃહધર્મ... ... ... | (૧૮૮૬) | મળતી નથી |
| ૧ શારોધાર અથવા એબિસિનિયાનો રાજપુત્ર ... | (૧૮૮૬) | મળતી નથી |
| દીનાર્જીસ અથવા ઉત્તર શારોધાર ... | (૧૮૮૬) | મળતી નથી |
| ૨ હિન્દ અને બ્રિટાનિયા (રાજભક્તિવિડંબણ-એક ભાગ સહિત) | | ૦-૧૦-૦ |
| ૩ ગંગાગોવિંદસિંહ અથવા વૉરન હેસ્ટિંગ્સનો જમણો હાથ | (૧૮૮૭) | ૨- ૦-૦ |
| ૪ મહારાણીનું જીવનચરિત્ર ... ... | (૧૮૮૮) | ૧- ૮-૦ |
| ૫ સવિતા સુંદરી અથવા ઘરડા વરનો ફજેતો ... | (૧૮૮૮) | ૧- ૮-૦ |
| ૬ ટીપુ સુલ્તાન અથવા વીર અપહરણનો ઘેરો (પ્રથમ ભાગ) | (૧૮૮૯) | ૦- ૪-૦ |
| ૭ દિલ્હીપર હલ્લો અથવા ભારતખંડના પરવશપણાનો પ્રારંભ | (૧૮૯૦) | મળતી નથી |
| ૮ અઢારમી સદીનું હિન્દુસ્તાન અથવા સૂર્યનો અસ્ત અને ચન્દ્રનો ઉદય ... | (૧૮૯૫) | ૨- ૦-૦ |
| ૯ ઔરંગઝેબ અને રાજપુતો ... ... ... | (૧૮૯૬) | ૨- ૦-૦ |
| ૧૦ શાહજાદો અને ભીખારી અથવા ઇંગ્લાંડના રાજવંશનો એક અદ્ભુત ઇતિહાસ... | (૧૮૯૭) | ૨- ૦-૦ |
| ૧૧ હેસ્ટિંગ્સની સોટી અથવા પ્લાસીના યુદ્ધ પછીનું બંગાળ | (૧૮૯૮) | ૧- ૮-૦ |
| ૧૨ પાણીપતનું યુદ્ધ અથવા નાના ફડનવીસ | (૧૮૯૯) | ૨- ૦-૦ |
| ૧૩ બેગમ સાહેબ અથવા અયોધ્યાનું પતન ... | (૧૯૦૦) | મળતી નથી |
| ૧૪ નૂરજહાન અથવા સૌન્દર્યવિજય ... | (૧૯૦૧) | મળતી નથી |
| ૧૫ બાજીરાવ બલ્લાળ અથવા પેશવાઇનો ઉદયકાળ ... | (૧૯૦૨) | મળતી નથી |
| ૧૬ રૂપનગરની રાજકુંવરી અથવા મહારાણા રાજસિંહ | (૧૯૦૩) | મળતી નથી |
| ૧૭ ઇન્દુકુમારી અથવા બંગાળમાં મરેઠાની હોડ ! ... | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૮ પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ ક્લાઇવનું કપટતંત્ર... | (૧૯૦૪) | મળતી નથી |
| ૧૯ શિવાજીનો વાઘનખ અથવા અફઝુલખાનનું ખૂન... | (૧૯૦૫) | મળતી નથી |
| ૨૦ હળદીઘાટનું યુદ્ધ અથવા અકબરનો પરાજય ... | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૧ નંદનવનનો નાશ અથવા આ તે રામની અયોધ્યા ! | (૧૯૦૬) | ૦-૧૨-૦ |
| ૨૨ પેશ્વાઇની પડતીનો પ્રસ્તાવ અથવા લાલજી વેદાન્તજી | (૧૯૦૭) | ૩- ૦-૦ |
| ૨૩ ઔરંગઝેબનો ઉદય અથવા આ તે મહાન્ મોગલ ! | (૧૯૦૮) | મળતી નથી |
| | (૧૯૦૯) | ૨- ૦-૦ |

# "ગુજરાતી" પત્રે આપેલી ભેટો

| | નામ | ઇ. સન. | કિંમત. |
|---|---|---|---|
| ૨૪ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ ... ... | (૧૯૧૦) | મળતી નથી |
| ૨૫ | કત્લેઆમ અથવા દિલ્હીનો કમનસીબ રાજમુકુટ ... | (૧૯૧૧) | ૨-૦-૦ |
| ૨૬ | પુરાતન દિલ્હી ૪૦ ચિત્રો સાથે ... ... | (૧૯૧૧) | ૨- ૦-૦ |
| ૨૭ | ચુંબનમીમાંસા ... ... ... ... | (૧૯૧૧) | મળતી નથી |
| ૨૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... ... | (૧૯૧૨) | ૨- ૦-૦ |
| ૨૯ | જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ... | (૧૯૧૩) | ૨- ૦-૦ |
| ૩૦ | હમીર હઠ અથવા રણથંભોરનો ઘેરો ... ... | (૧૯૧૪) | મળતી નથી |
| ૩૧ | મુગલાઈની ભાગ્યપરીક્ષા ... ... ... | (૧૯૧૫) | ૨- ૦-૦ |
| ૩૨ | પાટણની પ્રભુતા ... ... ... ... | (૧૯૧૬) | ૨- ૮-૦ |
| ૩૩ | ચાલુક્યનંદિની અથવા ચન્દ્ર અને સુંદરી ... | (૧૯૧૭) | મળતી નથી. |
| ૩૪ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ... | (૧૯૧૮) | ૩- ૦-૦ |
| ૩૫ | રૌનક મહેલની રાજખટપટ અથવા આદિલશાહી વંશના વિધ્વંસનો પ્રારંભ ... ... | (૧૯૧૯) | ૩- ૦-૦ |
| ૩૬ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસલામ ... ... | (૧૯૨૦) | ૩- ૦-૦ |
| ૩૭ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર ... | (૧૯૨૧) | ૩- ૦-૦ |
| ૩૮ | કચ્છનો કાર્તિકેય અથવા નરેન્દ્ર વીર ખેંગાર ... | (૧૯૨૨) | ૩- ૦-૦ |
| ૩૯ | અનારકલી અથવા અપરાધી અકબર ... ... | (૧૯૨૩) | ૩- ૦-૦ |
| ૪૦ | મહારાણી મયણલ્લા અથવા ગુજરાતની માતા ... | (૧૯૨૪) | ૪- ૮-૦ |
| ૪૧ | પરાધીન ગુજરાત અથવા ચાવડા વંશનો ઉદય... | (૧૯૨૫) | ૩- ૦-૦ |
| ૪૨ | નાનાસાહેબ અથવા સ્વધર્મ માટે પ્રાણાર્પણ... | (૧૯૨૬) | ૩- ૦-૦ |
| ૪૩ | મુરીદે શયતાન અથવા મલબારનો મોપલા અત્યાચાર | (૧૯૨૭) | ૩- ૦-૦ |
| ૪૪ | સિતમગર સુલ્તાન અથવા તલ્વાર અને કુરાન... | (૧૯૨૮) | ૩- ૦-૦ |
| ૪૫ | કચ્છનો કેસરી અથવા ઘોઘો અને મનેસર ... | (૧૯૨૯) | ૩- ૦-૦ |
| ૪૬ | અમરગર્જના અથવા સુષુપ્તિ અને જાગરણ ... | (૧૯૩૦) | ૩- ૦-૦ |
| ૪૭ | અમરેશરી કટારી ... ... ... ... | (૧૯૩૧) | ૨- ૦-૦ |
| ૪૮ | દોગારી તલવાર અને રાયસિંહજીની હવેલી ... | (૧૯૩૧) | ૨- ૦-૦ |
| ૪૯ | શત્રુંજયનો શ્યામ અને જોગણીનું ખપ્પર ... | (૧૯૩૨) | ૩- ૦-૦ |
| ૫૦ | પાટણની પ્રતિષ્ઠા ... ... ... ... | (૧૯૩૩) | ૩- ૦-૦ |
| ૫૧ | મહારાણી લક્ષ્મીબાઈ અથવા ખાલસાનું ખપ્પર... | (૧૯૩૪) | ૩- ૦-૦ |
| [illegible] | પ્રતાપી પ્રતાપ ... ... ... ... | | ૨- ૦-૦ |



# ઉપયોગમાં લીધેલા ગ્રંથોની યાદી




૧ ઝાંસીની રાણી (રા રા મણિલાલ છબારામ ભટ્ટ)

૨ ૧૮૫૭ના બળવાનો ઇતિહાસ.

૩ 'બૃહદ્ ગુજરાત'નો માર્ચ ૧૯૩૩નો અંક

૪ ૧૮૫૭ બળવાની બીજી બાજુ The other side of the medal, by Edward Thompson નું ગુજરાતી ભાષાન્તર.

૫ झांसीकी रानी लक्ष्मीबाई (શ્રીયુત દત્તાત્રય બળવંત પારસનિસકૃત મરાઠી ગ્રંથનો હિંદી અનુવાદ)

૬ मरण कीं स्मर! (ડા. ના. દા. સાવરકર કૃત મરાઠી નવલકથા)

૭. विश्वमित्र સપ્ટેમ્બર ૧૯૩૩ના અંકમાંનો झांसीकी रानी નામનો લેખ

૮ The Rani of Jhansi—A historical play in four acts, by Philip Cox

૯ Scraps of paper, by Nicholson.

૧૦ Rise of the Christian power in India, by Major B. D. Basu

# અનુક્રમણિકા

## પ્રથમ ખંડ–રાજખટપટ



## દ્વિતીય ખંડ–વીરાંગના



[illegible] લિ.

# મહારાણી લક્ષ્મીબાઇ

અથવા

# ખાલસાનું ખપ્પર



## ખંડ ૧ લો

રાજખટપટ



ગઈ છે, એમ જણાય છે અને તેથી જ તો રાણી સાહેબ આજે વહેલાં શિવપૂજન કરવા આવતા હોય એમ હું અનુમાન કરું છુ" આટલો જવાબ આપી અનુચર ચાલતો થયો.

મહારાજને વધુ પ્રશ્ન પૂછવાની જરૂર લાગી નહીં ફરીથી તેણે જયશંકરનું સ્તોત્ર ભણવા માડ્યુ અને સાથેસાથ આજુબાજુ બધુ યથાસ્થિત છે કે નહીં તેની ખાત્રી કરવા દૃષ્ટિ ફેરવી. પણ મહારાજનાં ચિત્તમા જયશંકરના સ્તોત્રે કશી જ ભક્તિ પ્રકટાવી નહીં સ્તોત્ર માત્ર મુખથી ઉચ્ચારાતું હતું, ત્યારે તેમનું ચિત્ત જૂદા જ વ્યાપારમાં લાગ્યુ હતું

"કામદેવને બાળીને ભસ્મ કરી નાંખનાર શિવજીનો હું ઉપાસક બન્યો છુ, છતાં મારાથી મારા ચિત્ત ઉપર અને મનમાં રહેલી વાસના ઉપર વિજય મેળવી શકાતો નથી કેટલાંક વરસોથી હું મારી એ હૃદયમૂર્તિને ભૂલી જવાનો યત્ન કરું છુ, પણ તેમાં સફળતા પ્રાપ્ત થતી નથી. ઉલટું, જેમ જેમ હું તેને મારા ચિત્તમાંથી દૂર ને દૂર રાખવાનો પ્રયાસ કરું છું તેમ તેમ તેનું સ્મરણ મને વધારે ને વધારે વાર થયાં કરે છે. આટલાં વર્ષો સુધી હું તેનાથી દૂર રહ્યો, બીજી પ્રવૃત્તિઓમાં પડ્યો એ હૃદયેશ્વરીને ભૂલી તેને સ્થાને બીજી મૂર્તિને સ્થાપવા મથ્યો પણ મારા સર્વ પ્રયાસો તપેલાં લોઢા ઉપર પાણીના બિન્દુની જેમ નિષ્ફળ ગયા છે! ...... ..

"હા, પણ એમા મારા ચિત્તનો પણ શો દોષ? व्यतिषजति पदार्थान्तार कोऽपि हेतु । લાગણી ઉપર–હૃદય ઉપર મનુષ્યની સત્તા ચાલતી નથી, અને વાસનાનો ક્ષય થવો અતિ દુષ્કર છે ભલેને શિવજીને મદનાન્તક એટલે મદનનો અંત લાવનાર કહેવામાં આવે, છતાં સતી પાર્વતી ઉપરાંત જટામાં ગંગાજીને રાખ્યા વગર તેમને ક્યાં ચાલે છે! અને એટલેથી સંતુષ્ટ ન થવા તે કોઈ નહીં ને જગતની ભીલડી ઉપર મોહ્યા! શંકર જેવા જગતના સંહારક દેવ જો- આમ એક ભીલડીના મોહપાશથી ન બચી શક્યા, તો મારા જેવા સામાન્ય મનુષ્યનું શું ગજું? હું એ લાવણ્યવતી, તેજસ્વી તરુણીના સૌંદર્ય અને પ્રકાશમાં મુગ્ધ બનું એમા શું આશ્ચર્ય!—"

ગંગાદાસ આ પ્રમાણે પોતાની મનસૃષ્ટિમાં ક્યાં સુધી રમ્યા કરત તે કોઈ કહી શકે તેમ ન હોતું, પણ એવામાં શિવાલયના આંગનમાં કોઈ આવતું હોય એવો પગલાં પડવાનો અવાજ થતાં મહારાજ સતેજ થઈ કલ્પનાસૃષ્ટિમાંથી

તારતવિકસૃષ્ટિમાં આવી પડ્યા અને મહારાણીનો સત્કાર કરવા મંદિરમાંથી દોડતા દોડતા બહાર આવ્યા.

પ્રાતઃકાળમાં તાજાં જ ખીલેલા કમળના જેવા શ્વેત અને પ્રફુલ્લ મુખવાળાં મહારાણીને જોતાં જ ગંગાદાસની છાતી ધબકવા લાગી ! કેટલું સૌંદર્ય ! કેટલું તેજ ! કેટલો પ્રકાશ ! કેટલી ભવ્યતા ! કેટલી મનોહારિતા !

રાણીએ મંદિરનાં પગથિયાં ચડી ગંગાદાસ મહારાજને જરા માથું નમાવી નમન કર્યું, એટલે ગંગાદાસે વીરપુરુષના જેવી બે લાંબી ભુજાઓ ઉંચી કરી 'સૌભાગ્યવતી ભવ' 'કલ્યાણમસ્તુ !' એમ કહી, આશીર્વાદ આપ્યો.

રાણીએ અંદર જઈ મહાદેવની પંચામૃત વગેરે દ્રવ્યોથી પૂજા કરી, ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરે મહાદેવજી આગળ ધરી પગે લાગી અને ઘડીભર આંખો મીંચી શંભુનું ધ્યાન ધર્યું.

રાણીએ મહાદેવજીની પૂજા કરી તેટલો વખત ગંગાદાસ મહારાજ બહાર ઊભા ઊભા રાણી તરફ અનિમિષ દૃષ્ટિથી જોઈ રહ્યા હતા.

"મહારાજ ! જરા અંદર આવો." રાણીએ ગંગાદાસને બોલાવ્યા.

ગંગાદાસ કંઈક સંકોચ પામતા અંદર ગયા અને પોતાના આસન ઉપર બેઠા: "જી, મને કેમ બોલાવ્યો ?"

"મહારાજ ! મેં સાંભળ્યું છે કે તમે શંકરના મહાન્ ભક્ત છો, શંકરમાં અત્યંત શ્રદ્ધા રાખનારા છો, અને શંકર તમારા ઉપર પ્રસન્ન છે, એમ મેં સાંભળ્યું છે. લોકો કહે છે કે તમે ભવિષ્ય પણ જાણી શકો છો અને આશીર્વાદ પણ આપી શકો છો !" આટલું બોલી આશાભરી દૃષ્ટિથી મહારાણી ગંગાદાસ મહારાજ તરફ જોઈ રહ્યાં.

આત્મપ્રશંસા અને તે પણ મહારાણીના મુખથી થતી જોઈ ગંગાદાસ પ્રસન્ન થયા અને કહ્યું: "રાણીજી ! શિવની ઉપાસના બ્રાહ્મણોને માટે સ્વાભાવિક છે; અને જે દેવને જે સંપૂર્ણ શ્રદ્ધા અને એકનિષ્ઠાથી ભજે છે તે દેવ પોતાના ભક્ત ઉપર પ્રસન્ન થાય છે. બાકી ભવિષ્ય હું જાણતો નથી અને જાણવાનો દાવો કરતો નથી. મારી તો એવી સમજણ છે કે ભવિષ્ય તો પ્રાણીમાત્રથી અજ્ઞાત જ છે. એ તો સર્વશક્તિમાન પરમેશ્વરે પોતાની પાસે જ રાખ્યું છે. અને આશીર્વાદ આપનારો હું કોણ ? મારો

# મહારાણી લક્ષ્મીબાઈ

અથવા

# ખાલસાનું ખપ્પર

---

## પ્રકરણ ૧ લું

### ગંગાદાસ મહારાજ

जय शंकर पार्वतीपते मृड शंभो शशिखंडमण्डन ।
मदनान्तक भक्तवत्सल प्रियकैलास दयासुधाम्बुधे ॥




ગાદાસ મહારાજ ઉપમન્યુકૃત જયશંકર સ્તોત્ર બોલવાની તૈયારી કરતા હતા અને ઉપરનો શ્લોક બોલી રહ્યા હતા, એટલામાં રાજ્યના એક અનુચરે આવી શિવાલયના ચોગાનમાં ઉભા રહીને બૂમ મારી:

"મહારાજ! રાણી સાહેબ મહાદેવનું પૂજન કરવા પધારે છે."

ગંગાદાસ સ્તોત્ર બોલતાં એકાએક બંધ પડ્યા અને શિવાલયમાંથી બહાર આવી રાજઅનુચર સામે જોઈ પ્રશ્ન કર્યો: "કેમ, આજે આટલાં વહેલાં?"

"જાણો છો ને મહારાજશ્રીની પ્રકૃતિ કેટલાક દિવસથી પહેલાં શિથિલ થઈ ગઈ છે. દશેરાની સવારીમાં નીકળ્યા પછી તબિયત વધારે ખરાબ થઈ

જેવા મનુષ્યના આશીર્વાદની શી કિમ્મત ? બાકી હું તો સર્વદા આપને રાજકુટુંબને આશીર્વાદ આપ્યા જ કરું છું અને આપનું શુભ ઇચ્છું છું

ગંગાદાસની નમ્રતા જોઈ મહારાણીને વધુ શ્રદ્ધા બેઠી અને મહા... ભવ્ય મુખાકૃતિ તરફ એક છુપી દૃષ્ટિ ફેંકી કહ્યું: "મહારાજ! તમે મા... ચા ન માનો, મને તો તમારી શક્તિમાં શ્રદ્ધા છે; માટે આશીર્વાદ આ... અને મારું ભવિષ્ય ભાખો."

ગંગાદાસથી હવે ના પાડી શકાય તેમ નહોતું. જે રાજ્યના આશ્ર... તે આ મંદિરનો પૂજારી બન્યો હતો તેની રાણી આવી શ્રદ્ધાપૂર્વક માગ... કરે ત્યારે તેનો અસ્વીકાર કરવો એ અશક્ય હતું.

"રાણીજી! તમે તો સાક્ષાત્ પાર્વતીજી જેવાં દેવી છો, મનુષ્યરૂ... શક્તિનો, જગદંબાનો અવતાર છો. પુત્રના શોકથી આપ ખિન્ન રહો છો અને પુત્રેચ્છા રાખ્યા કરો છો એ સર્વથા સ્વાભાવિક છે. આપની પુત્રેચ્છા ભગવાન્ શંકર પૂરી કરે એવો મારો આશીર્વાદ છે. એ આશીર્વાદની સિદ્ધિ થશે તો મારા જેટલો આનંદ બીજા કોઈને નહીં થાય! રાણીજી! ભવિષ્ય-કોઈ ભાખી શકતું નથી. છતાં મને લાગે છે કે તમારામાં રહેલી શુભ શક્તિઓ એક દિવસ પ્રકાશમાં આવવાનો સમય આવશે, અને તમારી ઇચ્છા હોય યા નહીં હોય, છતાં તમારે એ શક્તિઓનો ઉપયોગ કરવો ...ડશે! અને તમે એવા સંજોગોમાં મુકાશો કે તમારી કીર્તિ હાલ છે તે કરતાં ...હસ્ત્રગણી વધી જશે; એટલું જ નહિ, પણ આ દેશના ઇતિહાસમાં ...મારું અને તમારી સાથે ઝાંસીનું નામ અમર થઈ જશે!"

અંતઃપ્રેરણાથી બોલતા હોય એમ ગંગાદાસ મહારાજ આટલું કહી સ્થિર દૃષ્ટિથી મહારાણી તરફ જોઈ રહ્યા અને પછી મહાદેવને ચડાવેલાં પુષ્પોમાંથી એક પુષ્પ લઈ રાણીના હાથમાં આપ્યું. રાણીએ તે ભાવપૂર્વક મસ્તક ઉપર ચડાવ્યું, બંને આંખોએ અડકાડ્યું, અને તે પછી મહાદેવને મસ્તક નમાવી ત્યાંથી ચાલવા માંડ્યું.

જતાં જતાં રાણીએ કહ્યું: "મહારાજ! કાંઈ ઇચ્છા? કાંઈ આજ્ઞા?"

ગંગાદાસ નમ્રભાવે બોલ્યા: "મહારાણીજી! આપને મારાથી આજ્ઞા ...થાય જ નહીં, વિનંતિ કરાય, અને તે એટલી જ કે જ્યાંસુધી ઝાંસીમાં ...હો ત્યાંસુધી પ્રાતઃકાળમાં આ મહાદેવનાં દર્શન કરવાનું ભૂલતાં નહીં."

"મહારાજ! એ તો મેં ક્યારનીય પ્રતિજ્ઞા લીધી છે. પણ બીજી કાંઈ ઇચ્છા?"

"મારા જેવા બ્રહ્મચારીએ ઇચ્છાઓ રાખવા કરતાં ઇચ્છાઓ દાબી દેવામાં જ શ્રેય છે. રાણીજી! આપ પધારો, રાજમહાલયમાં આપની હાજરીની જરૂર હશે."

આમ કહી ગંગાદાસ શિવાલયમાં જઈ પોતાના આસન ઉપર બેસી ફરીથી જયશંકરનું સ્તોત્ર બોલવા લાગ્યાઃ

जय शंकर पार्वतीपते मृड शंभो शशिखंडमण्डन ।
मदनान्तक भक्तवत्सल प्रियकैलास दयासुधांबुधे ॥ *

---



## પ્રકરણ ૨ જું
## પૂર્વની સંસ્મૃતિ

મહારાણીએ શિવાલયના ચોગાનમાંથી બહાર નીકળતી વખતે પાછું ફરી જોયું તો ગંગાદાસ મહારાજ મોટા બાજઠ ઉપર પાથરેલા મૃગચર્મ ઉપર પલાંઠી વાળી કાંઈક બોલી રહ્યા હતા. ગંગાદાસ મહારાજના મુખ તરફ રાણીએ એક ક્ષણભર તાકીને જોયું અને કેમ જાણે એ વદન તેમણે પૂર્વકાળમાં ક્યાંક જોયું હોય એવું તેમને આજે ઝાંખું સ્મરણ થઈ આવ્યું.

મહારાજની ઉમ્મર અત્યારે ૨૫ વર્ષથી વધુ ભાગ્યે જ હતી. તે યુવાનીના પૂરબહારમાં હતા. ૨૫ વર્ષ સુધી એકનિષ્ઠાથી અને પવિત્ર મનથી

---

* અર્થ–હે શંકર! હે પાર્વતીપતિ! હે મૃડ! હે શંભો! હે ચંદ્રભૂષણ! હે મદનનો નાશ કરનાર! હે ભક્તવત્સલ! હે કૈલાસ જેને પ્રિય છે એવા, હે દયારૂપી અમૃતના સિંધુ–સાગર! તારો જય હો!

પાળેલા બ્રહ્મચર્યથી તેમના વદન ઉપર બ્રહ્મતેજ દીપી આવ્યું હતું, એ તેમનું ઘઉંવર્ણું, છતાં સુંદર મુખ વધુ સુંદર અને મનોહર લાગતું હતું. આટલી નાની વયમાં આ યુવાન બ્રહ્મચારી પોતાના જ્ઞાન, સંયમ અને ધીરતાથી પ્રજામાં તેમ જ રાજકુટુંબમાં અત્યંત સન્માનનીય થઈ પડ્યા હતા; અને ગંગાધરરાવ તથા લક્ષ્મીબાઈ બન્ને તેમના તરફ પૂજ્યભાવથી અને કાંઈક મમતાથી જોતા હતા.

ગંગાદાસ મહારાજ સ્વભાવે શાન્ત, હસમુખા છતાં ઓછું બોલવાવાળા અને નિસ્પૃહી બ્રહ્મચારી હતા. તેઓ શિવાલય છોડી ભાગ્યે જ કોંઈ જતા, કોઈનું પણ જમવાનું આમંત્રણ સ્વીકારતા નહીં, પણ જાતે જ સ્વયંપાક કરતા.

ગંગાદાસ મહારાજ આ શિવાલયમાં એક માસથી આવ્યા હતા. બાબા સાહેબ ઉર્ફે રાવસાહેબ ગંગાધરરાવ કાશી વગેરે તીર્થસ્થળોની યાત્રા કરવા ગયા હતા, ત્યાંથી આ યુવાન છતાં, વિદ્વાન, તેજસ્વી અને નિસ્પૃહ બ્રહ્મચારીને જોઈ, રાજમહાલયના શિવાલયના પૂજારી તરીકે તેમને પોતાની સાથે તેડી લાવ્યા હતા અને ત્યારથી ગંગાદાસ મહારાજ શિવાલયની પૂજા કરતા હતા. જો કે બાબા સાહેબે તેમને શિવાલયની વ્યવસ્થા સોંપી હતી, છતાં રાણી સાહેબની મમતા મહારાજ ઉપર વિશેષ હતી. અને ગંગાદાસના આવ્યા પછી રાણી સાહેબ શિવાલયમાં દર્શનાર્થે તેમ જ પૂજાર્થે દરરોજ આવતાં હતાં. આ સંબંધમાં દાસદાસીઓમાં કંઈ કંઈ અટકળો ચાલતી હતી, પણ સર્વ કોઈ એક અનુમાનને વધારે પુષ્ટિ આપતું હતું અને તે એ હતું કે રાણી સાહેબ પુત્રેચ્છાથી-પુત્રની કામનાથી શિવપૂજા કરી રહ્યાં છે. અને આ અનુમાન સર્વથા ખોટું પણ નહોતું.

ગંગાદાસ મહારાજે અત્યારે રેશમી કિનારનું પીતાંબર પહેર્યું હતું અને શરીર ઉપર એક ઉપવસ્ત્ર વીંટાળ્યું હતું. આટલાં નજીવાં વસ્ત્રોમાં પણ મહારાજનું બ્રહ્મતેજ અને સૌંદર્ય છાનું રહેતું નહોતું.

જે વખતે રાણી સાહેબે પશ્ચાદ્ દૃષ્ટિ કરી ગંગાદાસ મહારાજ તરફ નજર નાંખી, તેજ વખતે ગંગાદાસ મહારાજની નજર પણ રાણી સાહેબ ... હતી. એટલે બન્નેની દૃષ્ટિઓ એક બીજામાં સમાઈ ગઈ.

લજ્જાવશ થયાં હોય એમ રાણી સાહેબ મોઢું ફેરવી ઉતાવળે પગલે ચાલવા લાગ્યાં; પણ પૂર્વકાળની સ્મૃતિ તેમના મનમાં બળાત્કાર કરીને જાગૃત થવા લાગી.

રાણી સાહેબને પોતાનું બચપણ યાદ આવ્યું. પોતાની બાલ્યાવસ્થાના રમતીઆળ દિવસો યાદ આવ્યા. તીર્થક્ષેત્ર કાશીમાં પોતાનો જન્મ થયો હતો એ વાત તેમને યાદ આવી. તેમનાં માતપિતા બાજીરાવ પેશવાને આશ્રયે રહેતાં હતાં. નાનપણમાંથી જ પોતે માતાનો સ્નેહ ગુમાવ્યો હતો, પણ પિતાએ પૂરેપૂરું વાત્સલ્ય દર્શાવી માતાની ખોટ પૂરી હતી. પોતાના પિતા મોરોપંતે જન્મપત્રિકા કરાવી હતી, તે યાદ આવતાં જ રાણી સાહેબના વદન ઉપર આત્મસંતોષની સુરખી ઝળકી ઉઠી. 'આ કન્યા રાજ્યલક્ષ્મીથી અલંકૃત થઇ મોટી ઐશ્વર્યશાલિની થશે,' એવી કાશીના વિખ્યાત જોષીની ભવિષ્યવાણી, તે વખતે તો બધાએ હસી કાઢી હતી; પણ તે સાચી પડ્યા પછી રાણી સાહેબને જ્યોતિષીઓ ઉપર તેમ જ ભવિષ્ય જાણવાની વિદ્યા ઉપર ઊંડી શ્રદ્ધા બેઠી હતી.

પોતાનું નામ મનુબાઇ હતું, છતાં તેની ચાલ અને સતેજ દૃષ્ટિ જોઇ પેશવાની મંડળી તેમને છબીલી કહીને બોલાવતી હતી, એ વાત યાદ આવતાં રાણી સાહેબથી હસી પડાયું. જેમ જેમ પોતે ઉમ્મરમાં વધતાં ગયાં તેમ તેમ શ્રીમન્તના દત્તક પુત્ર નાનાસાહેબ અને પેશવાના ખાસ પ્રિયપાત્ર સરદારના પુત્ર શંકરરાવ સાથે ખેલવા લાગ્યાં અને તેઓ જે રમતગમતો કરતાં હતાં અને જે શિક્ષણ લેતાં હતાં તે શિક્ષણમાં તેઓ રસપૂર્વક ભાગ લેવા લાગ્યાં. નાનાસાહેબ અને શંકરરાવ ઘોડેસ્વારી કરતા તો પોતે પણ ઘોડેસ્વારી કરતાં; બન્ને છોકરા તરવાર ફેરવતા તો, મનુબાઇ પણ પટા ખેલતાં.

એક વખત એવો પ્રસંગ બનેલો કે નાનાસાહેબ હાથી ઉપર બેઠા ત્યારે મનુબાઇએ પણ હાથી ઉપર બેસવાની હઠ લીધી, પણ પેશવા પાસે માત્ર એક જ હાથી હતો, તેથી શ્રીમન્તે નાનાસાહેબને કહ્યું કે, 'મનુબાઇને તારી જોડે હાથી ઉપર બેસાડ,' પણ નાનાસાહેબે માન્યું નહીં; અને મનુબાઇએ હઠ છોડી નહીં. આથી ગુસ્સે થઇ મોરોપંતે કહ્યું: 'તારા નસીબમાં હાથી ક્યાં છે!' પિતાનું આવું વચન સાંભળી પાણીદાર મનુબાઇએ ઉત્તર આપ્યો: "મારા નસીબમાં એક નહીં પણ દશ-વીશ હાથી છે."

આ પ્રસંગનું સ્મરણ થતાં રાણી સાહેબને પોતાના ભાગ્ય ઉપર હસવું આવ્યું. પોતે બાળપણમાં રોષમાં જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે સાચા પડેલા જોઈ કાંઈક ગર્વ આવ્યો; પણ તુર્ત જ ગંગાદાસના શબ્દો કાનમાં રમી રહ્યા:

"કાશીના જ્યોતિષીની અને મારી પોતાની ભવિષ્યવાણી સાચી પડી છે; તો શું આ ગંગાદાસ મહારાજ જેવા વિશુદ્ધ આચાર્યોનું વચન મિથ્યા જશે? પણ એનું કથન અને સ્પષ્ટ સમજાતું નથી. એમની આશીર્વાદ આપવાની રીત પણ વિચિત્ર છે. મારી પુત્રકામના સિદ્ધ થશે તો એના જેટલો આનંદ બીજા કોઈને નહીં થાય એટલે શું? શું રાવસાહેબ અને મારા કરતાં પણ એને વધુ આનંદ થશે? કેવો વિચિત્ર આશીર્વાદ અને કેવી વિચિત્ર શબ્દરચના! અને ભવિષ્ય પણ કેવી ખૂબીથી ભાખ્યું છે કે કાંઈ સમજ જ ન પડે! મારે એક દિવસ મારી શુભ શક્તિઓને ઇચ્છાએ કે અનિચ્છાએ પ્રકાશમાં મૂકવી પડશે, એટલે શું? અને મારી કીર્તિ હાલના કરતાં સહસ્રગણી વધી જશે! શી રીતે? હું અત્યારે ઝાંસી સંસ્થાનની રાણી છું, મને પુત્ર તો છે નહીં, અને આ કંપનીવાળા હવે દત્તક લેવા દેતા નથી, તો પછી હાલના કરતાં મારી કીર્તિ વધશે ક્યાંથી? ગંગાદાસ મહારાજ આટલેથી જ અટકતા નથી. ઇતિહાસમાં ઝાંસીનું અને મારું નામ અમર થઈ જવાનું કહે છે. શા આધારે એ એમ કહે છે? કંપની સરકારના વધતા જતા પ્રાબલ્યમાં દેશી રાજ્યો જ્યાં ઝાંખાં પડતાં જાય છે ત્યાં ઝાંસી કે હું અમર થવાની વાત જ ક્યાં રહી! પણ કોણ જાણે ગંગાદાસ મહારાજનાં વચનોમાં કોઈ ગૂઢ અર્થ રહેલો હશે અને તે હું નહીં સમજી શકતી હોઉં. પવિત્ર પુરુષોનાં વચન ભાગ્યે જ મિથ્યા થાય છે!

"હા, પણ આ મહારાજની મુખાકૃતિ મારા બાલ્યકાળના સોબતી શંકરરાવને કાંઈક અંશે મળતી લાગે છે! શું એ સાચેસાચ એને મળતી છે કે માત્ર મારા ઉદ્વિગ્ન મનની ભ્રમણા જ છે! પણ શંકરરાવ કાંઈ આવી સ્થિતિમાં હોય! સાંભળ્યું છે કે એ તો દક્ષિણમાં વિજયયાત્રા કરવા નીકળી પડ્યો છે! તો પછી આની મુખાકૃતિ એને બરાબર મળતી કેમ આવે છે! પણ સૃષ્ટિમાં એકસરખા ચહેરાવાળાં બે માણસો ન હોય એમ પણ શા માટે માનવું? નહીં! નહીં! નાનપણમાં મેં એની સાથે

ઘોડેસવારી કરી, પટ્ટાબાજી ખેલી અને બીજી અનેક રમતો રમી તે આ શંકરરાવ હોય એમ જ મારા મનને થયા કરે છે. એ જે રીતે મારા તરફ જોઇ રહે છે તે મારી શંકાને સબળ બનાવે છે, એની દૃષ્ટિમાં પૂર્વકાળનો પરિચય ભરેલો છે, એના બોલવામાં બાલ્યકાળની સ્મૃતિની સુવાસ રહેલી છે, અને જો એ ખરેખર શંકરરાવ હોય તો—"

રાજમહાલયનું પ્રવેશદ્વાર આવતાં જ રાણી સાહેબની વિચારમાળા–બાલ્યકાળની સ્મૃતિનું સુમધુર સ્વપ્ન અટકી પડ્યું અને પૂજનસામગ્રી એક પરિચારિકાના હાથમાં સોંપી પોતે સીધાં મહારાજ પાસે ગયાં.

---



## પ્રકરણ ૩ જું
## ગંગાધરરાવનો મંદવાડ

રાજમહાલયના એક વિશાળ ખંડમાં મહારાજ ગંગાધરરાવ પલંગમાં બેચેનીથી પડ્યા હતા; અને થોડે દૂર એક સેવક અને સેવિકા તેમની આજ્ઞાનો અમલ કરવા માટે બેઠાં હતાં.

મહારાજ ગંગાધરરાવ જે સામાન્ય રીતે પરિચિત વર્ગમાં બાબાસાહેબના નામથી ઓળખાતા હતા, તેમની વય અત્યારે ૫૦ વર્ષથી વધુ થઇ હતી; કિન્તુ પોતાની પ્રથમની સ્ત્રી રમાબાઇના મૃત્યુથી અને લક્ષ્મીબાઇ સાથે ફરીથી લગ્ન કરવા છતાં, પણ પોતાને પુત્રપ્રાપ્તિ નહીં થવાથી અને લક્ષ્મીબાઇને થયેલ પુત્રરત્ન ત્રણ માસનો થતાં જ મૃત્યુ પામવાથી તેમના મનને એટલો બધો આઘાત થયો હતો, અને હંમેશાં એટલા બધા ખિન્ન રહ્યા કરતા હતા કે તેમને અકાળે વૃદ્ધત્વ પ્રાપ્ત થવા માંડ્યું હતું અને માનસિક ચિંતાથી તેમનું શરીર પણ રોગગ્રસ્ત બન્યું હતું.

પુત્રશોકનો કારી ઘા આટલો ઊંડો જવાનું મુખ્ય કારણ એ હતું કે પની સરકારની હિંદમાં રાજ્ય સ્થાપવાની અને નવા નવા મુલકો મેળ-

વધવાની લાલસા વધતી જતી હતી અને વર્તમાન ગવર્નર જનરલ લૉર્ડ ડેલહાઉસીની રાજનીતિ આ દિશામાં એટલી તો આગળ પડતી હતી કે હિંદમાં બ્રિટીશ સામ્રાજ્ય સ્થાપવાની અને એ સ્થાપનાનું માન પોતાને એવી તીવ્ર મહત્વાકાંક્ષાને લીધે તેણે નાવારસ એટલે સીધા વારસ વગરના જે દેશી રાજાઓ અપુત્ર મરી જાય તેનું રાજ્ય ખાલસા કરવાની નવી પ્રથા દાખલ કરી હતી, અને આ પ્રથા હિન્દુ ધર્મશાસ્ત્રથી વિરુદ્ધ હોઇને અને દેશી રાજ્યોના અસ્તિત્વને અત્યંત ભયમાં નાંખનારી હોઇને સમગ્ર દેશી રાજકર્તાઓ તેથી ખૂબ જ નારાજ અને અસંતુષ્ટ બન્યા હતા. આ રાજનીતિ જે Lapse policy—ખાલસાનીતિના નામથી ઓળખાતી હતી તે અનુસાર સતારા અને નાગપુર ખાલસા થયાં હતાં અને હવે ઝાંસીનો વારો આવ્યો હતો.

બાબાસાહેબને પુત્ર ન હોતો અને હવે પુત્ર થાય એવી આશા પણ ન હોતી; એટલે નાગપુર અને સતારાને પગલે ઝાંસી પણ ખાલસા થશે એ વિચારથી તેમનું ચિત્ત હંમેશાં ખિન્ન રહ્યાં કરતું હતું અને એ આ ગંભીર મંદવાડનું એક કારણ પણ હતું.

મહારાણી અંદર આવ્યાં અને બાબાસાહેબના પલંગ આગળ મૂકેલા એક આસન ઉપર બેસી, ઔષધ આપવાનો સમય થયો હોવાથી અનુચરને ઔષધ તૈયાર કરવાની સૂચના કરી. આ પ્રમાણે સેવકસેવિકા બન્ને મહારાજના ખંડમાંથી રાજમહાલયના બીજા ભાગમાં જતાં જ મહારાણીએ ઉભાં થઇ બાબાસાહેબના માથા ઉપર હાથ ફેરવ્યો. એ સ્પર્શમાં કેટલું માર્દવ અને કેટલી મીઠાશ ભરી હતી ?

રાણી સાહેબના હસ્તના કોમળ સ્પર્શથી બાબાસાહેબે પડખું ફેરવી આંખ ઉઘાડી તો સામે જ લક્ષ્મીબાઇને ઉભેલાં જોયાં. તેમને જોતાં જ બાબાસાહેબ ઉત્સાહમાં આવી બોલ્યાઃ "આવો, હું હમણાં તમને જ યાદ કરી રહ્યો હતો. તમે અત્યાર સુધી ક્યાં હતાં?" બાબાસાહેબના અવાજમાં નરમાશ અને નાસીપાસી બન્નેનું મિશ્રણ થયું હતું.

"હું નિત્ય નિયમ અનુસાર શિવાલયમાં શિવપૂજા અર્થે ગઇ હતી. આજ સવારમાં મને આપની પ્રકૃતિ બરાબર ન લાગવાથી વહેલીવહેલી શિવપૂજન કરી આવી, કે જેથી બાકીના સમગ્ર સમયમાં તમારી સેવામાં હાજર રહી શકું."

"દેવી! તમે એમ ઉભાં ન રહો; મારે કાંઇક કહેવું છે. અહીં આવી મારી પાસે બેસો, અને મને જરા હાથ પકડી બેઠો કરો, એટલે હું તકિયાને અઢેલીને બેસી શકું."

લક્ષ્મીબાઇએ બાબાસાહેબના નિર્બળ શરીરને પોતાના હાથથી ઉચું કરી તકિયાને અઢીંગીને તેમને બેસાર્યા અને લોહી વગરના, છેક જ કૃશ અને તેથી કાંઇક બેડોળ લાગતા પોતાના પતિ સામે જોતાં જ સાધ્વી સતી લક્ષ્મીબાઇની આંખો આંસુથી ભીંજાઇ ગઇ.

બાબાસાહેબે એ જોયું અને તેનું કારણ જાણવા છતાં, આશ્વાસન આપવાના આશયથી પ્રશ્ન કર્યો.

"દેવી! શા માટે સંતાપ કરે છે? માણસને મંદવાડ પણ આવે, અને આ મંદવાડ કાયમ રહેશે એમ કોણે કહ્યું?"

"તમે મને ખોટું આશ્વાસન આપવા મથો છો તે મારાથી કાંઇ છાનું નથી. આપણા વૈદરાજ અને હકીમ બન્નેનો એક જ અભિપ્રાય પડ્યો છે કે તમને સંગ્રહણીનો મહાવ્યાધિ લાગુ પડ્યો છે અને એ વ્યાધિ પણ કાંઇ થોડો એક બે દિવસનો કે મહીનાનો છે? આજકાલ કરતાં પણ એકાદ વર્ષથી તમે સંગ્રહણીથી પીડાઓ છો. હમણાં હમણાં તો શરીર છેક જ નંખાઇ ગયું છે. ઉઠવા બેસવાની પણ શક્તિ રહી નથી. વૈદ્ય કહે છે કે........"

લક્ષ્મીબાઇ આગળ ન બોલી શકયાં, પણ તેમની આંખોમાંથી વહેવા માંડેલા અશ્રુપ્રવાહે એ અધુરૂં વાક્ય પૂરૂં કર્યું.

થોડી વાર સુધી મૌન રહ્યા પછી બાબાસાહેબે પોતાનો દુર્બળ હાથ મહારાણીના વાંસા ઉપર ફેરવી કહેવા માંડ્યું: "એમાં વૈદ કે હકીમ શું કહેવાના હતા? એટલું તો આપણે પણ જાણીએ તે? અવસ્થા થાય છે ત્યારે ઈશ્વરના ઘરનું તેડું આવે છે; કોઇને વહેલું આવે છે, તો કોઇને મોડું આવે છે, પણ રાજાથી માંડીને રંક સુધી સર્વને એક દિવસ યમરાજના અતિથિ થવું પડે છે. દેવી! જે વસ્તુ નિશ્ચિત છે, તેનાથી ડરવું શા કામનું? હમણાં નહીં તો થોડા સમય પછી મૃત્યુ તો આવવાનું જ છે; તો પછી તે માટે વધુ પડતો શોક શા માટે કરવો? રાણી સાહેબ! મૃત્યુનો ડર શા માટે? જીવનમાં જેણે સારાં સત્કાર્યો કર્યાં છે, ઈશ્વરનું ચિંતન

રાજીખુશીથી નથી પરણી, પણ તને બળાત્કારે પરણાવવામાં આવી છે! તું મારી સાથે લગ્નગાંઠથી બંધાઇ કાયમ અસંતુષ્ટ રહી છું. તારા ઉછળતા હૈયાના કોડ મારાથી પૂરા થયા નથી! કહે, હું કહું છું તે ખરું કે નહીં!"

મહારાજ અત્યારે આવી વાત કાઢશે, એવી મહારાણીને કલ્પના પણ ન હોતી.

લક્ષ્મીબાઇ આવી વાત સાંભળવાને તૈયાર ન હોતાં, છતાં સમયસૂચકતાથી બોલ્યાં: "મહારાજ! આ બધો ભૂતકાળ યાદ કરવાથી શો લાભ છે? પણ આપને જ્યારે એ યાદ આવે છે અને મને અન્યાય કર્યાનું લાગે છે, ત્યારે મારે ખુલાસો કરવો આવશ્યક છે. આપે ગમે તે હેતુથી મારી સાથે પાણીગ્રહણ કર્યું હોય, પણ મેં મારી ઇચ્છાથી જ તમારી સાથે લગ્ન કર્યાં છે, અને લગ્ન પછી પણ આજ સુધીમાં મને તે બદલ ખાસ પશ્ચાત્તાપ થયો નથી. તમારે યુવતીના યૌવનના ઉપભોગના અભિલાષ હતા અને સાથોસાથ પુત્રકામના હતી, તો મારે પણ ઝાંસી જેવા રાજ્યની મહારાણી થવાની અને મહારાજ જેવા રાજપુરુષની ધર્મપત્ની થવાની અને રાજવૈભવ ભોગવવાની મહત્ત્વાકાંક્ષા હતી! મારા પિતાએ પેશવાની મદદથી મારું સગપણ તમારી સાથે કર્યું, ત્યારે મારા જેટલો આનન્દ તમને પણ નહીં થયો હોય! કારણ કે મેં તે વખતે સાંભળેલું કે પેશવા સરકારની ખાસ સિફારસથી જ તમે મારી સાથે લગ્ન કરવાની હા પાડી હતી. એટલે આપે મારી સાથે લગ્ન કરી મને અન્યાય કર્યો છે એમ રખે માનતા; ઊલટું હું આપની પુત્રકામના પૂર્ણ કરી શકી નહીં, એમ કહો તો તે વધારે યોગ્ય છે."

"દેવી! તું સાક્ષાત્ દેવી સ્વરૂપ છે. મારી પુત્રકામનાની સિદ્ધ ન થઇ તેનો દોષ તારે માથે લઇ લેવાની તારી ઉદાર બુદ્ધિ માટે હું તને શું કહું! પણ તારા ઉપરના ખુલાસા પછી મને થોડો સંતોષ થાય છે અને આજ સુધી મારા મનમાં જે ખટક રહ્યા કરતી હતી તે દૂર થાય છે."

મહારાજે એકાએક વાત બદલીને કહેવા માંડ્યું: "પણ, દેવી, આપણા ભાગ્યમાં પુત્ર નથી એ વાત ચોક્કસ છે, નહીં તો થયેલો પુત્ર ત્રણ મહીનાનો થઇ મૃત્યુ શા માટે પામે! દેવ! પુત્રપ્રાપ્તિ અમુક અંશે દૈવાધીન છે. પણ ચિન્તા એટલી જ છે કે આપણી પછી આ રાજગાદી પુત્રના અભાવે

અંગ્રેજોના હાથમાં જશે ! મારી પ્રિય ઝાંસી—આ જગતમાં મને બે વસ્તુ પ્રિય છે; એક તું અને બીજી ઝાંસી ! મારી ગેરહાજરીમાં તારી અને ઝાંસી, બન્નેની થનારી દુર્દશાની કલ્પનાથી મારૂં ચિત્ત અતિશય વિહ્વળ થાય છે."

આટલું કહેતામાં તો મહારાજની આંખો સજળ બની ગઇ અને ગળામાં ડૂમો ભરાઇ આવ્યો. પોતાની સાડીના પાલવથી મહારાજની આંખો લૂછી નાંખી.લક્ષ્મીબાઇ મહારાજ તરફ વ્યાકુળતાથી જોઇ રહ્યાં. મહારાજે ગળું ખોંખારી કહ્યું: "આમાંથી બચવાનો માત્ર એક જ ઉપાય છે અને તે મેં તને કહ્યો છે."

"દત્તક લેવાનો એ જ ને !"

"હા. એ જ, પણ હવે તો આ કલકત્તાનો લાટસાહેબ દત્તક લેવાનો આપણો હક નામંજુર કરે છે ! શું કાળબળ છે ? નાગપુર અને સતારાનું શું થયું ? મને તો લાગે છે કે આ દત્તક લેવાની ના પાડી બીનવારસી રાજ્યો ખાલસા કરવાં એ વગર લડાઇએ મુલક કબજે કરવા જેવું છે. ભલે આજે અંગ્રેજ લોકોનો દહાડો ચઢતો છે, દેશી રાજ્યોમાં સંપ નથી, રાષ્ટ્રભાવના નથી, દીર્ઘદૃષ્ટિ નથી, એટલે એ લોકો ફાવે તેમ કરી શકશે; પણ એક દહાડો તેમને આ બધું ભારે પડી જશે !" આમ કહી ગંગાધરરાવ વિસ્ફારિત નયને ચારે બાજુ જોઇ રહ્યા.

"હશે ! તમે અત્યારે એ ચિંતા જતી કરો, પણ આપણે શું કરવું ? ઝાંસીની વફાદારી બેનમૂન છે, એટલે કદાચ તેને ઓરછાની પેઠે દત્તક લેવાની મંજુરી મળે પણ ખરી." લક્ષ્મીબાઇએ મૂળ મુદ્દાની વાત શરૂ કરી.

"મને પણ એવી આશા બંધાય છે કે ઝાંસીનો પૂર્વ ઇતિહાસ અને અત્યાર સુધી ઝાંસીએ અંગ્રેજી સરકારને કરેલી મદદ ધ્યાનમાં લઇને આપણા દત્તકવિધાનને કંપની સરકાર માન્ય રાખશે."

"તો પછી દત્તકવિધાન કરવામાં વિલંબ શા માટે કરવો જોઇએ ? દત્તક કોને લેવો એ તો આપણે નક્કી કર્યું જ છે. સારા કામમાં ઢીલ કરવી ઠીક નહીં."

"દેવી ! હું પણ એજ કહેવા માગતો હતો. મને લાગે છે કે હજી મારૂં આયુષ્ય પૂરૂં થયું નથી; પણ જીંદગીનો કાંઇને ભરોંસો નથી, એટલે

કર્યું છે, બીજાનું હિત કરવાના પ્રયાસો કર્યા છે અને જેની વાસનાઓ તૃપ્ત થઈ છે અગર શમી ગઈ છે, તેઓ માટે જીવન અને મૃત્યુ બન્ને એકસરખાં છે........"

આટલું બોલતાં મહારાજને થાક ચઢ્યો અને થાકને કારણે તેમને ખાંસી આવી. આ ઉપરથી લક્ષ્મીબાઈએ તેમનો વાંસો પસવારતાં કહ્યું: "જુઓ, આટલો શ્રમ લેવાથી તમને ખાંસી ચઢી આવી, માટે હવે વધુ ન બોલતાં સૂઈ જાઓ અને આરામ લીઓ. આપણે પછી વાત કરીશું."

"રાણી! ના, ના, આજે તો મને છૂટથી વાત કરવા દે; કોને ખબર છે કે ફરી આ પ્રમાણે નિરાંતે વાત કરવાનો સમય રહે કે ના રહે! મને પણ આ દેહનો બહુ ભરોંસો પડતો નથી. રાણી! જ્યારે હું સહજ વાત કહું છું ત્યારે તું રડવા જેવી થઈ જાય છે, એ મને નથી સમજાતું. હું માનું છું કે તું શૂરી ક્ષત્રિયાણી સમી છે, એક વીરાંગનાના જેટલી તું હિમ્મતવાળી અને ધૈર્યવાળી છે; છતાં તું આ પ્રસંગે સામાન્ય વાણીઆ બ્રાહ્મણની સ્ત્રી પેઠે ઢીલી થઈ જાય એ કેમ ચાલે!"

લક્ષ્મીબાઈએ ખોંખારો ખાઈ ગળું સાફ કરી ઉત્તર આપ્યો: "ભલે, તમારી ઇચ્છા જ છે તો સુખેથી વાત કરો. બાકી હું બીજા આગળ કદાચ વીરાંગના હોઈશ, પણ તમારી આગળ તો સામાન્ય સ્ત્રી—તમારી અર્ધાંગના જ છું એમ સમજજો; અને સ્ત્રીજાતિના સહજ ભાવો અને લાગણીઓથી ભરેલી છું, એટલું ના ભૂલતા."

એટલામાં રાજમહાલયની પરિચારિકા ઔષધ તૈયાર કરીને આવતાં રાણી સાહેબે સ્વહસ્તે બાબાસાહેબને મધમાં મેળવી ઔષધ ચટાડ્યું અને મોઢું લૂછી નાંખ્યું. ત્યાર બાદ પોતાનો હાથ સાફ કરી તેમણે પરિચારિકાને પાનદાની લાવવાની આજ્ઞા કરી અને પાનદાની આવતાં જ રાણી સાહેબે પરિચારિકાને કાંઈક અન્ય કાર્યનું નિમિત્ત કાઢી બહાર મોકલી દીધી અને પોતે બોલાવે નહીં ત્યાં સુધી અંદર ન આવવાની તેમ જ કોઈને પણ અંદર દાખલ ન કરવાની સૂચના કરી.

પરિચારિકાના ગયા પછી રાણી સાહેબે બાબાસાહેબના મુખ તરફ અને વાત સાંભળવાની ઈંતેજારી દર્શાવી, તે જોઈ બાબાસાહેબે વા માંડ્યું:

"દેવી! કેટલાક સમયથી મારા દિલમાં એક વાત ઉપ્યાં કરે છે. મને લાગે છે કે મેં તને અન્યાય કર્યો છે, ના, મારા સ્વાર્થ કાજે તારા યૌવનનો–અરે તારા સમગ્ર જીવનનો મેં ભોગ લીધો છે—"

મહારાજને વિશેષ બોલતાં અટકાવી લક્ષ્મીબાઇએ કહ્યું: "તમે આ શું કહો છો? તમારા બોલવામાં કાં તો એવી ગૂઢતા રહેલી છે કે જે હું સમજી શકતી નથી; અગર તો તમારી માનસિક અશક્તિનું એ પરિણામ છે. મારૂં કહ્યું માનો અને તમે એ વાત બંધ કરી આરામ લ્યો તો ઘણું સારૂં." બોલતાં બોલતાં લક્ષ્મીબાઈ ગળગળાં થઇ ગયાં.

લાંબા સમયથી ગૂમાવેલી વસ્તુ પ્રાપ્ત થતાં જે પ્રકારનો આનંદ થાય તે પ્રકારના આનંદથી મહારાજ બોલ્યાઃ

દત્તકવિધાનની ધર્મશાસ્ત્ર પ્રમાણે વિધિ કરી નાંખીએ અને એ બાબતની ખબર બુંદેલખંડના પોલીટીકલ એજન્ટને જણાવી, તેને માન્ય રાખવાની વિનતિ કરીએ. ઝાંસીનું ભાગ્ય રહ્યું હોય તો આપણી વિનતિ માન્ય થાય. દેવી! તમે નજીકમાં સારો દિવસ જોષીને પૂછાવી નક્કી કરો અને એક અનુચરને મોકલી તમારા પિતા મોરોપંત અને દિવાન નરસિંહરાવને બોલાવો, એટલે હું તેમની સાથે મસલત કરી બધી વ્યવસ્થા કરી નાખું.”

મહારાજ આટલા પરિશ્રમથી થાકી ગયા હોય તેમ તકિયાને અઢેલીને વધુ લાંબા થયા, અને આંખો મીંચી ગયા. પોતાના પતિના ક્ષીણ તથા દુર્બળ દેહ તરફ સજળ નયને જોતાં લક્ષ્મીબાઈ સાથી બીજા ખંડમાં ચાલ્યાં ગયાં.



## પ્રકરણ ૪ થું
## દત્તકવિધાનનો નિશ્ચય

વિચક્ષણ માણસો પોતાનો મૃત્યુસમય કળી શકે છે, અગર તો કેટલાકને મૃત્યુનું અગાઉથી જ્ઞાન થાય છે. આ બેમાંથી ગમે તે હોય છતાં ગંગાધરરાવને પોતાનું મૃત્યુ નજીક આવતું દેખાયું હોવાથી જ તેમણે દત્તકવિધાનની ક્રિયા બને તેટલી પહેલી કરી જ નાખવાનો નિશ્ચય કર્યો હતો. રાણી લક્ષ્મીબાઈની એ બાબતમાં સમ્મતિ મળી ચૂકી હતી. મામાસાહેબ—લક્ષ્મીબાઈના પિતા મોરોપંતને ઝાંસી દરબારમાં બધા મામાસાહેબ કહી બોલાવતા હતા—અને દિવાન નરસિંહરાવની સમ્મતિ લેવી જ બાકી હતી. અને એ સમ્મતિ લેવા માટે અને તેને માટેની તૈયારી કરવા માટે જ મહારાજે એ બન્નેને અત્યારે બોલાવ્યા હતા.

મામાસાહેબની ઉમ્મર મહારાજ કરતાં નાની હતી અને ગભરામણની ચિંતા રહિત હોઇને અને કદિ પણ કોઈ રોગનો ભોગ બનેલ ન હોઇને તેમનું શરીર સંપૂર્ણ આરોગ્યપૂર્ણ અને તેજસ્વી હતું. મૂછો વધા-

રવાનો તેમને શોખ હતો, તેથી વધેલી મૂછો હમ્મેશાં તેમના હોઠને ઢાંકી જ રાખતી હતી.

દિવાન નરસિંહરાવ રાજ્યના મુખ્ય દિવાન હતા અને રાજ્ય કારભારની ધૂરા વહન કરવાની તેમની શક્તિ જોતાં અને ગંગાધરરાવની મોજીલી પ્રકૃતિને લીધે રાજ્યકારભારનો વહીવટ તેમણે સ્વેચ્છાથી જ ઉપાડી લીધો હતો. નરસિંહરાવમાં ગંગાધરરાવનો સંપૂર્ણ વિશ્વાસ હતો અને લક્ષ્મીબાઈના આવ્યા પછી જો કે મામાસાહેબે રાજ્યકારભારમાં માથું મારવા માંડ્યું હતું, પણ રાજનીતિકુશળ નરસિંહરાવે મામાસાહેબને વિશ્વાસમાં લઈ પોતાના અંગત મિત્ર બનાવી લીધા હતા. આથી મામાસાહેબ વિરોધી મટી મદદગાર બની રહ્યા હતા. તેથી એક વિશેષ લાભ પણ થયો હતો અને તે એ હતો કે લક્ષ્મીબાઈની નાની વયને લીધે મામાસાહેબ તેના વિચારોને ઇચ્છા પ્રમાણે વાળી શકતા હતા. અને નરસિંહરાવને જ્યારે પણ કાંઈ કાર્ય કરાવવું હોય ત્યારે તે મામાસાહેબ દ્વારા લક્ષ્મીબાઈની સમ્મતિ મેળવી લેતા; એટલે તેમના માર્ગમાં કદિ પણ કોઈનો વિરોધ થવાનો પ્રસંગ ઉભો થતો જ નહીં.

જે ખંડમાં ગંગાધરરાવનો પલંગ રાખવામાં આવ્યો હતો તે ખંડ અંતઃપુરનો એક વિભાગ હતો. રાજમહાલયના અતિથિખંડમાંથી દિવાનખાનામાં જવાતું અને ત્યાંથી બીજા બે ખંડ વટાવી અંતઃપુરના આ ખંડમાં પ્રવેશ થઇ શકતો હતો. એટલે સામાન્ય રીતે આ ખંડમાં રાજકુટુંબનાં માણસો અને રાજ્યના એક બે મુખ્ય અધિકારીઓ સિવાય બીજા કોઈને આવવાની રજા ન હોતી.

જ્યારે મામાસાહેબ અને નરસિંહરાવ આ ખંડમાં દાખલ થયા, ત્યારે મહારાજ ગરમ શાલ ઓઢી તકિયાને અઢેલી આંખો મીંચી પડ્યા હતા. આગન્તુકોનાં પગલાંના અવાજથી તેમણે આંખ ઉઘાડી અને બન્નેનો સત્કાર કરી આસન ઉપર બેસાડ્યા.

દિવાન સાહેબે તથા મામાસાહેબે મહારાજની પ્રકૃતિના ખબર પૂછ્યા. મહારાજે હસીને કહ્યું:

"મારી પ્રકૃતિથી હજુ હું ઉંઘ જ નિરાશ થયો નથી. પણ શરીરનો કાંઈ ભરોસો ના પડે, માટે મારી પછી ઝાંસીની રાજગાદી મારા કુટુંબમાં

જ રહે અને અંગ્રેજોના હાથમાં ન જાય એટલા માટે હિંદુ ધર્મશાસ્ત્રના વિધિ અનુસાર દત્તક લેવાની મને ઘણી ઇચ્છા છે, અને તમે જાણો છો કે મારા કુટુંબી વાસુદેવરાવ નેવાલકરનો પુત્ર આનંદરાવ દરેક રીતે યોગ્ય છે, એટલે તેને દત્તક લેવાની મારી ઇચ્છા છે, માટે યોગ્ય મુહૂર્ત જોવડાવીને આજકાલમાં જ દત્તકવિધાનની ક્રિયા કરી નાખો."

આ આનંદરાવની ઉમ્મર પાંચ વર્ષની હતી, પણ તેમ છતાં તે ઘણો જ હોશિયાર અને પાણીદાર છોકરો હતો.

"મહારાજની ઇચ્છા હોય તો અમે અનુકૂળ છીએ, પરંતુ અમને તો આપની પ્રકૃતિ માટે એટલી ચિંતા રહેતી નથી. અમે આપની જેમ નિરાશાવાદી બન્યા નથી. આપનું આયુષ્ય હજી લાંબુ છે અને આપને ત્યાં ઝાંસી રાજ્યનો વારસ જન્મશે એવી અમને તો પૂર્ણ શ્રદ્ધા છે." નરસિંહરાવે મામાસાહેબ તરફ સૂચક દૃષ્ટિપાત કરી કહ્યું.

"આ વિષયમાં હું જે કાંઈ બોલું તે એક પક્ષકારના જેવું ગણાય, છતાં દિવાન સાહેબ પૂછે છે તો મારે કહેવું જોઈએ કે એમની વાત ઠીક જ સાચી છે." મામાસાહેબે દિવાન સાહેબના કથનને અનુમતિ આપી.

"આપ બન્નેના વિચારોને માટે હું હમેશાં માન ધરાવનારો છું, પણ તમારા કરતાં મારા શરીરની મને વધારે ખબર પડે છે. મારું હૃદય જ મને કહે છે કે મારા ભાગ્યમાં પુત્રસુખ નથી, માટે દત્તક લઈને સંતોષ માનવો તેટલા જ માટે મેં આ વિચાર કર્યો છે. દત્તકવિધાન કર્યાં પહેલાં જ મારું મૃત્યુ થાય તો ઝાંસીની ગાદી કંપની સરકારના હાથમાં ન જાય એ સદ્ધેતુથી હોઈને આ બાબતમાં તમે વિરોધ કરશો નહીં." મહારાજે ઊંડી ઊતરી ગએલી આંખોમાં તેજના ક્ષણિક ચમકારા સાથે કહ્યું.

"મહારાજ! આપની ઇચ્છાનો વિરોધ કરવાનો અમારો વિચાર કદાપિ છે જ નહીં. દત્તકવિધાન કરવાના આપના નિશ્ચયને અમો ફેરવવા પણ નથી માગતા, પરંતુ આ બાબતમાં અમારે અમારા વિચારો તો આપને જરૂર જણાવી દેવા જોઈએ, એમ ન કરીએ તો રાજ્યના મુખ્ય કાર્યકારીઓ તરીકેની અમારી કર્તવ્યનિષ્ઠાને બાધ આવે." દિવાન સાહેબે મહારાજના મનનું સમાધાન કરવા માંડ્યું.

"એક બીજો વિચાર પણ કરવાનો છે આપણે દત્તક લઈશું, છતાં

પની સરકાર તેને માન્ય રાખશે એમ શી રીતે ધારી શકાય ? હાલના ાવર્નર જેનરલ લૉર્ડ ડલહાઉસીને બ્રિટીશ મુલક વધારવાની એટલી તો પ્રબળ ૂખ લાગી છે કે તે યેન કેન પ્રકારેણ મુલક પચાવી પાડવા માગે છે. અને । માટે દેશી રાજાઓને હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાનો અધિકાર છે; ૈ અધિકારથી–હક્કથી તેણે વંચિત કર્યો છે. સતારા અને નાગપુર સીધા ારસને અભાવે કંપનીએ ખાલસા કર્યાં છે તે તો આજકાલનો જ બનાવ છે. આવી સ્થિતિમાં તમારા દત્તકને એ માન્ય કરશે એમ હું માનતો નથી." મામાસાહેબે ટાપસી પૂરી.

"ત્યારે બીજો કયો માર્ગ લેવો ઇષ્ટ છે તે તમે જ બતાવો !" મહારાજે દીર્ઘ નિઃશ્વાસ નાંખી પૂછ્યું.

બન્ને મુત્સદ્દીઓ નિરુત્તર રહ્યા.

"તો જુઓ, તમે બીજો કોઇ માર્ગ સૂચવી શકતા નથી અને મેં બતાવેલો માર્ગ પસંદ કરતા નથી, એ બરાબર નથી. શા માટે આપણે અગાઉથી જ ધારી લેવું કે કંપની સરકાર આપણા દત્તકવિધાનને માન્ય નહીં રાખે ? કંપની સરકાર સાથે ઝાંસીનો સંબંધ ઘણો જૂનો છે અને ઝાંસીના રાજકર્તાઓએ કંપનીની ઘણી ઘણી સેવા બજાવી છે; તેના બદલામાં કંપની સરકાર એટલી ઉદારતા નહીં દર્શાવે ? અરે, એ લોકોએ મને ઝાંસી પાછું સોંપતી વખતે લશ્કરી ખર્ચ બદલ સંસ્થાનમાંથી રૂપિયા સવા લાખની આવકવાળો મુલક લઇ લીધો છે; એટલું બસ નથી કે શું આખુંયે ઝાંસી સંસ્થાન ખાલસા કરી લેશે ?"

"મહારાજ ! કંપની સરકાર શું કરશે અને શું નહીં કરે તે ચોક્કસ કહેવું અશક્ય છે. આ અંગ્રેજોની સ્વાર્થવૃત્તિ હમણાં હમણાંમાં એટલી તો પ્રબળ થતી જાય છે કે તે ક્યાં જઇ અટકશે તે કહેવું મુશ્કેલ છે. મન તો ધારતી છે કે—"આટલું બોલી મામાસાહેબ અટકી ગયા.

"શાની ધારતી છે ?" મહારાજ આવેશમાં આવી બોલી ઉઠ્યા. "ઝાંસી ખાલસા થાય એજ ને ? એ તો હું પણ સમજું છું. પણ તેમ થતું અટકાવવા આપણે આપણાથી બનતો પ્રયાસ કાં ન કરીએ ? પછી તે સહજ વાત છે અરેરે બાપ! ઝાંસીની ગરજ! ઝાંસીનું રાજ્ય મારા પછી ખાલસા થશે એ દશ્યની હું કલ્પના કરી શકું છું; પણ તેમ થતું અટ-

કરાવવા દત્તકવિધાન કરવાનો મારો વિચાર છે. હું ખાત્રીપૂર્વક નથી કહેતો કે દત્તક લેવાથી કંપની સરકાર-ડાલ્હાઉસી લાટસાહેબ ઝાંસીની રાજગાદી મારા એ દત્તક પુત્રને સોંપશે; પણ કદાચ ઝાંસીની વફાદારી અને દીર્ઘ કાળની મૈત્રી ધ્યાનમાં લઈ આનંદરાવને વારસ તરીકે સ્વીકાર કરે એ આશાથી જ હું દત્તકવિધાનની સૂચના કરું છું. લાગ્યું તો તીર નહીં તો તુક્કો તો છે જ! આપણે ક્યાં વિશેષ ગુમાવવા જેવું છે!"

વિશેષ દલીલ કરવા જેવું ન લાગવાથી દિવાન સાહેબે કહ્યું: "મહારાજ! તમારું કથન સર્વથા યોગ્ય લાગે છે."

"હું પણ આ બાબતમાં સમ્મત છું." મામાસાહેબે પણ મહારાજના વિચારનું સમર્થન કર્યું.

"તો પછી બને તો આવતી કાલે, નહીં તો એક બે દિવસમાં જ તેની તૈયારી કરો અને આ પ્રસંગે રાજ્યના પ્રતિષ્ઠિત શહેરીઓને મોટી સંખ્યામાં બોલાવજો. સાથેસાથ મેજર એલીસ અને કેપ્ટન માર્ટીનને પણ બોલાવવાનું ભૂલતા નહીં."

મહારાજને નમન કરી બન્ને ગૃહસ્થો ધીમે પગલે ચાલતા થયા.

---

## પ્રકરણ ૫ મું

### ગંગાધરરાવનું અવસાન

બે દિવસ પછી દત્તકવિધાન માટે સારું મુહૂર્ત આવતું હોવાથી તે દિવસે આખા શહેરમાં અને ખાસ કરીને કિલ્લામાં ધામધૂમ થઈ રહી હતી. આ પ્રસંગને મોટા ઉત્સવ તરીકે ઉજવવાની સર્વ તૈયારીઓ થઈ ચૂકી હતી.

કિલ્લાના મુખ્ય મુખ્ય બુરજો ઉપર અને રાજમહાલય ઉપર શિવાજી મહારાજના સમયથી ચાલ્યા આવતા ભગવા ઝંડાઓ ગગનનો સ્પર્શ કરવાની હરીફાઈ કરી રહ્યા હતા. રાજમહાલયમાં પ્રવેશ કરવાના કિલ્લાના મુખ્ય દ્વારમાં વાગતી નોબતના સ્વરથી વાતાવરણ ગાજી રહ્યું હતું.

કિલ્લાનાં તમામ દ્વારો અને રાજમહાલયનાં તમામ મુખ્ય દ્વારો ઉપર આશોપાલવનાં લીલાંછમ તોરણો લટકી રહ્યાં હતાં. સ્થળે સ્થળે સુવાસિત પુષ્પો અને અગરબત્તીની મીઠી છતાં ઉત્તેજક ખુશબો પ્રસરી રહી હતી.

રાજમહાલયના ચોગાનમાં રાજશાહી ઢબથી શણગારેલો એક મંડપ ઉભો કરવામાં આવ્યો હતો અને ત્યાં ઝાંસીના વિદ્વાન પંડિત વિનાયકરાવ યથાશાસ્ત્ર દત્તકવિધાનની ક્રિયા કરાવતા હતા.

આ વિધિ જોવા માટે તેમ જ આ ઉત્સવમાં ભાગ લેવા માટે રાજ્યના મુખ્ય સરદારો, અધિકારીઓ, શહેરી જનો અને અન્ય સ્નેહી સંબંધીઓને બોલાવ્યા હતા. બુંદેલખંડના પોલીટીકલ આસિસ્ટંટ મેજોર એલીસ અને લશ્કરી કેપ્ટન માર્ટીનને મહારાજના ખાસ આમંત્રણથી રાજવાડામાં બોલાવવામાં આવ્યા હતા, અને તેમને માટે દત્તકવિધાનની ક્રિયા કરવાના મંડપ પાસે જ ખાસ સુશોભિત શામિયાનો ઉભો કરવામાં આવ્યો હતો.

આ પ્રસંગે મહારાજે પોતે અસ્વસ્થ પ્રકૃતિ હોવા છતાં ખાસ શામિયાનામાં મેજોર એલીસ અને કેપ્ટન માર્ટીન માટે રાખેલી બેઠકોની વચમાં પોતાની બેઠક મૂકાવી હતી અને અતિ પરિશ્રમ પડવા છતાં વિધિની સમાપ્તિ પર્યંત ત્યાં જ બેઠા હતા.

રાજશાહી દબદબાથી અને યથાશાસ્ત્ર દત્તકવિધાનની ક્રિયા સમાપ્ત થતાં જ કિલ્લામાંથી ખુશાલીનાં ચિહ્ન તરીકે એક તોપ ફોડવામાં આવી. આનંદરાવનું નામ દામોદરરાવ પાડવામાં આવ્યું, અને મહારાજે સર્વ મંડળી સમક્ષ તેના મુખમાં સાકર મૂકી, પુત્રપ્રાપ્તિનો આનંદ અનુભવ્યો. પશ્ચાત્, રાજરીત પ્રમાણે પાનસોપારી અપાયાં તથા શેલાં, પાઘડીઓ વગેરેની વહેંચણી કરવામાં આવી.

આ સર્વ દશ્ય આનંદ અને શોકની સંમિશ્ર લાગણીથી રાજમહાલયના ઓટલા ઉપર નાંખેલા ચકના પડદામાંથી લક્ષ્મીબાઇ સરદારોની તેમ જ પ્રતિષ્ઠિત નગરજનોની સ્ત્રીઓ સાથે જોઇ રહ્યાં હતાં. જ્યારે દત્તકવિધાનની ક્રિયા પૂરી થઇ અને મહારાજે સ્વહસ્તે આનંદરાવના મુખમાં સાકર મૂકી ત્યારે લક્ષ્મીબાઇની આંખમાંથી એક છૂપું અશ્રુબિન્દુ સરી પડ્યું!

રાજવાડું નોબતના સ્વરથી ગાજી ઉઠ્યું. આમંત્રિત સજ્જનો એક પછી એક જવા લાગ્યા, ત્યારે મહારાજે રાજ્યના ખાસ મુખ્ય અધિકારીને

કાલના દત્તકવિધાન કરવાનો મારો વિચાર છે. હું ખાત્રીપૂર્વક નથી કહેતો કે દત્તક લેવાથી કંપની સરકાર-હાલનો લાટસાહેબ ઝાંસીની રાજગાદી મારા એ દત્તક પુત્રને સોંપશે; પણ કદાચ-ઝાંસીની વફાદારી અને દીર્ઘ કાળની મૈત્રી ધ્યાનમાં લઈ આનંદરાવનો વારસ તરીકે સ્વીકાર કરે એ આશાથી જ હું દત્તકવિધાનની સૂચના કરું છું. 'લાગ્યું તો તીર નહીં તો તુક્કો તો છે જ.' આપણે ક્યાં વિશેષ ગુમાવવા જેવું છે?"

વિશેષ દલીલ કરવા જેવું ન લાગવાથી દિવાન સાહેબે કહ્યું: "મહારાજ! તમારું કથન સર્વથા યોગ્ય લાગે છે."

"હું પણ આ બાબતમાં સમ્મત છું." મામાસાહેબે પણ મહારાજના વિચારનું સમર્થન કર્યું.

"તો પછી બને તો આવતી કાલે, નહીં તો એક બે દિવસમાં જ તેની તૈયારી કરો અને આ પ્રસંગે રાજ્યના પ્રતિષ્ઠિત ગૃહસ્થોને મોટી સંખ્યામાં બોલાવજો. સાથેસાથ મેજર એલીસ અને કેપ્ટન માર્ટીનને પણ બોલાવવાનું ભૂલતા નહીં."

મહારાજને નમન કરી બન્ને ગૃહસ્થો ધીમે પગલે ચાલતા થયા.

---

## પ્રકરણ ૫ મું
### ગંગાધરરાવનું અવસાન

બે દિવસ પછી દત્તકવિધાન માટે સારું મુહૂર્ત આવતું હોવાથી તે દિવસે આખા શહેરમાં અને ખાસ કરીને કિલ્લામાં ધામધૂમ થઈ રહી હતી. આ પ્રસંગને મોટા ઉત્સવ તરીકે ઉજવવાની સર્વ તૈયારીઓ થઈ ચૂકી હતી.

કિલ્લાના મુખ્ય મુખ્ય બુરજો ઉપર અને રાજમહાલય ઉપર શિવાજી મહારાજના સમયથી ચાલ્યા આવતા ભગવા ઝંડાઓ ગગનનો સ્પર્શ કરવાની હરિફાઈ કરી રહ્યા હતા. રાજમહાલયમાં પ્રવેશ કરવાના કિલ્લાના મુખ્ય દ્વારમાં વાગતી નોબતના સૂરથી વાતાવરણ ગાજી રહ્યું હતું.

કિલ્લાનાં તમામ દ્વારો અને રાજમહાલયનાં તમામ મુખ્ય દ્વારો ઉપર આસોપાલવનાં લીલાંછમ તોરણો લટકી રહ્યાં હતાં. સ્થળે સ્થળે સુવાસિત પુષ્પો અને અગરબત્તીની મીઠી છતાં ઉત્તેજક ખુશબો પ્રસરી રહી હતી.

રાજમહાલયના ચોગાનમાં રાજશાહી ઢબથી શણગારેલો એક મંડપ ઉભો કરવામાં આવ્યો હતો અને ત્યાં ઝાંસીના વિદ્વાન્ પંડિત વિનાયકરાવ યથાશાસ્ત્ર દત્તકવિધાનની ક્રિયા કરાવતા હતા.

આ વિધિ જોવા માટે તેમ જ આ ઉત્સવમાં ભાગ લેવા માટે રાજ્યના મુખ્ય સરદારો, અધિકારીઓ, શહેરી જનો અને અન્ય સ્નેહી સંબંધીઓને બોલાવ્યા હતા. બુંદેલખંડના પોલીટીકલ આસિસ્ટંટ મેજર એલીસ અને લશ્કરી કેપ્ટન માર્ટિનને મહારાજના ખાસ આમંત્રણથી રાજવાડામાં બોલાવવામાં આવ્યા હતા, અને તેમને માટે દત્તકવિધાનની ક્રિયા કરવાના મંડપ પાસે જ ખાસ સુશોભિત શામિયાનો ઉભો કરવામાં આવ્યો હતો.

આ પ્રસંગે મહારાજે પોતે અસ્વસ્થ પ્રકૃતિ હોવા છતાં ખાસ શામિયાનામાં મેજર એલીસ અને કેપ્ટન માર્ટીન માટે રાખેલી બેઠકોની વચમાં પોતાની બેઠક મૂકાવી હતી અને અતિ પરિશ્રમ પડવા છતાં વિધિની સમાપ્તિ પર્યંત ત્યાં જ બેઠા હતા.

રાજશાહી દબદબાથી અને યથાશાસ્ત્ર દત્તકવિધાનની ક્રિયા સમાપ્ત થતાં જ કિલ્લામાંથી ખુશાલીનાં ચિહ્ન તરીકે એક તોપ ફોડવામાં આવી. આનંદરાવનું નામ દામોદરરાવ પાડવામાં આવ્યું, અને મહારાજે સર્વ મંડળી સમક્ષ તેના મુખમાં સાકર મૂકી, પુત્રપ્રાપ્તિનો આનંદ અનુભવ્યો. પશ્ચાત્, રાજરીત પ્રમાણે પાનસોપારી અપાયાં તથા શેલાં, પાઘડીઓ વગેરેની વહેંચણી કરવામાં આવી.

આ સર્વ દશ્ય આનંદ અને શોકની સંમિશ્ર લાગણીથી રાજમહાલયના ઓટલા ઉપર નાંખેલા ચકના પડદામાંથી લક્ષ્મીબાઇ સરદારોની તેમ જ પ્રતિષ્ઠિત નગરજનોની સ્ત્રીઓ સાથે જોઇ રહ્યાં હતાં. જ્યારે દત્તકવિધાનની ક્રિયા પૂરી થઇ અને મહારાજે સ્વહસ્તે આનંદરાવના મુખમાં સાકર મૂકી ત્યારે લક્ષ્મીબાઇની આંખમાંથી એક છૂપું અશ્રુબિન્દુ સરી પડ્યું.

રાજવાડું નોબતના સૂરથી ગાજી ઉઠ્યું. આમંત્રિત સજ્જનો એક પછી એક જવા લાગ્યા, ત્યારે મહારાજે રાજ્યના ખાસ મુખ્ય અધિકારીને

અને મેજર એલીસ અને કેપ્ટન માર્ટીનને રોકી રાખ્યા અને સર્વેના ગયા પછી મામાસાહેબ અને નરસિંહરાવને પોતાની પાસે બોલાવી કહ્યું; "આ આપણા અતિથિઓ માટે કાંઈ શરબત વગેરે મંગાવો તો ખરા! તેઓ ઠંડા મુલકમાંથી આવે છે, એટલે આ દેશની ગરમી તેમને વધુ પડતી તો લાગે જ. વળી આજના આપણા સમારંભમાં તેઓએ આપણી ઇચ્છાને માન આપી, આપણું નિમંત્રણ સ્વીકારી ઘણા સમય સુધી અહીં બેસીને ભાગ લીધો છે, એટલે તેમને તૃષા પણ લાગી હશે; માટે આપણી પાસે જે ઉત્તમમાં ઉત્તમ શરબતો છે તેમાંથી ખાસ તમે સત્વર મંગાવો, અને આ શુભ પ્રસંગની ખુશાલીમાં તેમને માટે આપણે જે મેવા તૈયાર કરી રાખેલો છે તે પણ મંગાવી રાખો."

તુર્ત જ મામાસાહેબે રાજવાડાના એક મુખ્ય અનુચરને શરબત તૈયાર કરી લાવવા અને મેવા લાવવાની આજ્ઞા કરી દીધી.

મહારાજે દિવાન સાહેબ તથા મામાસાહેબ તરફ જોઈ કહ્યું: "આપણે આજે જે દત્તકવિધાનની ક્રિયા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે કંપની સરકારના બુંદેલખંડના આ બે મુખ્ય અધિકારીઓના સાંનિધ્યમાં કરી છે તે સંબંધી એક ખરીતો તૈયાર કરી લાવો, એટલે આપણે-નાહું જ મારા સ્વદસ્તે તે મેજર એલીસ સાહેબના હાથમાં આપું, કે જેથી તેઓ તે પોતાના અનુમોદન અને ભલામણ સાથે કલકત્તામાં ગવર્નર જનરલ સાહેબને મોકલી આપે."

"આપની ઇચ્છા પ્રમાણે દિવાન સાહેબે ખરીતો આજે સવારે જ તૈયાર કરી રાખ્યો છે, આપ મેજર સાહેબને સોંપો એટલી જ વાર છે," મામાસાહેબે ઉત્તર આપ્યો.

ચાંદીના નકશીદાર થાળમાં અને ચાંદીના નકશીદાર પ્યાલાઓમાં શરબત આવતાં જ મહારાજે સ્વદસ્તે એક પ્યાલો લઈ પોતાની પાસે બેઠેલા મેજર એલીસને આપ્યો અને બીજો કેપ્ટન માર્ટીનને આપ્યો અને એક પ્યાલો પોતે પણ લીધો અને બોલ્યા: "દિવાન સાહેબ! તમે પણ શરબત પીઈ લીઓ, એટલી પછી જ આપણે ખરીતો વાંચીશું; અને મામાસાહેબ, તમે પણ થાકી ગયા હશો, માટે શરબત પી શ્રમ ઓછો કરો."

આ પ્રમાણે મહારાજની આજ્ઞા થતાં જ મામાસાહેબે અને દિવાન સાહેબે પણ પ્યાલા લીધા અને સહુએ શરબત પીવા માંડ્યું.

મેજોર એલીસે કહ્યું: "આ શરબત તો ઘણું જ મઝાનું છે."

"આપને એ પસંદ આવ્યું હોય તો અમને અતિશય આનંદ થાય છે; વધારે લેશો?" મામાસાહેબે વિવેક દર્શાવ્યો.

"ના. આટલું જ બસ છે. આપના સ્વાગત માટે આપના ઉપકારી થયા છીએ." મેજોર એલીસે સામો વિવેક દર્શાવ્યો.

"આપે અમારે માટે ઘણી તસ્દી લીધી છે!" કેપ્ટન માર્ટીને કહ્યું.

"એવા શબ્દો બોલવાની જરૂર નથી. અમારે ત્યાં આજે ઉત્સવ છે, એ ઉત્સવમાં અમે તમોને ભાગ લેવા બોલાવ્યા છે, એટલે નિમંત્રિત જનોનું સ્વાગત કરવું, એ તો અમારૂં કર્તવ્ય ગણાય!" મામાસાહેબે યોગ્ય પ્રતિઉત્તર આપ્યો.

"દિવાન સાહેબ! હવે તમે ખરીતો વાંચી જાઓ, એટલે તેમાં શું લખ્યું છે તેની મેજોર અને કેપ્ટન સાહેબને ખબર પડે!" મહારાજે મુદ્દાની વાત શરૂ કરી.

દિવાન સાહેબે પોતાના ગજવામાંથી એક મોટો કાગળ બહાર કાઢી તેમાંનું લખાણ વાંચવા માંડ્યું:

"બ્રિટીશ સરકારની રાજ્યસત્તા બુંદેલખંડમાં પ્રસ્થાપિત થઇ ત્યાર પહેલાંથી મારા પૂર્વજોએ તેમને કોઇ નહીં ને કોઇ પ્રકારે મદદ આપ્યા કરેલી, એ વાત યૂરોપખંડમાં પણ પ્રસિદ્ધ છે. મેં પણ તેમને જ પગલે ચાલી બ્રિટીશ સરકારની આજ્ઞા ધારણ કરી સર્વદા વિનીત વર્તન રાખેલું છે, એ અત્ર આવી ગયેલા સર્વ પોલિટિકલ એજંટોને પૂર્ણ વિદિત છે.

"હું હમણાં માંદો છું અને મહા દુઃખની વાત એ છે કે, હું બ્રિટીશ સરકારને પ્રામાણિકપણે અનુસરતો આવેલો છું અને સરકારે પણ મને મોટી મહેરબાનીથી ચલાવી લીધો છે; છતાં, છેવટ મારી પુઠે મારા વંશનો નાશ થવા દહાડો આવ્યો છે; એમ થાય નહીં તેટલા માટે મેં બ્રિટીશ સરકારની સાથે થયેલા તહનામાની બીજી કલમ પ્રમાણે આનંદરાવ નામના પાંચ વર્ષના છોકરાને દત્તક લઇ તેનું નામ દામોદરરાવ પાડ્યું છે. એ છોકરો મારા પ્રપિતામહના વંશનો હોઇ મારો સગોત્રી થાય છે,

"ઇશ્વરની કૃપાથી અને સરકારની મહેરબાનીથી હું હજી આ મંદવાડમાંથી બેઠો થઇશ એવી મને આશા છે, અને જ્યાં સુધી હું ઘરડો

ચયો નથી, ત્યાંસુધી મને સંતતિ થવાનો સંભવ છે, અને જો એમ થશે તો યોગ્ય લાગશે તેમ બંદોબસ્ત કરવામાં આવશે, પરંતુ જો મારૂં દેહાવસાન થયું તો આજ પર્યંત હું બ્રિટીશ સરકાર પ્રત્યે પ્રમાણિકપણે ચાલતો આવ્યો છું, એમ ધારીને આ છોકરા ઉપર સરકારે મહેર રાખવી એવું માગી લઉં છું અને રાણીને તે હયાત રહે ત્યાં સુધી, સંસ્થાનની માલીક ધણિયાણી તથા આ દત્તક છોકરાની માતુશ્રી સમજીને બધી વ્યવસ્થા તેને સોંપાવવી. તેને કોઈ રીતે ત્રાસ કિંવા દુઃખ પડે નહીં તેમ કરજો."

ખરીતાનો પાછલો ભાગ વંચાયો ત્યારે મહારાજ શોકથી વિહ્વળ બની ગયા હતા અને ભાવિની કલ્પનાથી ગદ્ગદિત બની ગયા હતા. મેજર એલીસના હાથમાં ખરીતો મૂકતાં મહારાજનું હૃદય ભરાઈ આવ્યું, અને તેમની આંખોમાંથી આંસુનાં બિન્દુઓ આપોઆપ ટપકી પડ્યાં.

"મેજર સાહેબ! આપનામાં અને આપની કર્તવ્યનિષ્ઠામાં સંપૂર્ણ વિશ્વાસ સાથે આ ખરીતો હું આપને સોંપું છું. મારી ઇચ્છા મેં તેમાં દર્શાવી છે અને તે તમે જાણો છો. ઝાંસી રાજ્યનો બ્રિટીશ સરકાર સાથેનો સંબંધ પણ તમારાથી બિલકુલ અજાણ્યો નથી. ઝાંસીની વફાદારીનો બીજા કોઈના કરતાં તમને વધુ પરિચય છે; અંગત અનુભવ છે અને સરકારી દફતરમાં તેના પુરાવા છે. આ ઉપરથી તમે આ ખરીતો ગવર્નર જનરલને મોકલો ત્યારે મારી ઇચ્છા પરિપૂર્ણ થાય એવી ભલામણ કરશો, એવી હું આશા રાખું તો તે વધુ પડતી નહીં જ ગણાય."

આટલું કહી મહારાજે ધ્રુજતે હાથે ખરીતો મેજર એલીસના હાથમાં મૂક્યો અને તેનો સ્વીકાર કરતાં મેજર એલીસે ગમગીનીથી કહ્યું: "મહારાજ! આપની ઇચ્છા પ્રમાણે આ ખરીતો હું બ્રિટીશ સરકાર ઉપર મોકલી દઈશ અને મારાથી બનશે તેટલું કરવા પ્રયત્ન કરીશ. આપ આ બાબતમાં બહુ ચિન્તા ન કરશો, આપની પ્રકૃતિ અસ્વસ્થ તો છે જ, તેમાં વધુ બગાડો થવા સંભવ છે."

અને મહારાજને આજે પુષ્કળ શ્રમ પડ્યો હતો, ઉપરાંત આ પ્રસંગથી તેમનું દુઃખ તાજું થઈ આવ્યું હતું અને ભાવિની ચિન્તા થવા લાગી હતી, એટલે તેમની માનસિક અશક્તિ ઘણી જ વધી ગઈ હતી.

મહારાજને તુર્ત જ તેમના દિવાનખાનામાં તેમને માટે કરેલા ખાસ

બિછાનામાં લઈ જવામાં આવ્યા, અને અતિશય શ્રમ અને અશક્તિને લીધે તેમને તુર્ત જ મૂર્છા આવી ગઈ. સર્વ કોઈ આથી ભયભીત અને ચિન્તાતુર બની ગયાં. લક્ષ્મીબાઈ પણ તેમના પલંગ પાસે બેસી ઉદાસ મને અશ્રુ સારી રહ્યાં. રાજવાડાનું સમગ્ર વાતાવરણ શોકનાં વાદળથી છવરાઈ ગયું.

મેજર એલીસે પોતાને બંગલેથી ઔષધિ મોકલવાનું કહી કેપ્ટન માર્ટીન સાથે વિદાય લીધી, ત્યારે તેમને પણ મહારાજના મંદવાડથી અતિશય લાગણી થઈ આવી હતી.

અંગ્રેજી ઔષધિ નજરે પડતાં જ મહારાજે કહ્યું: "મારાં પૂર્વજોએ પણ જીંદગીમાં દેહભ્રષ્ટ થાય એવી આ દવાનો સ્પર્શ સુદ્ધાં કર્યો નથી. મારી અત્યાર સુધીની જીંદગી મેં અંગ્રેજી દવાની મદદ વગર જ ચલાવી છે; તો પછી અત્યારે જ્યારે હું મૃત્યુને આરે બેઠો છું, ત્યારે શા માટે વિલાયતી દવાથી મારો દેહ ભ્રષ્ટ કરૂં? વૈદ્યો અને હકીમોની દવા કામ ન આવી, તો આ દવા શું કરવાની હતી? અને જો માત્ર દવાથી જ જીંદગી બચતી હોત તો જગતમાં કોઈ મૃત્યુ પામત નહીં!"

રાણી સાહેબનો અત્યંત આગ્રહ હોવા છતાં, પણ મહારાજે અંગ્રેજી દવા લેવાની હા પાડી જ નહીં, એટલે લાચારીથી લક્ષ્મીબાઈએ એ આગ્રહ કરવો માંડી વાળ્યો.

મહારાજ ગંગાધરરાવે મેજર એલીસ અને કેપ્ટન માર્ટીનની હાજરીમાં દત્તકવિધાનની ક્રિયા કરી હતી અને બુંદેલખંડના પોલીટીકલ એજંટ મેજર માલ્કમ ઉપર આ દત્તકવિધાન મંજુર રાખવાનો અને ઝાંસીની પરાપૂર્વની વફાદારી દર્શાવનારો ખરીતો મોકલ્યો હતો અને મેજર એલીસે પોતે બનતું કરવાનું કહ્યું હતું, તેથી બ્રિટીશ સરકાર ઝાંસી સંસ્થાન પૂર્વવત્ તેમના દત્તકને આપશે અને ઝાંસીના રાજાઓનું નામ ચિરકાળ ચાલુ કરશે, એવી તેમને સંપૂર્ણ આશા હતી.

મહારાજની તબીઅત આ વખતે એટલી બધી બગડી ગઈ હતી કે મહારાણી લક્ષ્મીબાઈ માટે ખાસ પ્રબંધ કરવાનું તેમને યાદ આવ્યું નહીં, કારણ કે બ્રિટીશ સરકાર તેમની વિનતિ કદિ પણ અમાન્ય કરનાર નથી, એવો તેમને પૂર્ણ ભરોસો હતો.

× × × ×

ઈ. સ. ૧૮૫૩ ના નવેમ્બર મહીનાની ૨૧ મી તારીખે મહારાજની પ્રકૃતિએ એકાએક પલટો ખાધો અને સર્વ કોઈએ તેમના બચવાની આશા છોડી દીધી.

રાજ્યના મુખ્ય અધિકારીઓ અને સંબંધીજનો મહારાજના પલંગની આસપાસ નિમ્ન મુખે બેઠાં હતાં. બાજુમાં જ લક્ષ્મીબાઈ શૂન્યમનસ્ક બની આંખોમાંથી આંસુ સારી રહ્યાં હતાં. અને મનમાં ને મનમાં બોલી રહ્યાં હતાં કે "હે કુળદેવિ! હે મહાલક્ષ્મી! જો તમારે આમ જ કરવું હોય તો આહ! મને પહેલેથી જ તમારી પાસે બોલાવી લો."

રાણી સાહેબના રુદનથી મામાસાહેબ વગેરેએ તેમની પાસે આવી ધીરજ આપી અને મહારાજને કેટલીક અમૂલ્ય માત્રાઓ ચટાડી. માત્રાઓ ચટાડતાં મહારાજને ઝોકો વળ્યો અને હોંશિયારી આવી, એટલે આંખો ઉઘાડી બોલ્યા કે: "મેજર સાહેબ ક્યાં છે!"

તુર્ત જ મેજર એલીસને બોલાવવા એક માણસને રવાના કરવામાં આવ્યો. તે આવી પહોંચતાં મહારાજના મનમાં આનંદ થયો અને તેની સાથે વાતચીત કરવાનો તેઓ પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ એ હોંશિયારી ઔષધીજન્ય હોઈ ક્ષણિક નીવડવાથી મહારાજ ફરીથી અવાચક બની ગયા.

મહારાજની ઉત્તરોત્તર બગડતી જતી પ્રકૃતિ જોઈ લક્ષ્મીબાઈ નિરાશ થઈ દુઃખથી વ્યાકુળ બની ગયાં. પતિના મૃત્યુની ભીતિ ગમે તેવી પણ વીર રમણીને કંપાયમાન કરવા બસ છે! અને લક્ષ્મીબાઈ ગમે તેવી ધીરજ અને હિમ્મતવાળી સ્ત્રી હતી, તો પણ તેનું વય માત્ર ૧૮ વર્ષનું જ હતું. આટલી નાની વયમાં વિધવા બનવાનો વિચાર કેટલો હૃદયભેદક છે તેની કલ્પના વિધવા સિવાય બીજાને ન જ આવી શકે! અને આ તો ઝાંસી જેવા સંસ્થાનની રાણી હતી અને વળી અપુત્ર હતી! પતિના મૃત્યુ પછી ઝાંસીની હકુમત કોના હાથમાં રહેશે તે તદ્દન અનિશ્ચિત હતું! આવી સ્થિતિમાં લક્ષ્મીબાઈ વ્યાકુળ થઈ જાય તેમાં જરા પણ નવાઈ ન હોતી!

પ્રાતઃકાળથી જ બ્રાહ્મણોને પુણ્યદાન દેવાવા માંડ્યાં હતાં અને ગરીબોને અન્નવસ્ત્ર અપાવા માંડ્યાં હતાં. મહારાજની પાસે મૃત્યુંજય અને વિષ્ણુસહસ્રના પાઠ બેસાડવામાં આવ્યા હતા. મધ્યાહ્ન વીતતાં મહારાજની

નાડી ચાલતી બંધ પડી અને પાછલા પહોરે મહારાજ ગંગાધરરાવનો આત્મા આ નશ્વર જગત છોડીને સદાને માટે અદૃશ્ય થઇ ગયો!

ઝાંસીની પ્રજામાં આ સમાચાર ફેલાતાં વીજળી પડવાથી માણસ જેમ ચેતનહીન બની જાય તેમ તે જડવત્ બની ગઇ! લક્ષ્મીબાઇ ઉપર દુઃખનો આભ તૂટી પડ્યો. ભાવિની ચિંતા સર્વ કોઇને કંપાવવા લાગી સૂર્યનારાયણ પણ ઝાંસીની પ્રજાનું અને લક્ષ્મીબાઇનું દુઃખ ન જોઇ શકવાથી વહેલા વહેલા અસ્તાચલ તરફ પ્રયાણ કરી ગયા! ઝાંસી ઉપર ગાઢ અંધકારનું વાદળ ફરી વળ્યું!

---

## પ્રકરણ ૬ ઠું

## મામાસાહેબની મુંઝવણ

ગંગાધરરાવના મૃત્યુને એક મહીનો થવા આવ્યો હતો. તાજો ઘા જૂનો થઇ ભૂલાઇ જવાની તૈયારીમાં હતો. લક્ષ્મીબાઇએ પણ આ આઘાતમાંથી મુક્ત થઇ રાજકાજમાં ભાગ લેવા માંડ્યો હતો.

ઝાંસીના કિલ્લાની પશ્ચિમ બાજુએ આવેલા રાણીના ખાનગી ઉદ્યાનમાં સૂર્યોદય થયા પછી બે વ્યક્તિઓ આંટા મારતી જણાતી હતી. આ ઉદ્યાનની બન્ને બાજુ કિલ્લાની ઉંચી દિવાલો આવવાથી તે એકાંતમાં હોય એમ જ લાગતું હતું. ત્રીજી બાજુ કિલ્લાનો બૂરજ આવેલો હતો અને તે આંબલીના ઝાડોની ઘટામાં ઢંકાએલ હતો. ડાબી બાજુએ કિલ્લામાંથી મહાદેવના મંદિર તરફ જવાની આરસપહાણની સીડી આવેલી હતી. આ મંદિર જેટલું રાજકુટુંબના સન્માનને પાત્ર હતું તેટલું જ ઝાંસીની હિન્દુ પ્રજામાં પણ સન્માનનીય હતું. એ મહાદેવ ઉપર રાજકુટુંબ અને ઝાંસીની હિન્દુ પ્રજાની ઉંડી શ્રદ્ધા અને પરમ પૂજ્યભાવ હતો.

મંદિર ઉદ્યાનની ડાબી બાજુએ આવેલું હતું અને જોઈ શકાતું ન હોતું. કિલ્લાની દિવાલ જેમ જાણે મંદિરની આસપાસ ફરી વળી હોય એવો ભાસ થતો હતો. જે આરસપહાણની સીડી મહાદેવના મંદિર તરફ લઈ જતી હતી તે રાજકુટુંબનું મંદિરે જવા માટેનું ખાનગી દ્વાર હતું.

ઉદ્યાનના મધ્ય ભાગમાં ગોઠવેલા આરસના ફુવારામાંથી પાણીની આછી શેરો ધતસ્તતઃ ઉડી રહી આજુ બાજુની જમીનને છંટકાવ કરતી હતી અને સાયંકાળની ઘડીમાં વિશેષ ઉમેરો કરતી હતી.

ફુવારાની એક બાજુ ખાસ ઉગાડેલી લીલોતરીવાળી જમીનના મધ્ય ભાગમાં લાકડાનું એક આસન મૂકયું હતું. આ આસન લાકડાનું હતું, છતાં તે ઘણું જ બારીક નકશીદાર હતું અને તેના ઉપર તાપને નિવારવા માટે આચ્છાદન પણ કરેલું હતું. આ આસન ઉપર મૂલ્યવાન ગાદી જડી દીધેલી હતી, તેમ જ બેસનારની આસાયેશ માટે નાનાં નાનાં ઓશીકાં પણ ગોઠવ્યાં હતાં. બેસનારાઓની સગવડ માટે નીચે બે ત્રણ નાની લાકડાની પાટલીઓ પણ રાખી હતી.

જે બે વ્યક્તિઓ આ ઉદ્યાનમાં સવારમાં ફરતી હતી; તેમના મુખ ઉપરથી જણાઈ આવતું હતું કે તે બન્ને કોઈ ઊંડા—અતિશય મહત્ત્વના વિચારમાં લીન થઈ ગયેલી છે.

ફુવારા પાસે આવી પહોંચતાં લાયક દેખાવવાળી વ્યક્તિએ કહ્યું: "દિવાનજી! જ્યાં સુધી લક્ષ્મીબાઈ પાસેથી ગંગાબાઈને આપણે દૂર ન કરી શકીએ ત્યાં સુધી ઝાંસીને લગતી આપણી બધી યોજનાઓ નિષ્ફળ જશે. આમાં આપણી પોતાની જ પ્રથમથી ભૂલ થઈ છે! પછી બીજા કોને દોષ દેવો? જે દહાડે આપણે ગંગાબાઈને લક્ષ્મીબાઈના સંસર્ગમાં આવવાની છૂટ આપી; તે દહાડેથી જ આપણી યોજનાઓ સફળ થતી નથી. આ ગંગાબાઈની ઉશ્કેરણી અગર ભંભેરણીને લીધે જ રાણી સાહેબના વિચારો બદલાઇ ગયા છે, નહીંતર મારી પુત્રી કદિ મારી સલાહની અવજ્ઞા કરે ખરી?. તેના પિતાના શબ્દોનો અવિશ્વાસ કરે ખરી? હું સમજું છું કે આ સ્થિતિ અપમાનજનક છે! અસહ્ય છે. રાણીના પિતાનું રાજમહેલમાં એક સામાન્ય નોકરના જેટલું જ માન! આ મોરોપંત તાંબે છેક એટલો સ્વમાન રહિત નથી થઇ ગયો કે આ બધું નીચે મુખે સહન

કરે! અત્યારે જો મહારાજ જીવતા હોત તો હું લક્ષ્મીબાઈને યોગ્ય સ્થાને મૂકી, તેના પિતાનું અપમાન કરવાનું કેવું પરિણામ આવે છે તે દેખાડી દેત! અરે! પણ મહારાજ જીવતા હોત તો આવો વખત જ ક્યાંથી આવત? હમણાં આપણે મંદિરમાં દર્શન કરવા ગયેલા ત્યારે મને મહારાજનું સ્મરણ થઈ આવ્યું હતું!"

બીજી વ્યક્તિએ મામાસાહેબ તરફ જોયા વગર જ કહેવા માંડ્યું: "મહારાજના અવસાનથી રાણી સાહેબ શોકમાં છે, એટલે કોઈ એક બાઈ માણસ જે તેમને દુઃખમાં દિલાસો આપી શકે, ધીરજ આપી શકે અને બીજી વાતચીતમાં તેમનું મન પરોવી શકે તેની સતત જરૂર છે; એવે વખતે તેને પાળીપોષી ઉછેરીને મોટી કરનાર તેની ધાત્રી સમાન ગંગાબાઈ જે લક્ષ્મીબાઈની સાથે જ અહીં આવી છે તેને કેમ ખસેડી શકાય?"

છેલ્લું વાક્ય બોલી દિવાન સાહેબે મામાસાહેબ તરફ જોયું; એટલે મામાસાહેબે નાખુશીથી ડોકું હલાવી કહ્યું:

"હવે આપણાથી કશું પણ બને તેની મને શંકા રહે છે. દિનપ્રતિદિન લક્ષ્મીબાઈ વધુ સ્વતંત્ર થતાં જાય છે અને આપણા કથનમાં વિશ્વાસ મૂકતાં અચકાય છે. તમે કયાં નથી જાણતા કે ગઈ કાલે બધાના દેખતાં મારું કેવું અપમાન કર્યું! મને કેટલો ઠપકો આપ્યો! અને તે પણ શા માટે? મર્હૂમ મહારાજની ઇચ્છા પ્રમાણે ઝાંસી સંસ્થાનનાં રિજન્ટ–રાજમાતા તરીકે તેમનો કંપની સરકાર પાસે સ્વીકાર કરાવવાનો હું આગ્રહ નથી કરતો તે માટે! એમણે ચોખ્ખું જ કહી દીધું કે 'તમે દિવાનજી અને બીજા અધિકારીઓની સાથે મળી ગયા છો અને મને રિજન્ટ–રાજમાતા થતી અટકાવવાનો પ્રયાસ કરી રહ્યા છો!' કેટલી ધૃષ્ટતા!"

નરસિંહરાવે વિચારમગ્ન સ્થિતિમાં જવાબ આપ્યો: "સ્ત્રીના હૃદયમાં શું છે તે જાણવાનું કામ અત્યંત વિકટ છે. એક કવિએ ઠીક જ કહ્યું છે કે, 'સ્ત્રીચરિત્ર અને રોતાં બાળ, તેનો કોઈ ન પામે પાર.' રાણી સાહેબની મહત્ત્વાકાંક્ષા વધુ પડતી જણાય છે. રાજકાજનાં કામ તો જેઓ તેથી વાકેફ હોય તેને જ સોંપી દેવાં જોઈએ; તેને બદલે મને લાગે છે કે રાજ્યકારભારની સમગ્ર વ્યવસ્થા તે પોતાના હસ્તક લેવા માગે છે! કેટલું આશ્ચર્ય! ઘડીભર કોઈના માન્યામાં પણ ન આવે!"

"એમાં ન માની શકાય એવું કશું જ નથી! આ બધી ગંગાબાઈની પઢામણી અને ઉશ્કેરણી છે. તે આખો દહાડો રાણી વીરમતી, આંદબીબી અને અહલ્યાબાઈની જ વાતો લક્ષ્મીબાઈ આગળ કરે છે અને તેને તેની જેમ રાજસત્તા મેળવવાની સીધી સલાહ આપે છે. પણ લક્ષ્મીબાઈની ઉંમર હજી કેટલી! ૧૮ વરસની યુવાન છોકરી નહીં તો રાજકાજમાં શું સમજે! પણ ગંગાબાઈની શીખવણીથી તે રાજમાતા—રાજરાણી બનવા તત્પર થઈ ગઈ છે; પણ એને ક્યાં ખબર છે કે રાજનાં કામ કેટલાં કપરાં છે!" મામાસાહેબે ઉપલા વાક્યો ઉચ્ચાર્યાં, ત્યારે તેમની આંખોમાં એક પ્રકારની લુચ્ચાઈ ભરાઈ આવતી જણાઈ.

"મામાસાહેબ! આપણા જેવા બે મુત્સદ્દીઓ કોઈ એક છોકરીથી—સ્ત્રીથી હારી જશે? આપણે કંપનીનાં માણસોને કોઈક લાલચ આપીશું અને આપણો સ્વાર્થ સાધી લઈશું."

"દિવાનજી! હું પણ એમ જ ધારું છું. ઝાંસી કોઈ પણ રીતે લક્ષ્મીબાઈના હાથમાં રહે તેમ નથી. કંપનીની મુલક મેળવવાની ભૂખ એટલી તો પ્રબળ થઈ ગઈ છે કે તે આવી સુંદર તક જવા દે એમ તમારે સ્વપ્નમાં પણ માનવું નહીં. આવી સ્થિતિમાં રાણીનો પક્ષ કરી કંપનીના અધિકારીઓના અળખામણા થવાથી આપણને કોઈ જ લાભ નથી. કારણ કે ઝાંસી રાણીના હાથમાં રહેવાનું તો નથી જ, અને અંગ્રેજોના અળખામણા થઈએ; એટલે આપણે તો એકેય મેળના રહેવાના નહીં! આ સ્થિતિ આવે તે કરતાં અંગ્રેજોને અનુકૂળ રહેવામાં જ મજાહ છે, બલ્કે લાભ છે; કારણ કે, ઝાંસીનો કારભાર ચલાવવામાં તેમને આપણા જેવાની મદદ તો જોઈશે જ."

"પણ શું તમે તમારી પુત્રીનો ત્યાગ કરી અંગ્રેજો સાથે ભળી જશો!"

દિવાન સાહેબના આ પ્રશ્નથી મામાસાહેબ ચમક્યા અને નરસિંહરાવ તરફ કરડી નજર કરી બોલી ઊઠ્યા:

"દીવાનજી! તમે સારું કહેવું નથી સમજ્યા લાગતા! ઝાંસી ખાલસા થવાનું છે, એ વાત નક્કી છે. તો તેમાં અંગ્રેજોનો વિરોધ કરવાથી નથી આપણને લાભ કે નથી રાણીને લાભ. પણ જો અંગ્રેજોને અનુકૂળ થઈએ તો આપણને પણ લાભ થાય અને રાણીને પણ લાભ થાય."

"મામાસાહેબ! મારી શંકા માટે મને દરગુજર કરશો. આપની કહેવાની મતલબ હવે મારા સમજવામાં આવી છે. પણ લક્ષ્મીબાઇને આ બધું કોણ સમજાવે?"

"મેં એક બે વાર સમજાવી જોયું છે, પણ વ્યર્થ, એને તો રાણી વીકટોરીયાની પેઠે અને અહલ્યાબાઇની પેઠે, સુલ્તાના રઝીયા અને ચાંદબીબીની પેઠે શાસન કરવાના કોડ છે. પણ એને કયાં ખબર છે કે મેજર એલીસ કલકત્તાથી હુકમ લઇને આવ્યો, એટલે તુર્ત જ સંસ્થાનનો કબજો સોંપી દેવો પડશે."

"હું ધારું છું કે," દિવાન સાહેબે કિલ્લાના તિજોરીવાળા ભાગ તરફ નિશાની કરી કહ્યું: "મેજર એલીસ આવી પહોંચ્યો હશે. તેણે આજ સમય આપ્યો હતો. કલકત્તાથી જવાબ આવી ગયો હોવો જોઇએ, ચાલો, આપણે ત્યાં જઇ તપાસ કરીએ."

"ચાલો," મામાસાહેબે આકાશ તરફથી દૃષ્ટિ ખસેડી લેતાં કહ્યું. "દિવાનજી! સમય કેવો બળવાન છે! એક સમયે આ અંગ્રેજોને આપણી મદદની જરૂર હતી, અને તે માગવા આપણી પાસે આવ્યા હતા. આજે આપણને તેમની સાચરી કરવાનો વખત આવ્યો છે!"

નરસિંહરાવે આશ્વાસન આપતાં કહ્યું:

સમય સમય બલવાન હે, નહીં પુરુષ બલવાન;
કાબે અર્જુન લૂંટિયો એહિ ધનુષ એહિ બાન.

અને વધુ બોલ્યા વગર આ બન્ને વ્યક્તિઓ ધીમે પગલે ઉદ્યાનમાંથી કિલ્લામાં દાખલ થઇ.

× × × ×

આ બન્ને વ્યક્તિઓ ગયાને બહુ વાર નહીં થઇ હોય એટલામાં રાવ અપ્પાની સાથે કુમાર દામોદરરાવે ઉદ્યાનમાં આરસપહાણની સીડીએથી પ્રવેશ કર્યો. દામોદરરાવ ચપળ અને આકર્ષક છોકરો હતો; રમતિયાળ અને હસમુખો હતો. સીડીનું છેલ્લું પગથિયું ઉતરતાં દામોદરરાવે મોટો કુદકો માર્યો અને ઉદ્યાનમાં ઉગાડેલી લીલી ઘો ઉપર જઇ પડ્યો. રાવ અપ્પા હજી ધીમેધીમે પગથિયાં ઉતરતો હતો, તેના તરફ ફરી કુમારે હસતાં હસતાં કહ્યું:



'આ ગુલાબ કાઢવાનું બનાવવામાં વિરલાનો શો હેતુ હશે? (પૃષ્ઠ ૩૩)

ગુજરાતી પ્રેસ, મુંબઈ

## પ્રકરણ ૭ મું

## લક્ષ્મીબાઇનો નિશ્ચય

આ બન્ને જણા કિલ્લા ઉપર પહોંચ્યા નહીં હોય એટલામાં ડાબી બાજુએથી ગંગાબાઇની સાથે રાણી લક્ષ્મીબાઇએ ઉદ્યાનમાં પ્રવેશ કર્યો: રાણી શોકમાં હતાં અને તેમણે શોકનો પોષાક પહેર્યો હતો. સાડી અને ચોળી સફેદ રંગનાં મુલાયમ કપડાં પહેર્યાં હતાં અને ચોળી ઉપર પહેરેલો કબજો પણ એવા જ સફેદ રંગનો અને સાદો હતો. તેમણે કશું પણ આભૂષણ પહેર્યું નહોતું, તેમ જ પગ પણ ખુલ્લા રાખ્યા હતા.

ગંગાબાઇએ પણ સફેદ છતાં વધારે સાદો અને ઓછો મૂલ્યવાન પોષાક પહેર્યો હતો. તેના કબજાનો રંગ સફેદ નહોતો, પણ કાંઇક પીળાશ પડતો હતો.

રાણી ગંગાબાઇ કરતાં ઉંચાં હતાં, વયમાં નાનાં હતાં, અને વધારે-ઘણું જ વધારે સુંદર હતાં. શોકમાં છતાં રાણી દ્દઢતાથી અને રાજવંશી ઢબે પગલાં ભરતાં હતાં. ગંગાબાઇ તેમની સાથે પણ તેમના તરફ માનની દૃષ્ટિ રાખી ચાલતી હતી. આ બન્ને સ્ત્રીઓ મંદિરમાં દર્શનાર્થે ગઇ હતી અને પાછા ફરતાં ઉદ્યાનમાં આમતેમ આંટા મારતી હતી.

રાણીજીએ એક સફેદ ગુલાબનું પુષ્પ ચૂંટતાં કહ્યું; "ગંગાબાઇ!" રાણીના બોલવામાં કચવાટ સ્પષ્ટ દેખાતો હતો. "આ ગુલાબ જેવી સુંદર ખૂશબોવાળા છોડને કાંટાવાળું બનાવવામાં વિધાતાનો શો હેતુ હશે તે મને સમજ પડતી નથી! મારા જેવી એક સામાન્ય સ્ત્રીને રાજરાણી બનાવ્યા પછી તેનું સૌભાગ્ય છીનવી લેવામાં વિધાતાને શો લાભ હશે? અને તેય ઠીક; પણ, તો પછી આવી સ્થિતિમાં મારા હૃદયમાં વૈરાગ્ય અને પ્રભુભક્તિની ભાવના જગાડવાને બદલે શા માટે વિધાતા શાસન કરવાની-ઝાંસી સંસ્થાનની હકુમત ચલાવવાની મહત્ત્વાકાંક્ષા મારામાં ઉત્પન્ન કરે છે? સાચે જ વિધાતા કાં તો અજ્ઞ છે, વિવેકહીન છે, અગર તો એ મારી ક્રૂર મશ્કરી કરે છે! બાકી, ગંગાબાઇ!" રાણીની

આંખોમાં વીજળીના ચમકારો થયો, તે ગંગાબાઈએ જોયો અને સ્તબ્ધ બની ગઈ. "મારા મનની શાન્તિ માટે અગર તો વ્યાવહારિક દૃષ્ટિએ મહારાજના આત્માની શાન્તિ અર્થે આપણે દરરોજ મહાદેવનાં દર્શન કરવા જઈએ છીએ, પણ એ મહાદેવનાં દર્શન પણ મારા મનને શાન્તિ આપી શકતાં નથી, મારી મહત્ત્વાકાંક્ષાને સંતોષી શકતાં નથી. હે વિધાતા! જો તમારાથી મારી મહત્ત્વાકાંક્ષા પૂર્ણ ન થાય એમ ન હોય તો પછી મારા હૃદયમાં એવી મહત્ત્વાકાંક્ષાને તમે જન્મ જ શા માટે આપ્યો? મને રાજરાણી શા માટે બનાવી? અને બનાવી તો આટલા ટુંક સમયમાં અપુત્ર મૂકી વૈધવ્ય શા માટે આપ્યું? ક્રૂરતાની પણ હદ હોય ને? પરમેશ્વર! આ જગતમાં સ્ત્રી બનવું એ પણ એક કમનસીબી છે. જગતના વ્યવહારની તમામ સત્તા જ્યાં પુરુષોના હાથમાં છે, ત્યાં સ્ત્રીજાતિ તરફ ભાગ્યે જ ન્યાય થાય છે! પોતાની શક્તિની પિછાન છતાં, પોતાની મહત્તાના ભાન છતાં ધ્યેયની સંપૂર્ણ કલ્પના છતાં અને તે તરફ જવાની પ્રબળ લાલસા છતાં, તે તરફ ન જઈ શકાય, એ કેવું દુર્ભાગ્ય!" આટલું કહી લક્ષ્મીબાઈ ફુવારા સામે ગોઠવેલી આરસની-ગાદી તકિયાવાળી બેઠકમાં જઈ પડ્યાં.

ગંગાબાઈએ તેની પાસે બેઠક લેતાં કહેવા માંડ્યું:

"વિધાતાની ઘટના દેવો પણ જાણી શકતા નથી, તો પછી આપણું શું ગજું? આ સર્વ ઘટનામાં કયો ગૂઢ સંકેત રહેલો છે તે આપણે સમજી શકતાં નથી, પણ એ સર્વનો અવશ્ય કાંઈક હેતુ તો હોવો જ જોઈએ. અને કર્યાં કર્મ કોને નથી ભોગવવાં પડતાં? આગલા જન્મમાં તમે સૌભાગ્ય અખંડ રહે એવાં કામો નહીં કર્યાં હોય, તેનું ફળ આ જન્મમાં મળતું હશે તો કોને ખબર? રાણીજી! મનુષ્ય યત્ન અને સાથે ઈશ્વર-કૃપા હશે તો શું અપ્રાપ્ય છે? મનુષ્ય દૃઢસંકલ્પ હોય, કરેલા સંકલ્પને સફળ કરવા પુરુષાર્થ કરે તો પછી સિદ્ધિ ન મળે એવું ભાગ્યેજ બને! મનુષ્યો તો શું પણ દેવતાઓ સુદ્ધાં દૃઢનિશ્ચયી અને પુરુષાર્થી માણસના પ્રયત્નો અફળ કરી શકતા નથી. આપણા શ્રીસમર્થ રામદાસ મહારાજ આપણને કેવું સુંદર આશ્વાસન આપે છે!

जनीं सर्वसुखी असा कोण आहे ॥
विचारें मना तूंचि शोधूनि पाहें ॥

मनात्वांचिरे पूर्वसंचीत केलें ॥
तयासारिखें भोगणें प्राप्त झालें ॥*

'ગંગાબાઈ! રામદાસ બુવા તો સાધુપુરુષ. એમની ઇચ્છા–મુક્તિની ઇચ્છા મારા જેવી નિરાધાર સ્ત્રીની ઇચ્છાથી તદ્દન જૂદા જ પ્રકારની છે. રામદાસ મહારાજને આ સંસારમાંથી મુક્ત થવાની અભિલાષા હતી; જ્યારે મને તો ઝાંસી સંસ્થાનનો રાજકારભાર મારા હાથમાં લઇ મરાઠાઓની જાહોજલાલી ફરી સ્થાપવાની અને બની શકે તો હિંદભરમાં ભગવો ઝુંડો ફરીથી રોપવાની છે! મને સંશય પડે છે કે આદર્શમાં પ્રેરે એવી ખોટી ધર્મભાવનાથી નિર્બળ અને નિર્વીર્ય માણસો આશ્વાસન મેળવે છે. મનુષ્ય જ્યારે ક્ષીણશક્તિ થાય છે, હતોત્સાહ બને છે, ત્યારે તેને સંસાર ઉપર તિરસ્કાર નહિ તો વિરાગ આવે છે અને કર્તવ્યવિમુખ કરે એવા ધર્મ ઉપર પ્રીતિ થાય છે. કિન્તુ એ એક પ્રકારની માનસિક નિર્બળતાનું જ પરિણામ છે. જ્યાંસુધી યુવાની હોય, શક્તિનો ભંડાર હોય, અમાપ ઉત્સાહ હોય, ત્યાંસુધી મનુષ્ય વ્યવહારમાં કર્તવ્યનિષ્ઠ યોદ્ધાની જેમ ઘૂમે છે, પણ શક્તિ અને ઉત્સાહ મંદ પડતાં હારી ગયેલા યોદ્ધાની જેમ તે લમણે હાથ મૂકી દૈવને આશ્રયે જઇ ધર્મપરાયણ થવાનો મિથ્યા આત્મસંતોષ અનુભવે છે. પણ, ગંગાબાઈ! પુરુષો કરતાં સ્ત્રીઓનાં હૃદય જૂદા પ્રકારનાં છે." ઊંડો નિઃશ્વાસ નાંખીને લક્ષ્મીબાઇએ આગળ ચલાવ્યું: "સ્ત્રીઓનું હૃદયબળ ધર્મ ઉપરની શ્રદ્ધામાં રહેલું છે. સ્ત્રીઓની મુશ્કેલીઓ દૂર થવાનો એક માત્ર ઉપાય ધર્મમાંથી મળતી પ્રેરણા છે. ધર્મના અવલંબનથી સ્ત્રીનું જીવન ટકી રહે છે. ઇંદોરમાં અહલ્યાબાઇએ ૩૦ વર્ષ સુધી કેવી રીતથી–કુશળતાથી શાસન કર્યું; પોતાના રાજ્યમાં શાંતિ અને આબાદી થાય તેટલા માટે તેણે શાસ્ત્રાભ્યાસનો ઉપયોગ કર્યો; એ બધું જ્યારે મને યાદ આવે છે ત્યારે મને મારી નિર્બળતા–અશક્તિ ઉપર આંસુ સારવાનું મન થાય છે! ઝાંસીને બચાવી લેવાની અને આબાદ બનાવવાની મારી મહત્ત્વાકાંક્ષા ડગલે ને પગલે નિષ્ફળ થતી જોઇ મારૂં હૃદય કેટલી વ્યથા અનુભવે છે!"

"રાણી સાહેબ!" ગંગાબાઇએ થોડી જૂની વાત યાદ કરવા માંડી.

---

* જગતમાં સર્વ પ્રકારે કોણ સુખી છે? તે હે મન! તું જ વિચાર કરી શોધી કાઢ. હે મન! તેં પૂર્વે જે સંચિત કર્યું હશે તેવું જ અત્યારે ભોગવવું પડે છે.

"ઝાંસીને અત્યારે બચાવી લેવાની પહેલી જરૂર છે. રામચંદ્રરાવના સમયમાં રાજના લેણદારોની સંખ્યા પાર વગરની હતી, તિજોરીમાં પૈસા ન હોતા અને દેવાં અને લૂંટફાટને લીધે રાજ તદ્દન નાબુદ થાય એવો સમય આવ્યો હતો. પણ પછી તો અંગ્રેજોએ આવી રાજકારભાર સંભાળ્યો અને બધું ઠીકઠાક થયું, પણ જ્યારે મહારાજને ગાદી સોંપાઇ, ત્યારે લશ્કરના ખર્ચ પેટે મહારાજની નામરજી છતાં ફળદ્રૂપ અને સારો મુલક લઈ લીધો. તેમ છતાં મહારાજે સંસ્થાનની આબાદી કરવા પોતાનાથી બન્યો તેટલો પ્રયત્ન કરવો છેવટ સુધી ચાલુ રાખ્યો હતો."

"સાચી વાત છે, ગંગાબાઇ! મહારાજની બીજી ગમે તે ખામી હશે, છતાં પ્રજાના સુખને માટે અને સંસ્થાનની આબાદી માટે તેમણે જેટલી કાળજી લીધી છે, તેટલી બીજાઓ ભાગ્યે જ લેતા હશે." મોઢા ઉપર ક્રોધ લાવી અને બોલવામાં કડવાશ લાવી રાણીએ આગળ ચલાવ્યું: "મહારાજના દીર્ઘકાળના મંદવાડ દરમ્યાન મને રાજરાણી તરીકે વહીવટની સત્તા સોંપવામાં આવશે એવી મેં આશા રાખ્યાં જ કરી, પણ છેક છેલ્લી ઘડી સુધી તે નિષ્ફળ ગઈ! અને દિવાને મને ફોસલાવી ન હોત તો હું મહારાજની ગેરહાજરીની ઉણપ જણાવા દેત નહીં. પણ એ લોકોને રાજાને નામે પોતાના હાથમાં જ સત્તા રાખવી હતી, એટલે સ્વાર્થસાધુઓએ મને એમ જ કહ્યું કે 'મહારાજ જ બધો કારભાર સંભાળે છે,' પણ વાસ્તવિક રીતે તો તેઓ જ બધો કારભાર કરતા હતા. કેટલો સ્વાર્થ! કેટલી લુચ્ચાઈ! અને હવે જ્યારે મહારાજ મૃત્યુ પામ્યા છે અને આપણે દામોદરરાવને દત્તક લીધો છે; ત્યારે આ સ્વાર્થી પંખીડાં કહે છે કે જ્યાં સુધી ગવર્નર જનરલ દત્તકવિધાન મંજુર ન રાખે ત્યાં સુધી આપણાથી તેને રાજા તરીકે જાહેર ન કરી શકાય!" ઉશ્કેરાઈ જઈને રાણીએ કહેવા માંડ્યું: "ગંગાબાઇ! માણસોની મૂર્ખાઈ અને સ્વાર્થપરાયણતા મને ગાંડી બનાવી દે છે. આ દિવાન બહારથી કેવો દંભ કરે છે! દામોદરરાવને રાજ્યના વારસ તરીકે અને મને તેની વાલી રાજમાતા તરીકે એકદમ જાહેર ન કરવામાં તેઓ સંસ્થાનનું હિત જ જાળવી રહ્યા છે એમ તેઓનું કહેવું છે; પણ એ લોકોનું એ કથન કેટલું અસત્ય છે તે હું તેમના મોઢામોઢ સાબીત કરી આપું તેમ છું. હું દીવા જેવું સ્પષ્ટ જોઈ શકું છું કે ઝાંસી ખાલસા થાય તો તેઓ અંગ્રેજોને મદદ કરવા આતુર છે!"

"રાણીજી! ધીરજ રાખો! ઉસ્કેરાઇ જવાની જરૂર નથી. અંગ્રેજોનું મોઢું મોટુ છે અને તેમનું પ્રામાણિકપણું મર્યાદિત જ છે, તેમ છતાં તેઓ મૂર્ખ તો નથી જ. આ બધા ઢગધડા વગરના, વારેવારે વિફરી બેસતા બુંદેલ સરદારોની મધ્યમાં ઝાંસી જેવા વફાદાર મરાઠા સંસ્થાનને જાળવી રાખવાની તેઓ કિમ્મત ન સમજે એમ નથી."

"અંગ્રેજો એમ સમજતા હોય તો કેવું સારૂં?' લક્ષ્મીબાઇએ બેઠક ઉપરથી ઉઠીને ફુવારાની આમતેમ ફરતાં ઉત્તર આપ્યો. "બીજો કોઇ ગવર્નર જનરલ હોત તો હું આ વાત માનત પણ આ લોર્ડ ડલહાઉસીનું મુખ વિરાટ્‌ના મુખ જેટલું પહોળું–સર્વભક્ષી છે, મરાઠાઓનું–આપણું જૂનામાં જૂનું રાજ્ય સતારા તેણે સ્વાહા કર્યું છે, ભોંસલે કુટુમ્બનું નાગપુર પણ એ જ સ્થિતિમાં આવી પડયું છે, અને તે પણ માત્ર એક જ કારણથી–સીધો વારસ ન હોવાથી પંજાબ, સીંધીઆ અને બ્રહ્મદેશ પણ આ સર્વ ભક્ષીના ઉદરમાં હોમાઇ ગયા છે તો પછી ઝાંસી જેવા એક નાના સંસ્થાનના ભાવિનો વિચાર કરતા મને કંપારી છૂટે એમાં શી નવાઇ?" આમ કહી લક્ષ્મીબાઇએ પોતાના હાથમાંના ગુલાબના પુષ્પની પાખડીઓ એક પછી એક તોડી હવામાં ફેંકવા માંડી.

"રાણીજી! તમે કહ્યું તે વાત ખરી છે, પણ અંગ્રેજો પક્કા ખધા છે અને ઉદાર ન હોવા છતા હંમેશા ઉદાર હોવાનો દમ કરે છે. નિર્બળ અગર તો નાના અને તેમના તરફ વફાદાર રહેનાર રાજાઓનું તેઓ રક્ષણ કરે છે એમ બતાવવા તેઓ ઝાંસીને સ્વતંત્ર રાખવાનું પસંદ કરશે અને એમ કરવામાં એમને શો ગેરલાભ છે? ગમે તેવા એ અપ્રામાણિક હોય તો પણ તેમને પોતાની પ્રતિષ્ઠાનો કાંઇક ખ્યાલ તો હશે જ ને?"

"કંગાબાઇ! તમે ભૂલો છો. કંપનીના માણસોને બરાબર ઓળખતાં નથી. પ્રતિષ્ઠા કરતા સ્વાર્થનું મૂલ્ય તેઓ વધુ આંકે છે! લોર્ડ ડલહાઉસીની રાજનીતિ જૂદા જ પ્રકારની છે ગમે તે ઉપાયે તે આખો હિન્દ કંપનીના તાબામાં લાવવા ઇચ્છે છે. તેથી જ તો નવાં નવાં બ્હાનાં શોધી કાઢે છે અને હવે તો અંગ્રેજોની સત્તા એટલી વધી ગઇ છે અને દેશી રાજ્યો એટલાં બધા નિર્બળ, અને છિન્નભિન્ન થઇ ગયાં છે, તેમ જ પરસ્પર કલહ અને ઇર્ષ્યામાં પડ્યાં છે કે તેઓ આજે કંપની સરકારની સામે થઇ શકે તેમ

નથી. કંપની ધારે તો આજે હિંદનું દરેક રાજ્ય સત્તાના બળથી પોતાના કબજામાં લેઈ શકે એમ છે. પણ લડાઈ કરીને રાજ્ય મેળવવું એ જંગલીપણું ગણાય, એટલા માટે નાવારસી રાજ્ય ખાલસા કરવાની આ નવી રીત યોજી છે, કે જેથી વગર લડાઇએ અંગ્રેજોને રાજ્યપ્રાપ્તિ થાય! અને ખાલસા મુલક વધતો જાય! ટુંકામાં લોર્ડ ડલહાઉસીના સર્વભક્ષી મુખમાંથી ઝાંસી બચી શકે એમ હું નથી ધારતી." આટલું કહી લક્ષ્મીબાઇએ ફરીથી બેઠક ઉપર બેસી એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો.

"રાણીજી! તમે વિચક્ષણ છો, એટલે બધું અગાઉથી સમજો છો; પણ હું કહું છું કે કદાચ તમારી ધાસ્તી સાચી પડે અને ઝાંસી ખાલસા થવાનો વખત આવે તો, ખાત્રીપૂર્વક માનજો કે આ ગંગાબાઇ! ગમે તેમ થશે તો પણ તમારે પડખે ઉભી રહેશે!"

લક્ષ્મીબાઇએ ગંગાબાઇના માથા ઉપર હાથ ફેરવી વહાલથી કહ્યું: "ગંગાબાઇ! એક સ્ત્રી મારા પક્ષમાં છે, એટલું નજીવું આશ્વાસન પણ મને હિમ્મત આપે છે. બાકી મારે તો મર્હૂમ મહારાજનું પવિત્ર સ્મરણ કરતાં કરતાં ભવિષ્યમાં ગમે તે સંકટનો સમય આવે તો પણ તે માટે હંમેશાં સજ્જ રહેવું જોઇએ. મહારાજની ધર્મપત્ની તરીકે એ મારી પવિત્ર ફરજ છે, અને મારામાં જ દ્રઢતા નહીં હોય તો પછી અધિકારીઓ ફાવે તેમ કરી મને છેતરશે અને પોતાનો સ્વાર્થ વધુ સરળતાથી સાધશે. બાકી થોડા અનુભવથી પણ હું સમજી શકું છું કે, સ્ત્રી એ પુરૂષનું રમકડું માત્ર છે, તેના આનંદપ્રમોદનું સાધન માત્ર છે, પુરૂષની બાજીમાં માત્ર નિર્જીવ સોગઠું છે! મારૂં ભાવિ ગમે તો ઉજ્જ્વળ હોય યા અંધકારમય હોય, છતાં મારે દ્રઢ રહેવું ઘટે છે. જેવી રીતે પુણ્યનામા અહલ્યાબાઇએ પોતાની સમગ્ર શક્તિ ઈંદોરના રક્ષણ માટે ખર્ચી નાંખી તેવી જ રીતે મારે પણ મારી શક્તિ, ઉત્સાહ અને વિચારો આ," આમ કહી રાણીએ ઝાંસી શહેર તરફ આંગળી દર્શાવી અને આગળ કહ્યું: "નાનકડા ઝાંસીને બચાવવામાં અને તેને આબાદ બનાવવામાં ખર્ચવી છે! આ સંસ્થાન કાંઇ અંગ્રેજો વિલાયતથી અહીં લાવેલા નથી, અગર તો અંગ્રેજોએ સ્થાપ્યું નથી કે તલવારના બળે જિત્યું નથી; તો પછી શા માટે તેઓ આ ભૂમિ, આ વૃક્ષો, આ મકાનો અને આ જલાશયો, જે આપણને આત્મપ્રિય છે

નેતો કબજો વગર વિરોધે લઇ શકે? આ ભૂમિ-ઉપર તેમનો શો હક્ક છે? શું જેટલા પ્રેમથી આપણે આ પ્રદેશને ચાહીએ છીએ, તેટલા જ પ્રેમથી એ લોકો ચાહશે ખરા? આપણા પૂર્વજ મરાઠાઓએ પોતાના બાહુબળ અને શૌર્યથી આ મુલક મોગલો અને રાજપૂતો પાસેથી લીધો છે, તે શું આપણે મુંગે મોંઢે અંગ્રેજોના હાથમાં સોંપી દઇશું? શું આપણા પૂર્વજોએ, આપણે વીલે મુખે અંગ્રેજોને સોંપી દઇએ એટલા માટે આ પ્રદેશ પોતાના પરાક્રમથી મેળવ્યો હતો? જો આપણે વગર વિરોધે, હાથ ઉંચાં કર્યા વગર ઝાંસી અંગ્રેજોને સ્વાધીન કરીએ તો આપણા એ વીર પૂર્વજો આપણે માટે શું ધારશે? એઓ ક્રોધભરી દૃષ્ટિ કરી કહેશે કે અમે અમારા વિક્રમથી સંપાદન કરેલું રાજ્ય અમારાં વારસો સાચવી પણ ન શક્યા? ગંગાબાઈ! જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું ઝાંસી અંગ્રેજોના હાથમાં હરગીજ નહીં જ જવા દઉં! બુંદેલખંડમાં આપણે સો વર્ષથી રહીએ છીએ, અને તેથી આપણે પ્રજાની જરૂરીઆતો, આશાઓ અને ઇચ્છાઓ જેટલી સારી રીતે સમજીશું તેટલી શું આ હજારો માઇલ દૂરથી આવનારા વિદેશીઓ સમજશે? આ સર્વ પ્રશ્નોના ઉત્તર-ખરા ઉત્તર મારા પિતા અને દિવાન જાણે છે; તેમ છતાં તેઓ વાતો કરવા સિવાય બીજું કશું જ કરતા નથી. પ્રમાદમાં પડીને ઝાંસીને બચાવવાનો કશો જ ઇલાજ લેતા નથી." એકાએક કાંઈ સ્ફુરી આવ્યું હોય તેમ લક્ષ્મીબાઇ બોલી ઉઠ્યાં: "ગંગાબાઇ! અને એમ લાગ્યાં કરે છે અને મારૂં મન એવું કહ્યાં કરે છે કે જો હું જાતે જ કાંઈ નહીં કરૂં તો આપણી આ પ્રિય ઝાંસી અંગ્રેજોના હાથમાં જઇ પડશે!"

લક્ષ્મીબાઇએ આ છેવટના શબ્દો ઉચ્ચાર્યા, ત્યારે તેમનું શરીર હતું તે કરતાં વધારે ઉંચું દેખાયું અને તેની આંખો સ્થિર બની ગઇ. થોડી વાર સુધી બેમાંથી કોઇ કાંઇ બોલ્યું નહીં; અને બન્ને પાછાં ફરવાની તૈયારીમાં હતાં, એટલામાં કિલ્લાના બૂરજ તરફથી મામાસાહેબ અને નરસિંહરાવ ધીમે પગલે આવતા દેખાયા.

લક્ષ્મીબાઇની પાસે જઇ મામાસાહેબે વાતની શરૂઆત કરી: "પુત્રી! ઝાંસીના પોલીટીકલ એજન્ટ મેજેર એલીસ એક કલાકથી અહીં-કિલ્લામાં આવેલા છે. તે આપણા લશ્કરી અમલદારો સાથે કિલ્લાના બચાવની

એ ઠરાવ્યું જુએ છે. જેલના કેદીઓ ફરીથી અશાન્ત બન્યા છે અને ખળભળી ઉઠ્યા છે અને એ કેદીઓ તોફાન ન કરી બેસે તેની આપણે સાવચેતી રાખવાની છે."

લક્ષ્મીબાઈએ કંઈક રોષ દર્શાવી કહ્યું: "પણ હમણાં હમણાંમાં આટલાં બધાં માણસો જેલમાં કેમ છે! કેટલીયે વાર મેં આ પ્રશ્ન પૂછ્યો છે, છતાં તમે કે દિવાનજી કોઈ સંતોષકારક ઉત્તર આપતા નથી, તેનું શું કારણ?"

"રાણીજી! આપણી જેલની વ્યવસ્થા એટલી સરસ છે કે કેટલાક કામધંધા વગરના અગર તો બદમાશો તેમાં આવવા લલચાય છે. જ્યાં વગર મહેનતે સારો ખોરાક મળી શકે ત્યાં ભૂખ્યા કૂતરાઓ દોડી આવે છે!"

ગંગાબાઈએ દિવાનજી તરફ ચીડાઈને કહ્યું: "અને દિવાનજી! પણ કૂતરાઓ ભૂખ્યા રહે છે એ કોનો વાંક? આપણી જ પ્રજાને પેટપૂરતું અનાજ ખાવા ન મળતું હોય, તે આપણી નહીં તો બીજા કોની ખામી? શા માટે આપણે ભૂખ્યા લોકોને લૂંટફાટ કરી અને ધાડ પાડવી પડે એવી રાજનીતિ અખત્યાર કરવી જોઈએ?"

દિવાન સાહેબે ગંગાબાઈ સામે જોઈ નમ્ર બની ઉત્તર આપ્યો." અમે તો ચિઠ્ઠીના ચાકર! અમે તો માત્ર રાજનીતિનો અમલ કરનારા રાજસેવકો, ગંગાબાઈ! તમે ભૂલી જાઓ છો. જેના હાથમાં રાજસત્તાનાં સૂત્રો હોય છે, તેની આજ્ઞાઓ પ્રમાણે અમારે તો અમલ કરવાનો હોય છે. તમારે ટીકા જ કરવી હોય તો એ સૂત્રોને ધારણ કરનાર સૂત્રધારની ટીકા કરો. પરંતુ નાહક તમારો કોપ અમારા ઉપર ના ઠાલવો."

લક્ષ્મીબાઈએ ધીમેથી બોલવાની શરૂઆત કરી. આ વાદવિવાદમાં એમને ભાગ લીધા વગર ચાલે તેમ નહોતું. "ગંગાબાઈનું કહેવું ખોટું નથી! ખરી વાત છે કે અંગ્રેજોએ ઝાંસીનો કબજો લીધો તે પહેલાં તેની આવક ઓછી થતી જતી હતી અને રાજ દેવામાં ઉતરી ગયું હતું; પરંતુ ત્યારે આપણા ખેડુતો આપણને ચાહતા હતા, કારણ કે તેઓ જાણતા હતા કે જો તેઓનો પાક બગડે અગર તેમનાં મકાનો બળી જાય તો રાજ તરફથી તેમજ મહેસૂલમાં છૂટછાટ અને બીજી મદદ મળવાની ખાત્રી હતી. પણ હવે તો મહેસૂલ ઉઘરાવવા માટે જમીનદારો

ઉભા કરવામાં આવ્યા છે અને સંસ્થાન અને ખેડુતોની વચમાં તેમને મૂકવામાં આવ્યા છે; તેથી રાજા અને જમીન ખેડનારા ખેડુતો વચ્ચેનો તમામ સંસર્ગ નષ્ટ થયો છે. પછી આ ખેડુતોને રાજ્ય ઉપર કે રાજા ઉપર ક્યાંથી પ્રેમ ઉપજે? અને આટલું જ બસ નથી! સહુથી વધુ ખરાબ તો એ છે કે દરેક ખેડુતને આપવાના મહેસુલની રકમ લાંબા સમય માટે નક્કી કરવામાં આવી છે, અને આ રકમ પણ સ્વચ્છંદ રીતે નક્કી કરવામાં આવી છે." રાણીજીએ અત્યંત ભાવવિહ્વળતાથી ઉમેર્યું. "આવી સ્થિતિમાં દુષ્કાળ પડે, અતિવૃષ્ટિ થાય, ઢોરમાં રોગચાળો આવે અગર લૂંટફાટથી નુકસાન થાય તો ખેડુતની સ્થિતિ કેટલી શોચનીય થઈ પડે છે! તેને આ નુકસાનને પહોંચી વળવા નાણાં કરજે લેવા પડે છે, એટલુ જ નહીં પણ જમીનદાર અને સંસ્થાનનું મહેસુલ ભરવા પણ શાહુકારની ગરજ વેઠવી પડે છે. પણ ઉપર પાછું કહેવાય છે તે આવું નામ! દિવાન સાહેબ! આવી સ્થિતિમાં આપણી જેલ કેદીઓથી ભરાઈ જાય તેમાં શી નવાઈ? લોકોમાં અત્યારે આ સંસ્થાન માટે કેવા શબ્દો બોલાય છે તે જાણો છો? કહે છે કે ઝાંસી તો ધાડપાડુઓ અને નાણાં ધીરનારાઓનું સ્વર્ગ છે! ભૂતકાળમાં ઝાંસીને માટે કદિ આમ બોલાયું નથી!" એકાએક મંદિરની દિશા તરફ ફરી હાથ ઉંચા કરી રાણીએ આગળ ચલાવ્યુ. "હે અમારા કુલદેવ! તમારી સાક્ષી રાખીને કહું છુ કે, ઝાંસી સંસ્થાનની રાજમાતા થતાંની સાથે જ, મારી ગરીબ રૈયત જે દુ:ખથી પીડાઈ રહી છે તે દુઃખમાંથી તેને મુક્ત કરવાનો હું સહુથી પહેલો યત્ન કરીશ!"

રાણીના આવાં કટાક્ષયુક્ત વચનો અને ભવિષ્યનો નિશ્ચય સાંભળી ઘડીભર મામાસાહેબ તથા દિવાન સાહેબ થંભી ગયા અને રાણીની આવેશભરી મનોદશા જોતા તેમને વધુ ચર્ચામાં ઉતરવુ યોગ્ય ન લાગું. આખરે કાંઈ આવશ્યક બાબત યાદ આવી હોય તેમ મામાસાહેબે ગળુ ખોંખારી કહેવા માંડ્યુ

"રાણીસાહેબ ના-પુત્રી! અમે અહીં બીજા જ મુદ્દાસર આવ્યા હતા. મેજોર એલીસનું એમ માનવુ છે કે ગવર્નર જનરલ કુમાર દામોદરરાવને ઝાંસી સંસ્થાનના વારસ તરીકે સ્વીકારશે કે કેમ તે પણ જ શંકા પડતું છે. બુંદેલખંડના એજન્ટ મેજોર માલ્કમ તરફથી તેને એક પત્ર મળ્યો છે,

એ ઠરાવવું જુએ છે. જેલના કેદીઓ ફરીથી અશાન્ત બન્યા છે અને ખળભળી ઉઠ્યા છે અને એ કેદીઓ તોફાન ન કરી બેસે તેની આપણે સાવચેતી રાખવાની છે."

લક્ષ્મીબાઈએ કંઈક રોષ દર્શાવી કહ્યું: "પણ હમણાં હમણાંમાં આટલા બધા માણસો જેલમાં કેમ છે? કેટલીયે વાર મેં આ પ્રશ્ન પૂછ્યો છે, છતાં તમે કે દિવાનજી કોઈ સંતોષકારક ઉત્તર આપતા નથી, તેનું શું કારણ?"

"રાણીજી! આપણી જેલની વ્યવસ્થા એટલી સરસ છે કે કેટલાક કામધંધા વગરના અગર તો બદમાશો તેમાં આવવા લલચાય છે. જ્યાં વગર મહેનતે સારો ખોરાક મળી શકે ત્યાં ભૂખ્યા કુતરાઓ દોડી આવે છે!"

ગંગાબાઈએ દિવાનજી તરફ ચીડ કરીને કહ્યું: "અને દિવાનજી! પણ કુતરાઓ ભૂખ્યા રહે છે એ કોનો વાંક? આપણી જ પ્રજાને પેટપૂરતું અનાજ ખાવા ન મળતું હોય, તે આપણી નહીં તો બીજા કોની ખામી? શા માટે આપણે ભૂખ્યા લોકોને લૂંટફાટ કરી અને ધાડ પાડી પડે એવી રાજનીતિ અખત્યાર કરવી જોઈએ?"

દિવાન સાહેબે ગંગાબાઈ સામે જોઈ નમ્ર બની ઉત્તર આપ્યો." અમે તો ચિઠ્ઠીના ચાકર! અમે તો માત્ર રાજનીતિનો અમલ કરનારા રાજસેવકો, ગંગાબાઈ! તમે ભૂલી જાઓ છો. જેના હાથમાં રાજસત્તાનાં સૂત્રો હોય છે, તેની આજ્ઞાઓ પ્રમાણે અમારે તો અમલ કરવાનો હોય છે. તમારે ટીકા જ કરવી હોય તો એ સૂત્રોને ધારણ કરનાર સૂત્રધારની ટીકા કરો. પરંતુ નાહક તમારો કોપ અમારા ઉપર ના ઠાલવો."

લક્ષ્મીબાઈએ ધીમેથી બોલવાની શરૂઆત કરી. આ વાદવિવાદમાં તેમને ભાગ લીધા વગર ચાલે તેમ નહોતું. "ગંગાબાઈનું કહેવું ખોટું નથી! ખરી વાત છે કે અંગ્રેજોએ ઝાંસીનો કબજો લીધો તે પહેલાં તેની આવક ઓછી થતી જતી હતી અને રાજ દેવામાં ઉતરી ગયું હતું; પરંતુ ત્યારે આપણા ખેડુતો આપણને ચાહતા હતા, કારણ કે તેઓ જાણતા હતા કે જો તેઓનો પાક બગડે અગર તેમનાં મકાનો બળી જાય તો રાજ તરફથી તેમને મહેસુલમાં છુટછાટ અને બીજી મદદ મળવાની ખાત્રી હતી, પણ હવે તો મહેસુલ ઉપરાંતના માટે જમીનદારો

ઉભા કરવામાં આવ્યા છે અને સંસ્થાન અને ખેડુતોની વચમાં તેમને મૂકવામાં આવ્યા છે; તેથી રાજા અને જમીન ખેડનારા ખેડુતો વચ્ચેનો તમામ સંસર્ગ નષ્ટ થયો છે. પછી આ ખેડુતોને રાજ્ય ઉપર કે રાજા ઉપર ક્યાંથી પ્રેમ ઉપજે? અને આટલું જ બસ નથી! સહુથી વધુ ખરાબ તો એ છે કે દરેક ખેડુતને આપવાના મહેસુલની રકમ લાંબા સમય માટે નક્કી કરવામાં આવી છે, અને આ રકમ પણ સ્વચ્છંદ રીતે નક્કી કરવામાં આવી છે." રાણીજીએ અત્યંત ભાવવિહ્વળતાથી ઉમેર્યું, "આવી સ્થિતિમાં દુષ્કાળ પડે, અતિવૃષ્ટિ થાય, ઢોરમાં રોગચાળો આવે અગર લૂંટફાટથી નુકસાન થાય તો ખેડુતની સ્થિતિ કેટલી શોચનીય થઈ પડે છે? તેને આ નુકસાનને પહોંચી વળવા નાણાં કરજે લેવાં પડે છે, એટલું જ નહીં પણ જમીનદાર અને સંસ્થાનનું મહેસૂલ ભરવા પણ શાહુકારની ગરજ વેઠવી પડે છે. પછી ઉપર પાટુ કહેવાય છે તે આનું નામ! દિવાન સાહેબ! આવી સ્થિતિમાં આપણી જેલ કેદીઓથી ભરાઇ જાય તેમાં શી નવાઇ? લોકોમાં અત્યારે આ સંસ્થાન માટે કેવા શબ્દો બોલાય છે તે જાણો છો? કહે છે કે ઝાંસી તો ધાડપાડુઓ અને નાણાં ધીરનારાઓનું સ્વર્ગ છે! ભૂતકાળમાં ઝાંસીને માટે કદિ આમ બોલાયું નથી!" એકાએક મંદિરની દિશા તરફ ફરી હાથ ઉંચા કરી રાણીએ આગળ ચલાવ્યું: "હે અમારા કુલદેવ! તમારી સાક્ષી રાખીને કહું છું કે, ઝાંસી સંસ્થાનની રાજમાતા થતાંની સાથે જ, મારી ગરીબ રૈયત જે દુઃખથી પીડાઈ રહી છે તે દુઃખમાંથી તેને મુક્ત કરવાનો હું સહુથી પહેલો યત્ન કરીશ!"

રાણીનાં આવાં કટાક્ષયુક્ત વચનો અને ભવિષ્યનો નિશ્ચય સાંભળી ધરીભર મામાસાહેબ તથા દિવાન સાહેબ થંભી ગયા અને રાણીની આવેશભરી મનોદશા જોતાં તેમને વધુ ચર્ચામાં ઉતરવું યોગ્ય ન લાગ્યું. આખરે કોઇ આવશ્યક બાબત યાદ આવી હોય તેમ મામાસાહેબે ગળું ખોંખારી કહેવા માંડ્યું:

"રાણીસાહેબ ના-પુત્રી! અમે અહીં બીજા જ મુદ્દાસર આવ્યા હતા. મેજોર એલીસનું એમ માનવું છે કે ગવર્નર જનરલ કુમાર દામોદરરાવને ઝાંસી સંસ્થાનના વારસ તરીકે સ્વીકારશે કે કેમ તે ઘણું જ શંકા પડતું છે. બુંદેલખંડના એજન્ટ મેજોર માલકમ તરફથી તેને એક પત્ર મળ્યો છે;

"રાણીજી ! મામાસાહેબની વાત ખરી છે." દિવાન સાહેબે પાતળા પડતા જતા આશાતંતુને વધુ લંબાવવા માંડ્યો. "ઝાંસી સંસ્થાન આપણા વંશવારસોમાં રહે તેમ કરવા અમે મેજોર એલીસને બરાબર વિનતિ કરી છે– અને સાથેસાથ તેની મહેનત નિષ્ફળ નહીં જાય એમ પણ સ્પષ્ટ કહી દીધુ છે. આવા અણીના વખતે જે કોઇ સંસ્થાનના રાજકુટુંબને ઉપયોગી થઇ પડે તેની યોગ્ય કદર કરવાની પણ અમે સ્પષ્ટ વાત કરી છે. અને મેજોર એલીસે અમારી બધી વાત ધ્યાનપૂર્વક સાંભળી છે અને અમોને આશ્વાસન આપ્યું છે કે તે પોતે આ બાબત માટે બે ત્રણ દિવસમાં ફરીથી મેજોર માલકમને મળશે. તેમ છતાં તેણે વચન આપ્યુ નથી, વચન આપવાની તેની શક્તિ કે સત્તા નથી. કારણ કે તે માને છે કે સ્થાનિક અમલદારો અમે તે અભિપ્રાય આપે છતાં લોર્ડ ડલહાઉસી તેથી જરા પણ દોરવાઇ જાય એવો માણસ નથી." મુખ ઉપર કાંઇક સંતોષનો ભાવ લાવી હાથમા હાથ મૂકી તેણે ઉમેર્યું. "તેમ છતાં, ન કરે નારાયણ અને ઝાંસી ખાલસા થાય તો મેજોર એલીસે તમારા કુમાર દમોદરરાવના અને તમારા સર્વ આશ્રિતોના નિભાવ માટે તમને સારી રકમનું સાલીયાણું આપવા અંગ્રેજ સત્તાવાળાઓને દબાણ કરવાની કબૂલાત આપી છે."

તુચ્છકારથી એક કરડી નજર દિવાન સાહેબ તરફ નાખી લક્ષ્મીબાઇએ કઠોર અવાજે કહેવા માંડ્યું

"શું મારા પિતા અને રાજ્યના અમલદારો આટલુંજ કરી શકે એમ છે? માત્ર સૂચનાઓ અને વિનતિઓ જ કરી શકે છે, કે જેનું પરિણામ કશુ જ નથી આવતું? ઝાંસીના રાજ સૂત્રધારોની આટલી જ શક્તિ, આટલું જ સામર્થ્ય અને આટલી બુદ્ધિમત્તા?" અવાજ મોટો કરી રાણીએ આગળ કહ્યું: "ઠીક છે. તમે બધા ધ્યાનપૂર્વક સાંભળી લ્યો. આજથી હું જ અંગ્રેજો સાથે ઝાંસીની વતી બોલીશ–વાત કરીશ; કારણ કે મર્હૂમ મહારાજે મને આ સંસ્થાનની રાજમાતા અને વારસદાર કુમારની વાલી તરીકે નીમી છે! તમારી તાબેદારી મનોવૃત્તિવાળી રાજદ્વારી કુનેહથી હું ધરાઇ ગઈ છુ. એ ગુલામી મનોદશા ભૂતકાળમા વિજયી નીવડી નથી અને હવે પણ આપણને એથી લાભ મળશે નહીં અંગ્રેજો તમને ધિક્કારે છે, અને તમે તે સારી પેઠે જાણો છો. હવે મને મારી ઇચ્છા પ્રમાણે

કરવા દો. ઇંગ્લંડમાં એક મોટી રાણી રાજ કરે છે અને તમામ માણસો તેની આજ્ઞામાં રહે છે. કદાચ એ કારણથી પણ અંગ્રેજો મને મારી મરજી મુજબ વર્તવા દેશે!"

રાણીનો અવાજ વધુ જુસ્સાદાર થતો હતો અને તેનું સમગ્ર શરીર વીર મરાઠા રમણીને શોભે તેવા ઉદ્રેકથી ભભૂકી રહ્યું હતું.

"આજથી તમે મને એક કલ્પાંત કરનારી હિંદ વિધવા ન ગણતાં; પણ ઝાંસીની રાણી તરીકે ગણજો. હવેથી હું નામ માત્રની રાણી કહેવાવાથી સંતોષ પામવાની નથી, પણ સાચેસાચ રાણી તરીકેના તમામ અધિકાર ભોગવવાની છું. દિવાનજી! શહેરમાં દાંડી પીટાવી ખબર આપો કે સાંજના રાજમહાલયના વિશાળ ચોગાનમાં તમામ શહેરીજનોએ આવવું. એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર આપણે કુમારને સંસ્થાનના વારસ તરીકે અને ભાવિ મહારાજ તરીકે પ્રજા સમક્ષ જાહેર કરવાના છે. પછી જો કંપની સરકાર આપણા દત્તકવિધાનને માન્ય નહિ રાખે તો તેઓ ઉપર માત્ર ઝાંસીની પ્રજાજ નહીં, પણ સમગ્ર હિંદુસ્તાનની પ્રજા ગુસ્સે થશે. અને પિતાજી? તમે જઇને રાત્રે મેજર એલીસને મહેલમાં બોલાવી લાવો, આપણે ખુશ્બી રીતે અને હિમ્મતથી તેને પડકાર કરીશું કે 'તારાથી થાય તે કરી લે. અમે કાંઇ નામર્દ બની બેઠા નથી. સ્વપરાક્રમથી આપણે ઝાંસી સંસ્થાન સ્થાપ્યું છે અગર મેળવ્યું છે અને સ્વપરાક્રમથી આપણે તે ટકાવી રાખીશું. કદાચ ઝાંસી આપણા હાથમાંથી જાય તો પણ તે મરાઠાઓને શોભે તેમ લડત કર્યા પછી જ જવું જોઇએ! શું આપણે નીચી મૂંડીએ ઝાંસીની હકુમત અંગ્રેજોના હાથમાં સોંપીશું? સૂર્ય પૂર્વમાંથી પશ્ચિમમાં ઉગે તો પણ એમ બનનાર નથી! તમારે મારે પડખે રહેવું હોય તો ઠીક છે, નહિતર હું એકલી પ્રાણાન્ત સુધી ઝાંસીની ખાતર અંગ્રેજો સામે ઝૂઝીશ. જાઓ, દિવાનજી, સાંજના દરબારને લગતી તમામ વ્યવસ્થા કાળજીપૂર્વક કરી નાંખો અને આપણા સેનાપતિને ખાસ કહેવરાવો કે તમામ સૈનિકોને લઇ તે ત્યાં હાજર થાય. અંગ્રેજો પણ જાણે કે ઝાંસીમાંથી હજી મરાઠાઓનું સૈનિક બળ નાબુદ થયું નથી, અને ફરીથી તમે બધા યાદ રાખી લો કે, મારો હુકમ તમારે પાળવાનો જ છે. કોઇ પણ માણસ પછી તે ગમે તે હોય અગર ગમે તેટલા મોટા હોદ્દા ઉપર હોય, છતાં જો તે મારી આજ્ઞાનો અનાદર

નશે અગર આ સંસ્થાનના શાસક તરીકે મારી અવગણના કરશે તો, તેને અચૂક યોગ્ય સજા થશે જ! જાઓ, ગંગાબાઈ!"

આટલું કહી કોઈના પણ તરફ દષ્ટિ કર્યા વગર એક પછી એક ત્વરિત પગલાં ભરતાં લક્ષ્મીબાઈ દિવાનખાનામાંથી બહાર નીકળી ગયાં અને મામાસાહેબ તથા દિવાનજી પથ્થરનાં પૂતળાંની જેમ ત્યાં જ સડક થઈ ગયા.

---



## પ્રકરણ ૮ મું
## હિમ્મતભર્યું પગલું

દિવાનસાહેબ અને મામાસાહેબ લક્ષ્મીબાઈના આ નિર્ણય વિરુદ્ધ કશું પણ બોલી ન શક્યા અને તેમના ઉપરાંત કથનનો જરા પણ વિરોધ ન કરી શક્યા. તેઓ સારી રીતે સમજતા હતા કે, લક્ષ્મીબાઈનું આ પગલું અત્યંત ઉતાવળું, કવખતનું અને ભયભરેલું હતું અને જાણી બૂઝીને અંગ્રેજોની નાખુશી વહોરી લેવા જેવું હતું, છતાં પણ એક તો રાણીની બદલાયેલી અને ઉશ્કેરાયેલી મનોવૃત્તિ જોઈને અને અંગ્રેજોને આ બાબતમાં પોતે કેવા નિર્દોષ છે અને રાણીએ પોતાની સમજાવટ છતાં કેવી રીતે તેમની ઉપરવટ જઈ આ કાર્ય કર્યું છે એમ સમજાવી દેવાની ખાત્રી હોઈને તેમણે આ બાબતમાં વિરોધ કરવો ઉચિત ધાર્યો નહી. ભલે! લક્ષ્મીબાઈ સ્વતંત્ર થઈ સંતોષ મેળવે અને ધાર્યું કરવાની મગરૂરી લીએ! પણ આખરે જ્યારે અંગ્રેજોનો ઠપકો મળશે, અગર તો લક્ષ્મીબાઈની યોજના ગવર્નર જનરલ મંજુર નહીં રાખે ત્યારે રાણીને પસ્તાવાનો વખત આવશે અને તે વખતે તેમના વગર–તેમની સલાહ વગર રાણીને ચાલશે નહીં! આવા ક્ષુદ્ર આશ્વાસનથી સંતોષ પામી બન્ને જણાએ સાંજના દરબારની તૈયારી કરવા માંડી.

લક્ષ્મીબાઈમાં સાહસ અને દૃઢ નિશ્ચયના ગુણો પ્રથમથી જ બીજરૂપે હતા અને બચપણમાં તેને જે પ્રકારની તાલીમ મળી હતી, તેથી તેમાં વૃદ્ધિ થવા પામી હતી. જેમ જેમ તે મોટાં થતાં ગયાં તેમ તેમ તેમનામાં નિડર-

તાનો ગુણ પણ દેખાવા લાગ્યો. કોઇના ડર લાગે એવો તો તેમને ખ્યાલ પણ નહોતો. વીર સ્ત્રીઓ કે પુરુષો કશાથી પણ ડરતાં નથી; ભય તેમનાથી ભાગતો ફરે છે. નહિતર ૧૮ વર્ષની કાચી વયની યુવતી વિધવા થતાંની સાથે જ રાજકારભારની લગામ પોતાના પિતા અને દિવાનની ઉપરવટ થઇ અને અંગ્રેજોની સમ્મતિ વગર હાથમાં લેવાની ક્યાંથી હિમ્મત કરી શકે?

મામાસાહેબ અને દિવાનસાહેબ પાસેથી નીકળી લક્ષ્મીબાઈ રાજમહેલમાં આવ્યાં, ત્યારે પણ તેમની લાગણી અને આવેશ શમ્યાં નહોતાં પણ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ એ આવેશ ઓસરવા લાગ્યો અને તેમને પોતે લીધેલાં પગલાંનો શાન્ત ચિત્તે વિચાર કરવાનો અવકાશ મળ્યો.

તેને લાગ્યું કે, મેં જે પગલું લીધું છે, તેમાં જોખમ તો છે જ; પણ જગતમાં એવું કયું કાર્ય છે, જે જોખમ ખેડ્યા વગર સિદ્ધ થાય છે? અને આ કાર્યમાં આટલું બધું જોખમ પણ શું છે? "મર્હૂમ મહારાજે જાહેર રીતે અને અંગ્રેજ અધિકારીઓની સમક્ષ દત્તકવિધાન કર્યું છે, એ દત્તકને મંજુર રાખવા માટે આપણે કંપની સરકારને વિનતિ કરી છે; એ વિનતિ સ્વીકારાતાં કેટલો કાળ વહી જશે તે કોણ જાણે છે? ત્યાં સુધી રાજવહીવટ આમ ઢંગધડા વગરનો ચાલે એ કેમ સહેવાય? તો પછી ઉત્તમ માર્ગ એજ છે કે કુમારને વારસ તરીકે જાહેર કરી મારે રાજમાતા તરીકે અને તેના વાલી તરીકે વહીવટ ચલાવવો! શા માટે અંગ્રેજોની સમ્મતિની રાહ જોયાં કરવી? સમ્મતિ આવશે તો ઠીક છે, નહિતર તે વખતે જોયું જાશે! મારું ચાલશે તો હું ઝાંસીનો કબજો એમ કદાપિ કાળે છોડી દેવાની નથી! માણસ રાજીખુશીથી પોતાની સાધારણ મિલકતનો કબજો પણ બીજાને સોંપતો નથી, તો આ તો કેટલીયે પેઢીથી ચાલ્યા આવતા એક રાજસ્થાનની બાબત છે!"

× × × × ×

સૂર્યનારાયણ આકાશના મધ્યભાગમાંથી પશ્ચિમ તરફ અર્ધે રસ્તે ગયા હશે, એટલામાં રાજમહેલના વિશાળ ચોગાનમાં સાંજના સમારંભની તૈયારીઓ થવા માંડી. રાજમહાલયનો એ ભાગ વાવટાઓ અને

તોરણોથી સુશોભિત કરવામાં આવ્યો. એક બાજુ રાજ્યના અધિકારીવર્ગ માટે અને એક બાજુ શહેરીઓ માટે બેઠક બિછાવવામાં આવી. અખાડાની રેતી વગેરે સાફ સુફ કરવામા આવ્યા. પાસેના ખુલ્લા ચોગાનને ફરતી દોરડાની આડ બાંધી લેવામા આવી. રાજમહેલના પહેલા માળના ઝરૂખામા ખાસ મખમલની ગાદીઓ મૂકી આસન ગોઠવવામાં આવ્યા. આ ઝરૂખાની સામે જ આજનો સમારંભ થવાનો હતો. ઝરૂખાની બાંધણી મોગલશાહી હતી, અને તે રાજમહેલ બંધાયા પછી પાછળથી બાંધ્યો હોય એમ તેના નવીન દેખાવ ઉપરથી જણાઇ આવતુ હતું

ઝાંસીના શહેરીઓ એક પછી એક આવતા હતા. હિન્દુઓ અને મુસ્લીમો સ્ત્રીઓ અને પુરૂષો તેમ જ છોકરાઓ પણ આ દરબાર જોવા આવતાં હતાં. સર્વ કોઇ આનંદમાં-ઉલ્લાસમાં જણાતું હતુ અને રમતગમ્મતની મોજ ચાખવા માટે આવતું હતું. રાજ્યના અધિકારીઓ પણ આવી ગયા અને અખાડામાં મલ્લકુસ્તી શરૂ થઈ. દોરીની આડવાળા ચોગાનમાં તલવારની પટ્ટાબાજી ખેલાવા માંડી અને એક પછી એક વ્યાયામના અને લશ્કરી તાલીમના પ્રયોગો થવા માંડયા લોકો આ બધુ જોવામા તલ્લીન બની ગયા હતા, એટલામા રાજમહેલના એક દરવાજામાંથી નોબત અને રણશીંગાના તેમ જ શંખના ધ્વનિ સાથે સૈનિકો, કુસ્તીબાજો, તલ્વાર ખેલનારા અને લાઠીબાજોનું સરઘસ ચોગાનમા આવ્યુ અને ઝરૂખાની સામે હારબંધ ઉભુ રહ્યું. તુર્ત જ એક તોપનો અવાજ થયો અને કુમાર દામોદરરાવને લઇને રાણીમાતાએ દિવાન અને મામાસાહેબ સાથે ઝરૂખામાં પ્રવેશ કર્યો. એકત્રિત થયેલા જનસમુદાયે મસ્તક નમાવી રાજમાતા, કુમાર અને મંડળીને નમન કર્યું આ નમનનો હસતે મુખે સ્વીકાર કર્યા પછી રાજમાતાની સૂચના થતાં દિવાનસાહેબ, કુમાર દામોદરરાવ અને લક્ષ્મીબાઇ ત્રણેય ઝરૂખામા સહુની આગળ આવી ઉભાં અને એકત્ર થયેલ જનસમુદાય ઉપર એક ભાવભરી, છતાં અધિકારના ભાનવાળી દૃષ્ટિ ફેંકી, સર્વ કોઇ રાજમાતા શું કહે છે તે સાંભળવા શાંત થઇ ગયાં. દિવાન નરસિંહરાવે કાંઇક સંતોષથી, કાંઇક ગર્વથી પોતાની મોટી ચકોર આંખો ફેરવી ઉચ્ચ સ્વરે કહેવા માંડયું.

"ઝાંસીના પ્રજાજનો ! ઝાંસીના પ્રજાપ્રિય શાસક મહારાજ ગંગાધર-

રાવ એક મહીના પહેલાં કેવા દુ:ખમયી સન્જોગોમાં સ્વર્ગવાસી થયા તે તમો જાણો છો ઈશ્વરે તેમને ગાદીવારસ આપ્યો હતો, પણ તે પ્રજાના કમભાગ્યે જગતમાં જ અસ્ત પામ્યો પછી તો મહારાજાને લાગ્યું કે ઝાંસીની પ્રજાને અનાથ મૂકી જવી તે યોગ્ય નથી, તેથી તેમણે હિન્દુધર્મશાસ્ત્ર પ્રમાણે આ કુમાર દામોદરરાવ જે તેમના ભત્રીજા થાય છે તેમને દત્તક લીધા છે અને એ દત્તકવિધાનની ક્રિયા મહારાજે પોતે જ જાહેરમાં કરી છે કુમાર દામોદરરાવને દત્તક લેવામાં મહારાજ ઉપરાંત રાણીસાહેબની, મારી અને મામાસાહેબની સમ્મતિ હતી, અને એ દત્તક પુત્રે જ મહારાજાના દુ:ખદ અવસાન પછી તેમની અંત્યેષ્ટિક્રિયા તેમ જ શ્રાદ્ધક્રિયા કરી છે હિન્દુધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક પુત્ર અને ઔરસ પુત્રમાં કશો જ ભેદ ગણાતો નથી મહારાજ ગંગાધરરાવ મૃત્યુ પહેલાં એવી વ્યવસ્થા કરતા ગયા છે કે જ્યાં સુધી કુમાર દામોદરરાવ રાજગાદી સંભાળવા જેટલી યોગ્ય વયના થાય ત્યાં સુધી તેમના વિધવા, આપણાં રાજમાતા, જેને આપણે સઘળા અત્યંત પ્રેમપૂર્વક માન આપીએ છીએ અને ચાહીએ છીએ તે આ રાણીસાહેબ લક્ષ્મીબાઇ કુમાર દામોદરરાવની વતી રાજવહીવટ સંભાળે અલબત્ત, હજી સુધી કુમારને ઝાંસી સંસ્થાનના વારસ તરીકે ગવર્નર જનરલે રીતસર સ્વીકાર કર્યાના સમાચાર અમોને મળ્યા નથી, તો પણ રાણીસાહેબને લાગ્યું છે કે ઝાંસી સંસ્થાનના વારસ કુમાર દામોદરરાવને તમારી, એટલે ઝાંસીની પ્રજા આગળ રજુ કરવામાં બિલકુલ ઢીલ કરવી જોઇતી નથી, એટલા માટે કે, ભવિષ્યમાં તમારા ઉપર કેણુ શાસન કરનાર છે તે વિષે તમને શંકા ના રહે" દામોદરરાવ તરફ ફરીને દિવાનજીએ આગળ ચલાવ્યું તેથી આપણા મર્હૂમ રાજા મહારાજ ગંગાધરરાવના દત્તક અને વારસ કુમાર આનંદરાવ, જેમનું નવું નામ દામોદરરાવ પાડવામાં આવ્યું છે તેમને તમારી સમક્ષ રજુ કરતાં અને તમોને ઓળખાવતાં મને અત્યંત આનંદ થાય છે અને એમ કરવામાં હું મને મોટું માન મળ્યું એમ સમજું છું અંગ્રેજ અધિકારીઓ જે આપણા ઉપર સત્તા ચલાવે છે તેઓએ કુમાર શ્રીનો વારસ તરીકે સ્વીકાર કર્યાના સમાચાર રાણીસાહેબ આગર મને મળશે કે, તુર્ત જ પ્રસંગને અનુરૂપ દરબાર ભરી, પૂરતા દબદબા અને ધામધૂમથી રાજના તમામ અધિકારીઓ અને સંસ્થાનની સમગ્ર વફાદાર પ્રજા કુમારશ્રીનો યોગ્ય સત્કાર કરી શકે તેવો પ્રબંધ કરવામાં આવશે,

પણ તે દરમ્યાન, હાલ તો આપણે આપણા ભાવિ રાજાને માટે ખુશાલીના પોકાર કરી સંતોષ માનીએ!" આટલું બોલી અવાજને વધુ મોટો કરી દિવાનજીએ "કુમાર દામોદરરાવનો જય! કુમાર દામોદરરાવનો જય!" એમ મોટેથી ઉચ્ચાર કર્યો; અને એકત્રિત થયેલા જનસમુદાયમાંથી તેનો પ્રચંડ પડઘો પડ્યો. "કુમાર દામોદરરાવનો જય! કુમાર દામોદરરાવનો જય!"

જનસમુદાયનો 'જયધ્વનિ' શમી ગયો, એટલે રાણીએ એક ડગલું આગળ વધી પોતાના તરફ મીટ માંડી રહેલા પ્રજાજનો તરફ મમતા ભરી દૃષ્ટિ ફેરવી.

આ ખાસ પ્રસંગે રાણીએ શોકદર્શક શ્વેત પોશાક ધારણ કર્યો હતો, છતાં સોનેરી કસબની કિનારવાળી કિમ્મતી શાલ શરીરે લપેટી હતી. આ પ્રસંગે તેમણે સફેદ કાપડની તંગ ઇજાર પહેરી હતી અને તેમના પગમાં રૂપેરી બુટ્ટાવાળી મોજડી શોભી રહી હતી.

જયધ્વનિના પડઘાથી ખળભળી રહેલા વાતાવરણને ભેદી યુવાન રાણીનો મધુર છતાં મક્કમ અવાજ સંભળાયો:

"મારા-વ્હાલા પ્રજાજનો અને વફાદાર તથા એકનિષ્ઠ અધિકારીઓ! તાજેતરમાં ઝાંસીના રાજકુટુંબમાં અને રાજમહેલમાં જે બનાવો બની ગયા છે તે દિવાનજી સાહેબે તમારી સમક્ષ યથાર્થ સ્વરૂપમાં વર્ણવ્યા છે; અને એથી વિશેષ સમાચાર મારે આપવાના રહેતા નથી. પરંતુ મને લાગે છે કે હાલ હું જે પગલાં લઇ રહી છું તે સંબંધી તમારા મનમાં કાંઇ પણ અંદેશો હોય તો તે દૂર કરવા માટે ખુલાસો કરવાની આવશ્યકતા છે. તમારામાંથી કેટલાકને-ના-ઘણાને નવાઇ લાગશે કે મહારાજના મૃત્યુ પછી આટલા ટુંક સમયમાં હું કેમ જાહેરમાં આવી ઉભી રહી? હિન્દુ ધર્મશાસ્ત્ર પ્રમાણે હિન્દુ વિધવાને પતિના અવસાન પછી લગભગ એક વર્ષ જેટલો સમય ઘરના એક ખુણા-વિભાગમાં જ પસાર કરવાનો હોય છે અને જાહેરમાં બહાર નીકળી શકાતું નથી. શા માટે એ શાસ્ત્રાજ્ઞાનું મેં ઉલ્લંઘન કર્યું તે જાણવાની તમને ઇંતેજારી થાય એ સહજ છે. શાસ્ત્રના નિયમો અને સમાજની રૂઢિઓનો ભંગ કરવામાં મને બિલકુલ આનંદ પડતો નથી, મારા હાથથી જાણીબૂઝીને એવું કાર્ય ભાગ્યે જ બને; પણ સંજોગો અત્યારે પલટાઇ ગયા છે. જે સામાન્ય સંજોગો હોવા

કોઈએ તે અત્યારે રહ્યા નથી. અત્યારનો સમય ભયભરેલો છે, એટલું જ નહીં પણ ખરી કટોકટીનો છે અને આ સંસ્થાનની હસ્તીનાસ્તીનો સવાલ ઉભો થયો છે. હું ધારૂં છું કે તમે બધા મારૂં કહેવું સમજી શકો છો."

જનસમુદાય એક બીજા સામું જોઈ રાણીના કથનને સમ્મતિ આપતો હોય તેમ માથાં હલાવી રહ્યો.

"રાજ્યમાં ભાવિ વિષે અનિશ્ચિતતા વ્યાપેલી છે; અને રાજ્યના એક ખુણાથી બીજા ખુણા સુધી ગમે તેવી અફવાઓ ઉડી રહી છે. વહીવટ-માં—ના શાસનમાં ફેરફાર થવાના અને સંસ્થાન છિન્નભિન્ન થવાના ભણકારા વાગી રહ્યા છે. એક સદી ઉપરાંતનું જૂનું સંસ્થાન; ઉત્તર હિંદમાં મરાઠા-ઓની વીરતાના ભવ્ય સ્મારક સમું ઝાંસી વિદેશીઓના હાથમાં પડવાની ભીતિ ઉભી થઇ છે. મોગલોની સત્તા નાશ પામી છે અને તેને સ્થાને ગારૂડી જેમ ગોટલીમાંથી ક્ષણમાં આંબાનું ઝાડ પ્રેક્ષકોને બતાવે છે તેમ નવી સત્તા ઉભી થઇ છે. ગારૂડીના આંબાનું ઝાડ વાસ્તવિક નથી, ત્યારે આ નવી સત્તા વાસ્તવિક અને નક્કર છે અને અતિ ઊંડાં મૂળ ઘાલી બેઠેલી છે। આપણા કેટલા પ્રાચીન રાજવંશો તાજેતરમાં જ અસ્ત પામી વિસ્મૃતિના ગર્તમાં જઇ પડ્યા છે અને હિન્દુસ્તાનમાં આગળ પડતાં સીમાચિહ્ન જેવાં ગણાતાં રાજ્યો આપણી આંખ આગળ જ નાબુદ થઇ ગયાં છે। આમ છે તો પછી આપણામાંના કોઇને આપણા નાના છતાં પ્રિય સંસ્થાન ઝાંસીના ભાવિ માટે ચિંતા થાય એમાં કાંઇ નવાઇ છે? બીજાં વધારે મોટાં રાજ્યોનું જે ભાવિ થયું છે તે ભાવિ ઝાંસીનું ન થાય તે માટે આપણે હાલ ને હાલ કાંઇક કરવું જોઇએ; એવા નિર્ણય ઉપર હું આવી છું; તેમાં તમને કાંઇ ખોટું લાગે છે ખરૂં? એમાં તમને મારો કાંઇ દોષ કે ઉતાવળ જેવું જણાય છે ખરૂં?"

"ના, ના, ના." લોકસમુદાયમાંથી એકી સાથે અવાજ આવ્યો, અને તેથી ઉત્સાહિત બની લક્ષ્મીબાઇએ પોતાના વિચારો આગળ ચલાવ્યા.

"આવા કટોકટીના સમયમાં જો હું મર્હૂમ મહારાજે લીધેલા દત્તકનો વારસો જાળવી રાખવા અને તેને માન્ય કરાવવા સક્રિય—જાતે જ લાગ જઉં તો જ મહારાજની મેં યોગ્ય રીતે આજ્ઞાનું પાલન કર્યું અગર તો સ્મારક રાખ્યું ગણાય, એમ મારૂં માનવું છે. આપણા પ્રાચીન ઇતિહાસમાં

અને અર્વાચીન ઇતિહાસમાં પણ સ્ત્રીઓએ રાજકારભારની લગામ હાથમાં લીધાના પ્રસંગો છે. પુણ્યનામા અહલ્યાબાઇનો દાખલો આપણને સર્વને યાદ જ-છે અને પ્રેરણા આપે એવો છે. જેવી રીતે તે વીર નારીએ હોલકરનું રાજ્ય સંભાળ્યું અને સાચવ્યું; તેવી જ રીતે હું ઇશ્વરની મદદથી અને ઝાંસીની પ્રજાની સહાનુભૂતિથી ઝાંસી રાજ્યની સેવા કરવા અને મારાથી બનશે તો ઝાંસીને બચાવવા યત્ન કરીશ. હું ધારૂં છું કે તમે મારા આ વિચારને પુષ્ટિ આપશો. કુમાર દામોદરરાવને મર્હૂમ મહારાજાએ દત્તક લઇ વારસ નીમવામાં જે દીર્ઘદૃષ્ટિ વાપરી છે તે તમે માન્ય રાખો છો, એમ તમારી પાસેથી સ્પષ્ટ શબ્દોમાં જાણવા માટે હું અત્યારે આંહીં આવી ઉભી છું. ઝાંસીની પ્રજા તેના રાજકુટુંબ તરફ વફાદાર છે એ બાબતમાં અંગ્રેજોના મનમાં જરા પણ શંકા ન રહે, એવી રીતે આપણે કરવું જોઇએ. આપણે બતાવી આપવુ જોઇએ કે સતારા અને નાગપુરમાં પ્રજાની સ્થિતિ ગમે તે હોય, છતાં ઝાંસીમાં પ્રજા તેના હાલના શાસકોના અમલથી શાન્તિમાં અને સંતોષમાં છે, સુખી અને આબાદ છે. આપણે," રાણીએ કંઇક અવાજ ધીમો કર્યો અને અર્થસૂચક દૃષ્ટિપાત કરી કહ્યું; "એ પણ બતાવી આપવું જોઇએ કે આપણું રાજ્ય-સંસ્થાન નાનું છે, છતાં તેમાં આપણે સ્વતંત્ર રહેવા માગીએ છીએ, એ નાના સંસ્થાનની સ્વતંત્રતા આપણને આપણા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે અને જે સ્વતંત્રતા–પછી તે ગમે તેટલી હોય–આપણે અત્યારે ભોગવી રહ્યા છીએ તે આપણે મન અમૂલ્ય છે અને તે જાળવી રાખવા આપણી શક્તિમાં હશે તે સઘળા યત્નો કરવાનો આપણો દૃઢ નિશ્ચય છે!"

લક્ષ્મીબાઇના ભાષણની છેલ્લા શબ્દો પૂરા થતાંની સાથે એકત્રિત જનસમુદાય કંઇક ઉશ્કેરાયલી, કંઇક આનંદી મનોવૃત્તિથી આવેશમાં આવી રાણીના સર્વ કથનને પુષ્ટિ આપતો હોય તેમ મોટેથી પોકારી ઉઠયો· "રાણી લક્ષ્મીબાઇનો જય!" આ ગર્જનાના પ્રત્યુત્તર રૂપે ફરીથી જન-સમુદાયે "રાણી લક્ષ્મીબાઇનો જય"ની ઘોષણા કરી અને કિલ્લાની દિવાલોમાંથી તેના પડઘા પડી ગગનમંડળમાં પ્રસરી રહ્યા.

ઘડીભર લક્ષ્મીબાઈ આ ઉત્તેજક દૃશ્ય જોઈ રહ્યાં અને પછી કુમાર દામોદરરાવને લઇ બીડી, મમત્વ ભરી નજર નાંખતાં નાંખતાં પ્રજાજનોનાં

શાંતિભાવથી પરિપૂર્ણ નમન ઝીલતાં ઝીલતાં પાછાં મહેલમાં જતાં રહ્યાં. ફરીથી 'રાણી લક્ષ્મીબાઇની જય' અને 'કુમાર દામોદરરાવને જય'ના ચોકોરથી રાજમહેલનું ચોગાન ગાજી ઉઠ્યું.

રાણીની પાછળ દિવાનજી સિવાય સર્વ કોઇ ઝરૂખામાંથી મહેલમાં ગયાં અને રાણીજીના ગયા પછી દિવાનસાહેબ નીચેના ચોકીદારોને રમતગમત શરૂ કરવાની આજ્ઞા કરી મહેલમાં ચાલી ગયા.

તુર્તજ ચોગાનમાં મલ્લકુસ્તી, કસરત, વ્યાયામના પ્રયોગો, પટ્ટાબાજી, લાઠીબાજી વગેરેની રમતગમત શરૂ થઇ. ઢોલ, ત્રાંસાં અને રણશીંગાના વીર્યોત્તેજક નાદથી વાતાવરણ ગાજી ઉઠ્યું. પ્રજાજનો આ સર્વ જોવામાં તલ્લીન બની ગયા. કેટલો સમય વીતી ગયો તેની કોઇને પણ ખબર રહી નહીં. આખરે જ્યારે આ સમારંભની પૂર્ણાહુતિ સૂચવનારી તોપનો અવાજ કિલ્લાના ઉપલા ભાગમાંથી ઓચિંતો કાન ઉપર અથડાયો, ત્યારે આ મર્દાનગી ઉશ્કેરનારી અને વીરોને છાજે એવી રમતગમત બંધ પડી અને જનસમુદાય અને તે પછી અધિકારી અને સૈનિક વર્ગ ધીમે ધીમે કંઇકંઇ તર્કવિતર્ક કરતો વિખેરાવા લાગ્યો.

---

## પ્રકરણ ૯ મું

### મેજર એલીસ સાથે મુલાકાત

ઝાંસીના રાજમહેલમાં ઝપાટાબંધ બનાવો બની જતા હતા. લક્ષ્મીબાઇએ રાજ્યના વારસ તરીકે દામોદરરાવનો જાહેરમાં સ્વીકાર કર્યો અને પોતે રાજમાતા તરીકે વહીવટની લગામ પોતાના હસ્તક લેવાનો વિચાર પ્રદર્શિત કર્યો; ત્યારથી મેજર એલીસની સ્થિતિ કફોડી થઇ પડી હતી.

એક બાજુથી તેને ઝાંસી પ્રત્યે સદ્‌ભાવ હતો, કંઇક અનુરાગ પણ હતો અને મહારાજ ગંગાધરરાવે દત્તકવિધાન વખતે આપેલી અમૂલ્ય ભેટોથી તેમ જ પાછળથી લક્ષ્મીબાઇએ આપેલા ઉપહારથી તે આભારની લાગણીથી દબાઇ ગયો હતો. એટલે તેણે બુંદેલખંડના પોલીટીકલ એજન્ટ

મેજોર માલ્કમ ઉપર ઝાંસી સંસ્થાનનો વારસો મહારાજ ગંગાધરરાવના દત્તકપુત્રને મળે અને તે દરમ્યાન લક્ષ્મીબાઈ દત્તકના વાલી તરીકે રાજ્યવહીવટ કરે એવી મતલબની ભલામણ કરી હતી.

પણ મેજોર માલ્કમ મેજોર એલીસના વિચારને પુષ્ટિ આપે તેમ નહોતું, અને કદાચ આપે તો પણ લોર્ડ ડલહાઉસી કોઇનું કહ્યું માને એમ નહોતું. તેને તો ભરતખડનાં નાનાં મોટાં દેશી રાજ્યોને નાબુદ કરી, બ્રિટીશ મુલકનો વિસ્તાર વધારવાની મહત્ત્વાકાંક્ષા હતી અને એ મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ અર્થે તે ગમે તેવું, પછી ન્યાય્ય હોય કે અન્યાયી હોય, પગલું લેવા તે તત્પર હતો. દરેક બાબતમાં તેનો નિશ્ચય છેવટનો હતો અને ભરતખંડમાં બ્રિટીશરોની સત્તા વિસ્તારનાર અને સંગઠિત કરનાર એ મહાપુરુષ કયો નિર્ણય આપશે તે વિષે કોઇને પણ શંકા નહોતી.

રાણીએ સાંજના દરબાર ભરી જે જાહેરાત કરી હતી તેથી મેજોર એલીસ ચીડાયો હતો, કારણ કે એ એક રીતે અંગ્રેજ સત્તા સામે ખુલ્લો પડકાર હતો; અને પોલીટીકલ એજન્ટ તરીકે હવે તેનાથી ઝાંસી સાથે ખાસ મિત્રાચારીનો સંબંધ રાખી શકાય એમ નહોતું.

તેણે આ સમાચાર મેજોર માલ્કમને જણાવી દીધા અને પોતે પણ ત્યાંથી ચાલી જવાનો નિર્ણય કર્યો.

દિવાનસાહેબ અને મામાસાહેબને અંદરખાનેથી રાણીનું આ પગલું પસંદ પડ્યું નહીં, છતાં બહારથી તેનો વિરોધ કરી શકાય તેમ નહોતું અને કરવામાં ડહાપણ પણ નહોતું. આથી તેમણે રાણીનું મન મનાવવા સાથે અંગ્રેજોનું મન મનાવવાનું પણ ચાલુ રાખ્યું. અને તેટલા માટે સાંજના ભાગમાં મોડેથી રાજમહાલયના ખાસ અતિથિવિભાગમાં એક નાની સરખી મિજલસ ભરવામાં આવી હતી.

આ અતિથિભવનનો ખડ વિશાળ અને ચોરસ હતો. તેની ભીંતો હિન્દુ દેવદેવીઓ અને પુરાણોનાં લડાયક પ્રસંગોના ચિત્રોથી સુશોભિત અને અલંકૃત હતી. તેની છત રંગબેરંગી ચિત્રામણથી દીવાના ઝાંખા પ્રકાશમાં ઇન્દ્રસભાનું સ્મરણ કરાવતી હતી. અતિથિભવનની આરસની ફરસબંધી ઉપર ઇરાની ગાલીચો પાથરવામાં આવ્યો હતો. મધ્ય ભાગમાં ઉંચી

અને કિમ્મતી રેશમી ગાદી પાથરેલી હતી અને તેને ફરતા ત્રણ બાજુ રેશમી તકિયા મૂક્યા હતા બાજુમાં એક નાની સરખી સુખડની પાટલી ઉપર સોનાની પાનદાનની પેટી હતી અને પડખે ચાંદીનો હુક્કો પીનારની રાહ જોતો હોય તેમ પડ્યો હતો આ ઉપરાંત એક નાની સરખી પાટલી જે બાજઠ જેટલી પહોળી, પણ ઉંચી વધારે હતી તે પણ એક બાજુ પડી હતી. અતિથિભવનમાં રાજમહેલમાંથી આવવાનું એક દ્વાર હતું તે ગાદીના પાછળના ભાગમા હતું અને દ્વાર ખુલ્લું હતું, છતાં રેશમી પડદાથી ઢંકાયેલું હોઈને અંદર શું ચાલી રહ્યું છે તે જોઈ શકાય તેમ નહોતું

આ અતિથિભવનમા આજે રાજ્ય તરફથી–લક્ષ્મીબાઈની ખાસ ઇચ્છાથી મેજોર એલીસનો સત્કાર કરવાની વ્યવસ્થા થઈ રહી હતી

મેજોર એલીસ પ્રૌઢ વયનો, પાતળો અને ઉંચો લશ્કરી આદમી હતો. તેની મોટી મૂછો તેનામાં હતો તે કરતાં વધારે લડાયક જુસ્સો દેખાડતી હતી, પણ તેની આંખો અને તેના મુખ ઉપરની રેખાઓ ઓછી કડક હતી તે લશ્કરી પોશાકમાં સજ્જ થઈને આવ્યો હતો અને ગાદી પાસે મૂકેલી બાજઠ જેવી મોટી પાટલી ઉપર બેઠો હતો. તેની પાસે ગાદી ઉપર મામાસાહેબ બેઠા હતા અને પડખે દિવાન નરસિંહરાવ ઉભા હતા ત્રણેના ચહેરા ગંભીર હતા અને મામાસાહેબ તથા દિવાન સાહેબ વારવાર ચકવાળા દ્વાર તરફ જોતા હતા -

"દિવાનસાહેબ!" મેજોર એલીસે ગંભીર મુખમુદ્રાથી કહેવા માંડ્યુ "હું ઘણી જ કફોડી સ્થિતિમા મૂકાયો છું તમે જાણો છો કે મારે પણ મારા ઉપરીને જવાબ દીધા વગર અને ખુલાસો કર્યા વગર ચાલે તેમ નથી. મર્હૂમ મહારાજા ગગાધરરાવ પ્રત્યે મને માન અને લાગણી છે, તેથી જ હું અહીં રોકાઈ રહ્યો છું, નહિતર ઝાંસીમાં એક ક્ષણ પણ વધુ રહેવાની મારે ના જ પાડવી જોઈએ રાણીજીએ જે પગલું આજે ભર્યું છે તે ઘણું જ ગંભીર છે, કારણ કે એમ કરીને તેમણે ગવર્નર જનરલની સત્તાનો ખુલ્લો અનાદર કર્યો છે, અને એમ થયા પછી મારાથી ઝાંસીમા રહેવાય નહીં અને રાણીજીની મુલાકાત લેવાય પણ નહીં. તેમ છતાં આજે એ મુલાકાત લેવાની મેં હા પાડી છે તે બદલ મારે ખુલાસો કર્યા વગર ચાલશે નહીં. આ બધું ઠીક નથી થતું કોણ જાણે કેમ, ઝાંસી સંસ્થાનમાં અને તેના રાજવંશી-

વટમાં હમણાં હમણાંમાં મને આટલો રસ કેમ પડે છે તે હું સમજી શકતો નથી, પણ તે બદલ મને ખેદ તો જરૂર થાય છે."

નરસિંહરાવે મારી માગતા હોય તેમ કહેવા માંડ્યું "મામાસાહેબ અને હું તમારી મુંઝવણ સમજીએ છીએ અને અમે બન્ને તમોને તમારી આ ગમના અને સદ્ભાવ ચાલુ રાખવાની વિનતિ કરીએ છીએ." અવાજ વધુ ધીમો કરી દિવાનસાહેબે આગળ કહેવા માંડ્યું, "સાચું માનજો કે અમે તો રાણીસાહેબને આમ ન કરવા ઘણુંયે સમજાવ્યું, પણ તે તો તેમના વિચારમાં મક્કમ જ હતાં, એટલું જ નહીં, પણ સંસ્થાન ખાલસા કરવામાં અંગ્રેજોને મદદ કરવા અમે આતુર છીએ એમ લોકો આગળ અમને વગોવવાની ધમકી સુદ્ધાં આપી બેઠાં !"

"મેજોર સાહેબ !" મામાસાહેબ વચમાં બોલી ઉઠ્યા "હું સોગદપૂર્વક કહું છું કે, આ બાબતમાં અમે નિરુપાય હતા. મારી પુત્રીએ મારી પોતાની સલાહ સુદ્ધાં તુચ્છકારી કાઢી, શું કહો છો? તેણે પોતાના પિતાની સલાહ સાંભળવાની પણ પરવા કરી નહીં !"

"અને," મેજોર ઍલીસે વિચારપૂર્વક કહ્યું "કુમારની સગીર વય છે તે દરમ્યાન રાજવહીવટ સંભાળી લેવાનો પણ તેણે નિશ્ચય કર્યો છે એ પણ ખરૂંને?"

"હા, હા." બન્ને એકી સાથે બોલી ઉઠ્યા.

"તમારા કોઇ દુશ્મનો છે કે?" મેજોર ઍલીસે અર્થસૂચક પ્રશ્ન પૂછ્યો.

"કોઇ ખાસ દુશ્મન નથી." દિવાનસાહેબે જવાબ આપ્યો "કોઇ નહીં તો અમારા જાસુસોની ખબર પ્રમાણે અમારો કોઇ દુશ્મન છે નહીં."

"વારુ !" મેજોર ઍલીસે મામાસાહેબ તરફ ફરી આંખનો ઇશારો કરી પૂછ્યું: "વારુ, તમારા કોઇ દુશ્મન ન હોય તો થયું, પણ, આ પ્રશ્ન પૂછવા માટે મને ક્ષમા કરશો. રાણીસાહેબના કોઇ મિત્રો છે? કોઇ વધારે સંસર્ગમાં આવતા પુરૂષ મિત્રો છે?"

"તમે ધારો છો તેવું કંઇ જ નથી !" મામાસાહેબે કાંઇક કડકાઇથી કહેવા માંડ્યું "હિન્દુસમાજમાં તમારા સમાજની જેમ સ્ત્રીને પુરૂષ મિત્રો ભાગ્યેજ હોય છે. બાકી રાજમાતા તરીકે તેમને સલાહ આપનારા રાજ્યના અધિકારીઓ છે. મેજોર સાહેબ! તમને હિન્દુ સ્ત્રીની પતિભક્તિનો ખ્યાલ જ

નથી. પતિ જીવતાં એ પોતાના પતિને પરમેશ્વર ગણી પૂજે છે અને પરપુરૂષનો વિચાર સુદ્ધાં નથી કરતી અને દૈવસંજોગે પતિનું અવસાન થાય છે તો હિન્દુ વિધવા કઠિન વૈધવ્ય-વ્રત પાળે છે, એટલે કે મૃતપતિને સંભારી સંભારી સંયમ અને તપમાં બાકીનું આયુષ્ય પૂરૂં કરે છે. આપની આ શંકા હિન્દુસમાજની વ્યવસ્થાના અજ્ઞાનને જ આભારી છે. કોઇ પણ વિધવા માટે આવી શંકા કરવી, એ પણ પાપ ગણાય, અપમાનકારક ગણાય!"

"મારી ખોટી શંકા બદલ મને દરગુજર કરશો," મેજર એલીસે કંઈક ક્ષોભ પામી કહ્યું: "પણ આમ સ્પષ્ટ પૂછવામાં મારો ઇરાદો ખરાબ ન હોતો તેની ખાત્રી રાખજો. રાણીસાહેબે તમારી—તેના પિતા અને સંસ્થાનના દિવાનની સલાહ ન સ્વીકારી, આવું ઉતાવળિયું પગલું ભર્યું, ત્યારે મને સહેજે વહેમ પડયો કે તેમણે કોઇ બીજાની સલાહ કે શીખવણીથી આ કામ કર્યું હશે! રાણીજીના ચારિત્ર્ય ઉપર આક્ષેપ કરવાનો મારો લેશ પણ ઇરાદો ન હોતો અને નથી, એની તમે ખાત્રી રાખજો."

"અમે એમ માનતા પણ નથી." દિવાન સાહેબે મેજર એલીસના મનનું સાન્ત્વન કરવા માંડયું: "તમે ઇરાદાપૂર્વક આક્ષેપ યા શંકા કરી છે એમ અમે કહેતા પણ નથી. પણ આપની એ કલ્પના તદ્દન નિર્મૂળ છે—પાયા વગરની છે એટલું જ અમે કહીએ છીએ."

બરાબર આ જ ક્ષણે રાજમહાલયના અંદરના ભાગમાંથી કોઇ આવતું હોય એવાં પગલાં સંભળાયાં અને મેજર એલીસ અને મામાસાહેબ સ્વસ્થ થઇ પોતાના આસન ઉપરથી ઉઠી ઊભા થઇ ગયા.

"ઠીક છે, ગૃહસ્થો!" મેજર એલીસે ઉઠતાં ઉઠતાં ઉતાવળથી કહેવા માંડયું: "જે બની ગયું છે તે બહુ જ ગંભીર બની ગયું છે. આ બધાનું શું પરિણામ આવશે તે તો હું પણ કહી શકતો નથી, પણ તમે સમજી લેજો કે હું રાણીસાહેબને એકલો નહીં મળી શકું. કારણ કે એમ કરવું એટલે સંસ્થાનનાં વાલી રાજમાતા તરીકે તેમનો સ્વીકાર કરવો. અને મને જે હુકમો મળ્યા છે તે તો તમે જાણો છો. એટલે મહેરબાની કરીને આ બાબતમાં જરા પણ ગેરસમજુતી ન થવી જોઇએ. તમે હાજર રહો ત્યાં સુધી જ હું રાણીસાહેબ સાથે વાતચીત કરીશ. તમે જતા રહેશો એટલે હું પણ આ સ્થાનનો ત્યાગ કરીશ. મારાથી રાણીસાહેબ સાથે એકલાં એકાન્તમાં વાતચીત નહીં બની શકે."

આવતાં પગલાંનો અવાજ વધુ નજીક આવતો હતો અને ક્ષણમાં જ રેશમી પડદાવાળા દ્વારમાથી પ્રથમ ચાર પરિચારિકાઓએ પ્રવેશ કર્યો. તેમના હાથમાં ચાંદીના થાળમાં તેજાના, સુવાસિત ખુશબોદાર અત્તરો, મેવા અને ચાંદીનો નાનો સરખો હુક્કો હતો. એક પરિચારિકા પાસે ખાસ તૈયાર કરેલા શરબતનાં વાસણ અને કાચના પ્યાલાઓવાળી નકસીદાર ચાંદીની થાળી હતી. તેની પછી બે સેવકો એક રેશમી ગાદીવાળી બેઠક અને મૂલ્યવાન રેશમથી મઢેલાં ઓશીકાં લઇ આવ્યા, તેઓની પાછળ ચાર માણસો પિત્તળના ચોકઠામાં ટાંગેલો પડદો ઉચકી લાવ્યા. આ પડદાની પછવાડે ગંગાબાઇની સાથે ચાલતાં મહારાણી દાખલ થયાં. રાણીજીએ સાંજે જે પોશાક પહેર્યો હતો તે જ પોશાક અત્યારે પણ પહેર્યો હતો.

રાણીએ પ્રવેશ કર્યો કે તુર્ત જ બધાએ તેમને નીચા વળી નમન કર્યું; દિવાનસાહેબે અને મામાસાહેબે પણ સલામ ભરી, મેજોર એલીસે પણ કુરનીશ બજાવી. આ સરઘસ વચમાં આવી અટક્યું અને રાણીએ ગાદી પાસે પોતાની રેશમી ગાદી મૂકાવી તે ઉપર આસન લીધુ. ગંગાબાઇ તેની બાજુમાં બેઠી અને બીજી પરિચારિકાઓ અને સેવકો એક બાજુ ઊભા રહ્યા. મેજોર એલીસ અને રાણીની વચ્ચે પડદો મૂકવામાં આવ્યો.

લક્ષ્મીબાઇએ બેઠા પછી દિવાનસાહેબને ઉદ્દેશીને કહ્યુઃ "દિવાનજી! આપણા માનવંત અતિથિનો તમે યોગ્ય સત્કાર કર્યો જ હશે ?"

દિવાનજીએ પડદા આગળ જઇ કહ્યુ "રાણીજી! મેજોર સાહેબનુ મન રંજન કરવા માટે મેં રાજ્યના ગવૈયાઓ અને નર્તિકાની વ્યવસ્થા કરી છે પણ મેજોર સાહેબે એ વાતની ના પાડી છે. એમનું કહેવુ છે કે, તેઓ આખા દિવસના કામથી કંટાળી ગયા છે અને અહીંથી વહેલા જવાની ઇચ્છા રાખે છે, કારણ કે આવતી કાલે સવારમાં વહેલાં તેમને સરકારી કામ માટે અહીંથી ઘણે દૂર જવાનુ છે"

"ત્યારે તો મેજોર સાહેબ ઝાંસી છોડી જવાની ઉતાવળમાં જણાય છે" રાણીએ કાંઇક કટાક્ષથી કહ્યું "હું તો એમ જ માનતી હતી કે તેઓને હમેશાં આપણી સાથેની મુલાકાત આનંદ આપે છે. શું તમે એમ નહીં કહેશુ કે તે આપણા મિત્ર છે?"

રાજમહાલયનું સમગ્ર વાતાવરણ, ચારે બાજુ પ્રસરી રહેલી ખુશબો

અને રાણીનો સુમધુર અને મોહક અવાજ મેજર એલીસના ચિત્તને ખળભળાવવા માટે પૂરતાં હતાં.

તેણે લક્ષ્મીબાઈના સૌંદર્યની, તેની બુદ્ધિશક્તિની, તેની યુવાનીની અને તેના મોહક, અત્યંત આકર્ષક હાવભાવની વાતો ઘણી સાંભળી હતી, પણ તેની રૂબરૂ વાતચીત કરવાનો અગર મળવાનો કદિ અવસર આવ્યો નહોતો. રાણી સાથે આ તેની પ્રથમ મુલાકાત હતી, અને ગમે તેવા કઠણ હૃદયના પુરુષને પણ યુવાન અને સૌંદર્યવતી સ્ત્રીના સમાગમથી જે ભાવ ઉત્પન્ન થાય, ચિત્તમાં જે વિવશતા આવે, માનસિક જે સંક્ષોભ થાય, જે ચટપટી થાય તે તેણે અનુભવ્યાં.

ઝાંસી તરફના તેના પક્ષપાતનું આ પણ એક કારણ હતું. નજરે ન જોવા છતાં, લક્ષ્મીબાઈનાં સૌંદર્ય અને યુવાનીનાં ગુણગાન સાંભળીને જ તે, હંસનાં વખાણથી નળરાજા જેમ દમયંતી ઉપર મુગ્ધ બન્યો હતો, તેમ આકર્ષાયો હતો. પણ એ આકર્ષણ યુવાન સ્ત્રી પુરુષો વચ્ચે કૌતુહલ ભરેલું સહજ હોય તેવું જ હતું, એથી વિશેષ નહોતું, અને અત્યારે પણ ઝાંસીની રાણીએ અંગ્રેજ સત્તાનો ખુલ્લો અનાદર કર્યો હોવા છતાં તે તેને મળવા માટે રોકાયો હતો, તે પણ આ આકર્ષણને જ કારણે.

રાણીજીનો ઉપરનો કટાક્ષ સાંભળી મેજર એલીસ પ્રથમ તો જરા ખંચકાયો, પણ દિવાનજી તરફ જોઈ તેની સમ્મતિ મળતાં તે પડદાની નજીક આવ્યો અને રાણીને ઉદ્દેશીને કહ્યું:

"રાણીસાહેબા! તમે મને અન્યાય કરો છો! ઝાંસીની મુલાકાત લેવામાં મને હંમેશાં આનંદ થયો છે અને થશે; પણ તમે જાણો છો તેમ, હાલ મારી સ્થિતિ કાંઈક કફોડી થઈ પડી છે. કુમારનો દત્તક તરીકે સ્વીકાર કરવાના પ્રશ્નનો નિર્ણય આવ્યા પહેલાં તમે કુમારનો આજના દરબારમાં જાહેર રીતે દત્તક તરીકે સ્વીકાર કર્યો છે અને રાજમાતા તરીકે રાજ્યની લગામ તમારા હાથમાં લીધી છે, તે કોઈ રીતે ઠીક થયું નથી. આવી સ્થિતિમાં હું તમને મળ્યો છું તેટલા ખાતર મારે મુશ્કેલીમાં મૂકાવું પડશે; અગર એ બાબતનો મારે મારા ઉપરીને ખુલાસો કરવો પડશે, એમ મને ભય રહે છે."

"મેજર સાહેબ!" રાણીએ પોતાના શબ્દોમાં ભરી શકાય તેટલી

મીઠાશ ભરી કહ્યુ "તમને મુઝવણમાં નાંખવાની મારી જરા પણ ઇચ્છા નથી, ખાસ કરીને ઝાંસી સંસ્થાન પ્રતિ તમારો આટલો સદ્ભાવ છે તે જોતા તમારી સ્થિતિ કફોડી કરવાની મને લેશ પણ ઇચ્છા નથી. તમે જાણો છો કે હું શિસ્તપાલન માટે આગ્રહી મરાઠા સમાજમાં જન્મેલી છુ અને તેથી તમે તમારા ઉપરીના હુકમોનો અનાદર કરો એમ હું તમને કોઇ કાળે પણ ન સૂચવુ પણ, તમે અહીં આવ્યા જ છો, ત્યારે જરા થોડી સંગીતની અને નૃત્યની મોજ માણો તો શુ ખોટુ થવાનું છે ? તમે કહો છો તેમ આખા દિવસના શ્રમથી તમે કંટાળી ગયા છો, તો સગીત અને નૃત્યથી તમારો થાક ઉતરી જશે અને તમે તાજા બની જશો અને તે પછી આપણે જે કાંઇ વાતચીત કરવી હશે તે કરી શકીશુ થાકેલા મગજથી મહત્ત્વની બાબતો ઉપર શાંત ચિત્તે વિચાર થઇ શકતો નથી અને કાંઇ નહીં તો તમે અમારા આજે રાજઅતિથિ છો, એટલે તમારા મનને પ્રસન્ન રાખવા માટે અમારે રાજરીતિ પ્રમાણે યોગ્ય સત્કાર કરવો જ જોઇએ, અને સગીત અને નૃત્યની મોજ એ આ સત્કારનું એક આવશ્યક અંગ છે, માટે તમારાથી એની ના નહીં પાડી શકાય આટલું સન્માન કરવાની અમારી ફરજ છે અને અમોને તસ્દી ન આપવા ખાતર તમે વિવેક દર્શાવો તેથી અમે અમારૂં અતિથિ પ્રતિનું કર્તવ્ય ચૂકીએ એ યોગ્ય નથી તમારી પ્રસન્નતા અર્થે નહીં, તો અમારા પોતાના સ્વમાન અને પ્રતિષ્ઠાની ખાતર પણ અમારે તમારો યોગ્ય સત્કાર કરવો જોઇએ, તેમ છતાં, જો તમે એટલા બધા થાકીને કંટાળી ગયા હો કે—

"કંઇક આવેશથી મેજોર એલીસે રાણીને વધુ બોલતા અટકાવી વચ્ચે કહેવા માંડ્યુ "ના, ના રાણીસાહેબા! બિલકુલ નહીં! હું એટલો બધો થાકી ગયો જ નથી. તમે મારો સત્કાર કરો એમાં હું મને પોતાને માન મળેલું સમજું છુ અને ભાગ્યશાળી માનું છુ. હાલને વખતે તમને પોતાને જ એવી રુચિ નહીં હોય એમ ધારીને જ માત્ર મેં ના પાડી હતી."

"મેજોરસાહેબ!" રાણીએ સત્તાદર્શક અવાજે કહ્યુ "આજથી ઝાંસીનો વહીવટ મેં મારા હાથમાં લીધો છે, અને હું વિધવા તરીકેની મારી ફરજો શાસ્ત્ર અને રૂઢિ અનુસાર યથાશક્તિ પાળીશ, છતાં રાજ તરફનાં મારાં કર્તવ્યો સર્વોપરિ રહેશે હું વિધવા પછી, અને રાજ-

અને રાણીનો સુમધુર અને મોહક અવાજ મેજર એલીસના ચિત્તને આળખળાવવા માટે પૂરતા હતા

તેણે લક્ષ્મીબાઈના સૌંદર્યની, તેની બુદ્ધિશક્તિની, તેની યુવાનીની અને તેના મોહક, અત્યંત આકર્ષક હાવભાવની વાતો ઘણી સાંભળી હતી, પણ તેની રૂબરૂ વાતચીત કરવાનો અગર મળવાનો કદિ અવસર આવ્યો નહોતો. રાણી સાથે આ તેની પ્રથમ મુલાકાત હતી, અને ગમે તેવા કઠણ હૃદયના પુરુષને પણ યુવાન અને સૌંદર્યવતી સ્ત્રીના સમાગમથી જે ભાવ ઉત્પન્ન થાય, ચિત્તમાં જે વિવશતા આવે, માનસિક જે સક્ષોભ થાય, જે ચટપટી થાય તે તેણે અનુભવ્યાં

ઝાંસી તરફનાં તેના પક્ષપાતનું આ પણ એક કારણ હતું નજરે ન જોવા છતાં, લક્ષ્મીબાઈનાં સૌંદર્ય અને યુવાનીનાં ગુણગાન સાંભળીને જ તે હંસનાં વખાણથી નળરાજા જેમ દમયંતી ઉપર મુગ્ધ બન્યો હતો, તેમ આકર્ષાયો હતો. પણ એ આકર્ષણ યુવાન સ્ત્રી પુરુષો વચ્ચે કૌતુહલ ભરેલું સહજ હોય તેવુ જ હતું, એથી વિશેષ નહોતું, અને અત્યારે પણ ઝાંસીની રાણીએ અંગ્રેજ સત્તાનો ખુલ્લો અનાદર કર્યો હોવા છતાં તે તેને મળવા માટે રોકાયો હતો, તે પણ આ આકર્ષણને જ કારણે

રાણીજીનો ઉપનો કટાક્ષ સાંભળી મેજર એલીસ પ્રથમ તો જરા ખચકાયો, પણ દિવાનજી તરફ જોઈ તેની સમ્મતિ મળતાં તે પડદાની નજીક આવ્યો અને રાણીને ઉદ્દેશીને કહ્યું

"રાણીસાહેબા! તમે મને અન્યાય કરો છો! ઝાંસીની મુલાકાત લેવામાં મને હમેશાં આનંદ થયો છે અને થશે, પણ તમે જાણો છો તેમ, હાલ મારી સ્થિતિ કાઇક કફોડી થઈ પડી છે. કુમારનો દત્તક તરીકે સ્વીકાર કરવાના પ્રશ્નનો નિર્ણય આવ્યા પહેલાં તમે કુમારનો આજના દરબારમાં જાહેર રીતે દત્તક તરીકે સ્વીકાર કર્યો છે અને રાજમાતા તરીકે રાજ્યની લગામ તમારા હાથમાં લીધી છે, તે કોઈ રીતે ઠીક થયું નથી. આવી સ્થિતિમાં હું તમને મળ્યો છું તેટલા ખાતર મારે મુશ્કેલીમાં મૂકાવુ પડશે, અગર એ બાબતનો મારે મારા ઉપરીને ખુલાસો કરવો પડશે, એમ મને ભય રહે છે"

"મેજર સાહેબ!" રાણીએ પોતાના શબ્દોમા ભરી શકાય તેટલી

"દિવાનજી !" લક્ષ્મીબાઇએ કહ્યું: "આજના નૃત્ય બદલ ગજરાબાઇને યોગ્ય બક્ષીસ આપો; અને આપણા સંગીતશાસ્ત્રીને એક ચીજ સંભળાવવાનું કહો."

તુર્ત જ રાજના સંગીતશાસ્ત્રી પોતાના સાગીર્દો સાથે મેજોર સાહેબની સામે આવી બેઠા અને આલાપ મેળવી સંગીત શરૂ કર્યું.

સબસેં ઉચી પ્રેમ સગાઈ
દુર્યોધનકો મેવા ત્યાગો, સાગ વિદુર ઘર પાઈ...
જૂઠે ફલ શબરીકે ખાયે, બહુવિધિ પ્રેમ લગાઈ;
પ્રેમ કે વશ નૃપ સેવા કીન્હી, આપ બને હરિ નાઈ...
રાજસુયયજ્ઞ યુધિષ્ઠિર કીનો, તામેં જૂંઠ ઉઠાઈ;
પ્રેમકે વશ અર્જુન રથ હાંકયો, ભૂલ ગયે ઠકુરાઈ...
ઐસી પ્રીતિ બઢી વૃન્દાવન, ગોપિન નાચ નચાઈ;
સુર ક્રૂર ઇસ લાયક નાહીં, કહઁ લગ કરીં બડાઈ...

ભીમપલાસના ઘેરગંભીર, છતાં કોમળ સૂરથી વાતાવરણ છલકી રહ્યું. સર્વનાં હૈયાં સંગીતની અલૌકિક લહેરમાં તણાઇ રહ્યાં. મેજર એલીસ આવા હિંદી સંગીતથી અપરિચિત હતો, છતાં, તેના હૃદયના તાર પણ આ સંગીતના સૂરોએ ઝણઝણાવી મૂકયા.

જેવી રીતે પ્રેમની ભાવના સર્વદેશીય છે, તેમ જ સંગીતની અસર પણ સર્વ જાતિનાં માણસો ઉપર થાય છે. સંગીત દેશ, કાળ અને જાતિના ભેદથી પર છે.

સંગીતશાસ્ત્રીને યોગ્ય પુરસ્કાર આપવાનું ફરમાવ્યા પછી લક્ષ્મીબાઇએ જરા અટકક બેસી કહ્યું: "હવે હું મુલાકાત માટે તૈયાર છું ! દિવાનસાહેબ અને પિતાજી ! તમે અને બીજા સર્વ અહીંથી બીજા ખંડમાં જઈ બેસો. હું મેજર સાહેબની ખાનગીમાં મુલાકાત લેવા માગુ છુ."

આ ઉપરથી ત્રણેય જણા ચમકયા અને મેજર એલીસ મામાસાહેબ અને દિવાનસાહેબે પરસ્પર દૃષ્ટિઓની અદલાબદલી કરી. દિવાનસાહેબની સૂચનાથી બીજા સર્વ સેવકો અને પરિચારિકાઓ ત્યાંથી જતાં રહ્યા; એટલે તેણે પોતાનું ગળું સાફ કરી અત્યંત અદબથી રાણીજીને સંબોધી કહ્યું:

"રાણીસાહેબા ! આપની આજ્ઞા માનવા અમે તૈયાર જ છીએ,

આંતા પહેલી. તેથી, તમે મારી અગવડનો જરા પણ વિચાર ના લાવતા. ઝાંસીમાં તમારા જેવા સન્માનનીય અતિથિ આવે તો તેમના સત્કાર માટે આ સંસ્થાનના મોભાને છાજે એવી ગોઠવણ કરવાની રાજમાતા તરીકે મારી સ્પષ્ટ અને અચૂક ફરજ છે. એ ફરજ મારે ગમે તે ભોગે બજાવવી જ જોઈએ, અને તમારા રાજરીત મુજબ સામાન્ય સત્કાર કરવા દેવાની તમે સ્પષ્ટ ના ન પાડો, તો હું રાજ્યના ગવૈયાઓને અને એક કુશળ નર્તકીને બોલાવું."

ક્ષણભર અતિથિભવનમાં ચૂપકીદી પ્રસરી રહી. મેજર એલીસે લાચારીથી દિવાનસાહેબ તરફ જોયું અને ખભા હલાવ્યા. એ જ વખતે ગંગાબાઈએ પડદામાં રાખેલી નાનીશી જાળીમાંથી મેજર એલીસ તરફ જોયું અને પછી રાણી તરફ જોઈ સ્મિત કર્યું. આ સ્મિતનો આશય લક્ષ્મીબાઈ સમજી ગયાં. મેજર એલીસે રાણીનું સ્વાગત સ્વીકારવાની હા પાડી હતી.

"દિવાનસાહેબ!" લક્ષ્મીબાઈએ સ્વાગતની વ્યવસ્થા કરવા માંડી: "ગજરાને બોલાવી, સારામાં સારું નૃત્ય કરી બતાવવાનું કહો; પણ સાથોસાથ કહેજો કે બહુ લાંબો સમય ના લે. ટૂંકામાં જ પતાવે અને આપણા ગવૈયાને પણ બહુ મોટેથી ન ગાવાની સૂચના કરજો. મેજર સાહેબને લાગેલો થાક ઉતારવાનો આપણે આપણાથી બનતો પ્રયાસ કરવો જોઈએ. મેજર સાહેબ! તમે સ્વસ્થ ચિત્તે બેસો, અને દિવાનજી, તમો મામાસાહેબ, તમે પણ બેસો. રાજકાજનાં કામથી કંટાળી ગયેલાં તમારાં મગજને ઘડી રાહત આપો. હું આ નૃત્ય ન જોઈ શકું તો તે બદલ મને દરગુજર કરશો; પણ, તેમ છતાં તમને જો એ નૃત્ય ગમશે અને સંગીત પસંદ પડશે તો મને પરેપૂરો આનંદ થશે. તમારા આનંદમાં જ મારી તૃપ્તિ છે."

દિવાનસાહેબ અને મામાસાહેબ ગાદી ઉપર બેઠા, એટલે દિવાનસાહેબની આજ્ઞાથી રાજકુટુંબની મુખ્ય નર્તિકા ગજરા અંદર આવી તેણે પ્રથમ પડદા આગળ જઈ નીચા નમી કુરનીસ બજાવી, અને પછી નૃત્ય શરૂ કર્યું.

મેજર એલીસે નૃત્ય દરમ્યાન પ્રસન્ન ચિત્તે તેના તરફ જોયાં જ કર્યું અને નૃત્યને અંતે તાળીઓ પાડી પોતાનો આનંદ વ્યક્ત કર્યો.

સર્વના ઉલ્લાસ વચ્ચે નૃત્ય પૂરું થયું; એટલે ગજરાએ ફરીથી પડદા આગળ જઈ રાણીને નમન કર્યું.

કરતાં પોતાના પાડોશીની સ્ત્રીઓ પ્રતિ સ્ત્રીસન્માનની વધુ દરકાર રાખતા જણાય છે !"

આ છેલ્લા વાક્યમાં રહેલા ગર્ભિત કટાક્ષની પરવા કર્યા વગર મેજોર એલીસે સમભાવથી કહ્યુઃ

"રાણીજી! તમારી સાથે મુલાકાત લેવામાં મને માન મળે છે એમ હું સમજનારો છુ. અને પોલીટીકલ એજંટ તરીકેનું મારૂં કર્તવ્ય બાધા ન કરતું હોત તો હું જરૂર તમને તમારી ઇચ્છા પ્રમાણે મુલાકાત આપત. હું નથી ધારતો કે તમારી ઇચ્છા મારૂ માનભંગ થાય તે જોવાની અગર નોકરીમાંથી હું નીકળી જાઉં તે જોવાની હોય !"

લક્ષ્મીબાઇએ પોતાના અવાજમાં વધુ મધુરતા ભરી કહ્યુઃ "પરંતુ તમે મારી સાથે રાણી અને અંગ્રેજ અમલદાર તરીકે નહીં, પણ એક સ્ત્રી અને એક પુરુષ તરીકે થોડી વાર વાત કરો તો કોણ જાણનારું છે? હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છુ કે ભવિષ્યમાં કુમારને આ સંસ્થાનના વારસ તરીકે સ્વીકારવામાં આવે યા ન આવે, તો પણ આ મુલાકાતની ગંધ મારી પાસેથી તો કોઇ જાણવા પામશે નહીં. અને તમે ખાત્રીપૂર્વક માનજો કે મારા પિતાજી અગર દિવાનસાહેબ આ સંબંધમાં કશી જ વાત બહાર પડવા દેશે નહીં, કારણ કે તેઓ બ્રિટીશ શાસનકર્તાઓને પડખે ઉભા રહેવા આતુર છે, એટલે કે કંપની સરકારના મિત્ર છે." રાણીએ કાંઇક કડવાશ લાવી કહ્યુઃ "તેઓ ભલે જૂદો દેખાવ કરે યા તો દંભ કરે, પણ હું તેમને સારી રીતે જાણું છુ."

આવા ખુલ્લા આક્ષેપથી દિવાનસાહેબ તથા મામાસાહેબ જરા મૂંઝાયા અને તેમણે શરમને લીધે માથા નીચાં નમાવ્યાં.

લાચારીથી મેજોર એલીસે કહ્યુઃ "રાણીસાહેબા! જ્યારે તમારી એવી જ ઇચ્છા છે, ત્યારે ભલે તેમ થતું. મારૂ જે થવાનું હોય તે થાય, પણ તમારી ઇચ્છા એક વખત ભલે પૂરી થતી"

પછી દિવાન તરફ ફરી તેણે કહ્યુઃ "ભલે, દિવાનજી! રાણીજીની ખાસ ઇચ્છા છે, તો તમે થોડી વાર અહીંથી બીજા ખંડમા જઇ બેસો. એટલુ ધ્યાન રાખજો કે આ મુલાકાતની જરા પણ વાત બહાર ન જાય."

ગમે તેમ પણ યુવાન સ્ત્રીનું આકર્ષણ અદ્‌ભુત છે. આ તો રાજરાણી

પરંતુ મેજર સાહેબે અમોને કહ્યું છે કે, તેઓ આપની એકલાં મુલાકાત લઈ શકશે નહીં. તેને ધાસ્તી રહે છે કે જો તે આપની એકલા ખાનગી મુલાકાત લીએ, તો કંપની સરકારે વાલી રાજમાતા તરીકે આપનો સ્વીકાર કર્યો ગણાય. તેથી રાણીજી! મેજર સાહેબ આપની ઇચ્છાને માન આપવા ઘણુંયે ઇચ્છે છે, છતાં આગ્રહ કરે છે કે—ના. એવો આગ્રહ કરવાની તેને ફરજ પડે છે કે મુલાકાત દરમ્યાન રાજ્યના દિવાનો હાજર રહેવા જોઇએ. મારા કહેવાનો આપ અવળો અર્થ ના કરી બેસતાં. પરિસ્થિતિ એવી ઊભી થઇ છે કે અમે સર્વે કફોડી સ્થિતિમાં આવી પડ્યા છીએ."

રહીશાવાનાં સ્પષ્ટ ચિહ્નો બતાવીને અને ગુસ્સાભર ઊભાં થઇ જઇને રાણીએ ઉત્તર આપ્યો: "શું આવી રીતે મહારાણી વીક્ટોરીઆ અને ગવર્નર જનરલનો પ્રતિનિધિ રાજ્યના કાયદેસર વારસ અને વાલી રાજમાતા સામે રાજ્યના અધિકારીઓ સાથે મળી જઇ ખટપટ કરે છે! શું આ રીતે એ નામદાર સાહેબ ઝાંસી પ્રત્યે પોતાનો ચાહ પ્રદર્શિત કરે છે! અને શું આ રીતે મારા પૂજ્ય પિતા અને બુદ્ધિશાળી દિવાન મારા તરફ વફાદારી દર્શાવે છે!"

"રાણીસાહેબ!" મામાસાહેબે રાણીને શાંત પાડવા માટે કહેવા માંડ્યું: "શાંત થાઓ. આપણા આજના અતિથિને આપ આમ બોલી અન્યાય કરી રહ્યા છો તેનો આપને ખ્યાલ છે? જેવી રીતે અમે આપના કહેવા પ્રમાણે કરીએ છીએ તેવી જ રીતે તેઓ પણ તેમના ઉપરી અધિકારીની આજ્ઞા પાળે છે. જ્યાં સુધી કુમારનો રાજ્યના વારસ તરીકે ગવર્નર જનરલ ઇન્કાઉન્સીલ સ્વીકાર કરે ત્યાં સુધી મેજર સાહેબ પોલીટીકલ એજન્ટ તરીકે માત્ર દિવાન અને બીજા મંત્રીઓ જોડે જ વાતચીત કરી શકે, કામ પાડી શકે. આ તો સામાન્ય પ્રથા છે, અને તેથી ઝાંસીના સંબંધમાં તેમની પાસેથી અન્યથા વર્તાવની આશા રાખવી ગેરવાજબી છે."

"ઠીક," રાણીએ કંઇક કડવાશથી કહ્યું: "જો મેજર સાહેબ રાજ્યના પ્રતિનિધિ તરીકે મારી મુલાકાત ન લઇ શકે, તો એક સ્ત્રી તરીકે મારી મુલાકાત લીએ સ્ત્રી અને પુરુષને વાત કરવાની કોઇ ઠેકાણે મનાઇ કરી નથી; ખાસ કરીને અંગ્રેજો તો સ્ત્રીઓ સાથે છૂટથી હળે મળે છે. અંગ્રેજોને સ્ત્રીઓની વાતમાં એટલો બધો રસ પડે છે કે તેઓ પોતાની સ્ત્રીઓ

કરતાં પોતાના પાડોશીની સ્ત્રીઓ પ્રતિ અસન્માનની વધુ દરકાર રાખતા જણાય છે!"

આ છેલ્લાં વાક્યમાં રહેલા ગર્ભિત કટાક્ષની પરવા કર્યા વગર મેજર એલીસે સમભાવથી કહ્યું:

"રાણીજી! તમારી સાથે મુલાકાત લેવામાં મને માન મળે છે એમ હું સમજનારો છું. અને પોલીટીકલ એજંટ તરીકેનું મારૂં કર્તવ્ય બાધા ન કરતું હોત તો હું જરૂર તમને તમારી ઇચ્છા પ્રમાણે મુલાકાત આપત. હું નથી ધારતો કે તમારી ઇચ્છા મારૂં માનભંગ થાય તે જોવાની અગર નોકરીમાંથી હું નીકળી જાઉં તે જોવાની હોય!"

લક્ષ્મીબાઇએ પોતાના અવાજમાં વધુ મધુરતા ભરી કહ્યું: "પરંતુ તમે મારી સાથે રાણી અને અંગ્રેજ અમલદાર તરીકે નહીં, પણ એક સ્ત્રી અને એક પુરુષ તરીકે થોડી વાર વાત કરો તો કોણ જાણવાનું છે? હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે ભવિષ્યમાં કુમારને આ સંસ્થાનના વારસ તરીકે સ્વીકારવામાં આવે યા ન આવે, તો પણ આ મુલાકાતની ગંધ મારી પાસેથી તો કોઇ જાણવા પામશે નહીં. અને તમે ખાત્રીપૂર્વક માનજો કે મારા પિતાજી અગર દિવાનસાહેબ આ સંબંધમાં કશી જ વાત બહાર પડવા દેશે નહીં, કારણ કે તેઓ બ્રિટીશ શાસનકર્તાઓને પડખે ઉભા રહેવા આતુર છે, એટલે કે કંપની સરકારના મિત્ર છે." રાણીએ કાંઇક કડવાશ લાવી કહ્યું: "તેઓ ભલે જૂદો દેખાવ કરે યા તો ઢોંગ કરે, પણ હું તેમને સારી રીતે જાણું છું."

આવા ખુલ્લા આક્ષેપથી દિવાનસાહેબ તથા મામાસાહેબ જરા મૂંઝાયા અને તેમણે શરમને લીધે માથાં નીચાં નમાવ્યાં.

લાચારીથી મેજર એલીસે કહ્યું: "રાણીસાહેબા! જ્યારે તમારી એવી જ ઇચ્છા છે, ત્યારે ભલે તેમ થતું. મારૂં જે થવાનું હોય તે થાય, પણ તમારી ઇચ્છા એક વખત ભલે પૂરી થતી."

પછી દિવાન તરફ ફરી તેણે કહ્યું: "ભલે, દિવાનજી! રાણીજીની ખાસ ઇચ્છા છે, તો તમે થોડી વાર અહીંથી બીજા ખંડમાં જઇ બેસો. એટલું ધ્યાન રાખજો કે આ મુલાકાતની જરા પણ વાત બહાર ન જાય."

ગમે તેવી પણ યુવાન સ્ત્રીનું આકર્ષણ અદ્દભુત છે. આ તો રાજરાણી

હતી, જુવાન અને સ્વરૂપવતી, તેજસ્વી અને પ્રતિભાશાળી હતી, એટલે સ્ત્રીસન્માનનો હિમાયતી અંગ્રેજ બચ્ચો તેની માગણીનો કેમ અનાદર કરી શકે? અનિચ્છાએ પણ તે લાગણીવશ થયા વગર કેમ રહી શકે?

રાણીએ નીચે બેઠક લેતાં કહ્યું: "રાજમહેલનાં સર્વ માણસોને જણાવી દેજો કે તેઓના ગણગણાટની વાત મારે કાને આવશે તો જીંદગીભર નહીં ભૂલે એવી સજાને તેઓ પાત્ર ઠરશે."

"આપના હુકમોનું યથાસ્થિત પાલન કરવામાં આવશે." આમ કહી દિવાનસાહેબ ત્વરાથી એક અર્થસૂચક દૃષ્ટિ મામાસાહેબ તરફ ફેંકી, પડદા તરફ ફરી નમન કરી ચાલ્યા ગયા.

મામાસાહેબે પડદા આગળ જઇ ખાનગીમાં વાત કરતાં જણાવ્યું: "પુત્રી! હું અહીંથી જતો રહું એવી તારી ઇચ્છા નહીં હોય એમ હું માની લઉં છું. તારે તારી પ્રજાની લાગણીનો પણ વિચાર કરવાનો છે. પ્રજા સામાન્ય રીતે પૂછશે કે મર્હૂમ મહારાજની વિધવા કોઇ પરપુરુષ સાથે એકાંતમાં મુલાકાત લીએ તે શું ઠીક કહેવાય? અને તારા જેવી જુવાન વિધવાને આવી રીતે પરપુરુષ સાથે એકાંતમાં મળવું યોગ્ય નથી, કારણ કે તેવી મુલાકાત અનેક ખોટી અફવાઓની જન્મદાતા થઇ પડે છે. ઉપરાંત જ્યારે આ વાત—એટલે કે ઝાંસીની રાણીએ અંગ્રેજી અમલદાર સાથે એકલાં મુલાકાત કરવાનો આગ્રહ કર્યો હતો—બહાર જશે, ત્યારે આપણા દુશ્મનો બુંદેલ સરદારો શું કહેશે? તારે માટે તેઓ શું ધારશે?"

"પિતાજી!" લક્ષ્મીબાઇએ નિશ્ચયપૂર્વક પ્રતિઉત્તર આપ્યો: "તમે જેમ ખુલ્લી વાત કરી નાંખી છે, તેવી જ રીતે હું પણ જો ખુલ્લી વાત કરૂં તો તેમાં તમારે આશ્ચર્ય પામવું નહીં. અને હું આશા રાખું છું કે મેજર સાહેબે જેવી રીતે તમારૂં કથન સાંભળ્યું છે તેવી જ રીતે તે મારૂં કથન પણ સાંભળશે. પિતાજી! તમે મારી પ્રજાની લાગણીની વાત કરો છો તે ઠીક છે; પણ જે માણસ મારો દાદો થવા જેટલી મોટી ઉમ્મરનો હતો તેની સાથે મને પરણાવતી વખતે તમે મારી લાગણીઓનો શો વિચાર કર્યો હતો? અને તમે મારા પતિ માટે જેની પસંદગી કરી હતી તેનું શરીર કેટલું ક્ષીણ થઇ ગયું હતું? જ્યારે મારા જેવી યૌવનમાં પ્રવેશતી સુંદરીને પરણ્યા પછી અલ્પ-કાળમાં વિધવા થાવ એવી સ્થિતિમાં તમે હડસેલી દીધી, ત્યારે તમે મારા

માટે શી લાગણી દર્શાવી હતી? મારી ઉમ્મર હજી વીશ વર્ષની પણ પૂરી નથી થઇ, હજી તો હું યુવાનીમાં પગલાં માંડતી થઇ છું, ત્યાં તો મારે કપાળે વૈધવ્યનો ડાઘ પડ્યો છે! રાજરાણી થઇ મેં શું સંસારસુખ ભોગવ્યું છે? મેં કયો લ્હાવો લીધો છે? મને પુત્ર-પુત્રીની-સંતતિની ઇચ્છા હતી, પણ, તે મને મળી શકે એમ નહોતું, મને મારા પતિનો ચાહ અને તેની સંગતિની જરૂર હતી; કિન્તુ એ બન્ને મને ક્યાં મળ્યાં છે? અને તેમાં પિતાજી! તમારી સ્વાર્થવૃત્તિ મોટે ભાગે કારણભૂત છે!"

એકાએક રાણીએ પડદો દૂર ખસેડી નાંખ્યો અને પોતાનું તેજસ્વી, યુવાન મુખ મેજર એલીસ તરફ ફેરવ્યું. આવી અપૂર્વ સુંદરતા અને તેજસ્વિતા સામે પ્રથમ તો મેજર મીટ માંડી ન શક્યો, છતાં તે તેનાથી અત્યંત મુગ્ધ થયો હતો આવું રાજવંશી સૌંદર્ય અને અદ્દભુત આકર્ષણ આજે તેણે પહેલ વહેલું જ અનુભવ્યું હતું અને તેની પ્રબળતા આગળ તે વિવશ બની નમી પડ્યો હતો.

"પિતાજી! જેવી રીતે આજથી મેં ઝાંસીનો વહીવટ મારા હાથમાં લીધો છે, તેવી જ રીતે મારે મારૂં જીવન કેવી રીતે ચલાવવું તેનો પણ મેં જાતે જ નિશ્ચય કર્યો છે. મારી જાતને સંભાળવાને હું શક્તિમાન છું અને મારો જીવનવ્યવહાર નક્કી કરવામાં હું બહારની-કોઇની પણ દખલગીરી ચલાવી લેવા માગતી નથી. તમે મને ઝાંસીની રાણી બનાવીને તમારે જે ઇચ્છા હતી-રાજ્યના મુખ્ય સરદાર બનવાની જે આકાંક્ષા હતી-તે પાર પડી છે. ભલે તમે રાજ્યના મુખ્ય સરદાર તરીકે ચાલુ રહો; એમાં હું વાંધો નહીં લઉં, પણ ભવિષ્યમાં મારાં કામકાજ મને જ કરવા દો. તેમાં દખલ ના કરતા."

આવાં આકરાં વેણ સાંભળ્યા પછી મામાસાહેબ કશો પણ ઉત્તર આપી શક્યા નહીં, એટલે કચવાતે મને રાણીને સલામ કરી અતિથિ ભવનની બહાર જતા રહ્યા રાણીએ આજુબાજુ જોઇ સ્થિર થઇ મેજર એલીસને હાથ વતી મગામાઇએ મૂકેલા તકિયા ઉપર પોતાની સામે નજીકમાં બેસવાની ઇશારત કરી. મેજર એલીસે બેઠક લીધા પછી મગામાઇ પણ *અતિથિભવનને દૂરને છેડે જઇ બેઠી. ત્યાંથી તે મેજર એલીસ તથા રાણીને જોઇ* શકતી હતી, પણ તેમની વચ્ચે થતી વાતચીત સાંભળી શકે એમ નહોતું

અતિથિભવનમાં લક્ષ્મીબાઇ અને મેલ્કેર એલીસ એકલાં જ રહ્યાં.
પડદો દૂર થયો હતો. એટલે બન્ને એક બીજાનું બરાબર નિરીક્ષણ કરી શકતાં
હતાં. મેજર રાણીના સૌંદર્યનું પાન કરવામાં મશગૂલ થઇ ગયો હતો.

"મેલ્કેરસાહેબ!" રાણીએ વાતચીતની શરૂઆત કરી: "રાણી
વીકટોરીઆ તમારા દેશમાં રાજ કરે છે, તેના ગૃહજીવન સંબંધી—એટલે
કે તેનો ઘરસંસાર સુખી છે કે દુઃખી તે સંબંધી—તમે કંઈ જાણો છો?
મેં સાંભળ્યું છે કે તેમને પણ અટુલાપણું સાલે છે!"

મેલ્કેરને રાણી વીકટોરીઆની વાત કરતાં લક્ષ્મીબાઇના સૌંદર્યપાનમાં
વધુ રસ પડ્યો હતો.

આવા અણધાર્યા પ્રશ્નથી ખમચાઇને મેલ્કેરે પોતાના સ્વાગત માટે
સામે મૂકેલા હુક્કામાંથી દમ લેતાં કહ્યું: "રાણીસાહેબ! મેં તો આ વાતનો
કદિ વિચાર સરખોયે કર્યો નથી. પણ હું ધારૂં છું કે જે અટુલાપણાની તમે
વાત કરો છો એવું અટુલાપણું તો બધાને કોઇ કોઇ વાર લાગી આવે છે
અને રાણીને પણ લાગે છે. બાકી આજથી તેર વર્ષ પહેલાં તેમનાં લગ્ન
થયેલાં છે અને એ લગ્ન અમારા સમાજમાં સુખી માનવામાં આવે છે."

"લોકો કહે છે કે મહારાણી પોતાના પતિ તરફ એકનિષ્ઠાવાળાં
છે, પણ ધારો કે—આપણે ઇચ્છીએ છીએ કે એમ ના બને—તેમના હાલના
પતિ સ્વર્ગવાસી થાય તો તેઓ ફરીથી પરણે ખરાં કે! તમારા
સમાજના રિવાજ પ્રમાણે વિધવાઓને ફરીથી પરણવાની છૂટ છે, કેમ
ખરૂં કે નહીં?"

"હા. રાણીસાહેબ! પણ એનો અર્થ એમ નથી કે અમારા સમા-
જમાં જેટલી સ્ત્રીઓ વિધવા થાય છે તે સઘળીઓ જ કાંઇ ફરીથી પરણે
છે. કેટલીક વિધવાઓ ફરીથી ન પરણતાં પોતાના પૂર્વના પતિઓનું સ્મરણ
કરી અને જો હોય તો તેમની યાદી રૂપ બાળકોને ઉછેરી જીંદગી પૂરી કરે
છે. કેટલીક ફરીથી લગ્ન કરવાનું પસંદ કરે છે, અગર તો સંજોગો તેમને
તેમ કરવાની ફરજ પાડે છે. પોતાના અગર તો છોકરાંઓના નિભાવ માટે
સ્ત્રીઓને ફરીથી પરણવાની ફરજ પડે છે. અને ન પરણનાર વિધવાઓ
કરતાં ફરી પરણનાર વિધવાઓની સંખ્યા ઘણી વધારે છે." કાંઇક ગેલમાં
આવી મેલ્કેરે ઉમેર્યું: "મારા જેવા અપરિણીત એટલે કુંવારા પુરુષો વિધ-

વાઓ તરફ વધુ આકર્ષાય છે એમ કહેવાય છે, અને તેથી જ તો ઈ લંડમાં કહેતી થઇ પડી છે કે વિધવાઓ ભયંકર હોય છે."

"હું જરા અંગત સવાલ પુછુ તો માઠું ના લગાડતા; શા માટે તમે આજ સુધી નથી પરણ્યા?' અને આ પ્રશ્ન પુછી લક્ષ્મીબાઇએ એક તીવ્ર દૃષ્ટિ મેજર તરફ ફેંકી.

આ પ્રશ્નમાં રહેલી ગમ્મત સમજી મેજરે હસીને કહ્યુઃ "રાણીસાહેબ અમારે ત્યાં દરેક સ્ત્રીપુરુષે લગ્ન કરવુ જ જોઇએ એવુ અહીંની જેમ બંધન નથી. મોટી ઉમ્મર થયા પછી યુવક કે યુવતી ઇચ્છા હોય તો, અને ઇચ્છામાં આવે તેને પરણી શકે છે. અને એવુ પણ બને છે કે કેટલાકો જે સંસારની–પ્રેમની ખટપટમાં પડવા માગતા નથી, તે પરણતા નથી"

"પણ, મેજર સાહેબ! આ કાંઇ તમે મારા સવાલનો સીધો જવાબ ન આપ્યો કહેવાય. શુ તમારા લોકો લગ્નને ખટપટ સમજે છે? અને શુ તમે પણ એવો જ વિચાર ધરાવો છો?" રાણીએ મેજરની મશ્કરી કરવાની આ તક સાધી.

રાણીના સીધા છતાં કાંઇક વધુ પડતા અંગત પ્રશ્નથી મેજર એલીસ જરા અકળાયો, છતા રાણીની પ્રગલ્ભતાથી તે આનંદ પામ્યો.

"રાણીજી! આવો પ્રશ્ન અદ્યાપિ પર્યંત કોઇએ મને પુછ્યો નથી. કેટલાકોને લગ્ન કરવા એ નકામી કુસરીમાં પડવા જેવુ લાગે છે, પણ મારા સંબંધમાં તેમ નથી. મને આજ સુધી મનગમતી સ્ત્રી મળી નથી, સાચુ કહું તો સ્ત્રીઓના સસર્ગમાં જ હું બહુ આવ્યો નથી, એટલે હું અત્યાર સુધી લગ્ન કર્યા વગરનો રહી ગયો છુ."

"મારૂ કહ્યુ માનો તો તમે હવે જેમ જલદીથી પરણી જાઓ તેમ વધારે સારૂ છે એકલું, અટુલું જીવન ઉક નીરસ અને શુષ્ક બની જાય છે."

"હું પણ એ જ વિચાર કરી રહ્યો છુ મનગમતી સ્ત્રી મળતાં હું તુર્ત જ લગ્ન કરવા માગુ છુ"

"વાહ, તમે સ્ત્રી પસંદ કરો ત્યારે મને ખબર આપજો અને જો અહીંઆં જ લગ્ન કરો તો મને આમંત્રણ આપવાનુ ના ભૂલતા" આટલુ કહી લક્ષ્મીબાઈ હસી પડ્યા.

મેજર એલીસ પણ પોતાની આ મીઠી મશ્કરી સાંભળી હસી પડ્યો. લક્ષ્મીબાઈએ વાતની દિશા બદલી.

"મેં સાંભળ્યું છે કે સરકાર હિન્દુ વિધવાઓને ફરીથી પરણવાની છૂટ આપનારો કાયદો ઘડવા માગે છે?"

આ પ્રશ્નનો અર્થ ન સમજી શકવાથી મેજર એલીસે રાણી તરફ તાકીને જવાબ આપ્યો: "હા, મેં પણ એવી વાત સાંભળી છે. મને એ વાતમાં ઘણો રસ પડે છે, પણ તમે એ સંબંધી શું ધારો છો?"

લક્ષ્મીબાઈએ આ સીધા પ્રશ્નથી વિચારમાં પડી છત તરફ જોઈ કહ્યું: "ગરીબ અને નિરાધાર સ્ત્રીઓ અગર તો સમાજમાં જે સ્ત્રીઓનું સ્થાન છેક જ સામાન્ય છે તેઓને તેથી લાભ થવા સંભવ છે; પરંતુ સારા—આબરૂદાર અને શ્રીમંત કુટુંબની ઉચ્ચ વર્ણની કોઈ પણ વિધવા, તેની ઇચ્છા હોય છતાં પણ ફરીથી લગ્ન કરવાની હિમ્મત કરશે નહીં; કારણ કે પુનર્લગ્નથી તેનું જીવન અત્યંત દુઃખી બનવાનું, અને સમાજ તેના તરફ એટલી બધી ઘૃણા અને તિરસ્કારની દૃષ્ટિથી જોવાનો કે તે એવી સ્થિતિમાં જીવવા કરતાં મરવાનું જ વધુ પસંદ કરવાની!"

મેજર એલીસે તક જોઈ પ્રશ્ન પૂછ્યો: "ત્યારે શું, રાણીસાહેબ! ઉચ્ચ સામાજિક દરજ્જાની વિધવાને માટે ફરીથી પરણવાનું શક્ય નથી? શું તે જગતથી સર્વાંશે અલગ—અલિપ્ત જ રહેવાની?"

"મેજર સાહેબ! તમે કહો છો તેમ જ છે. પરંતુ જેમ તમારા રીતરિવાજો અમે ના સમજી શકીએ, તેમ અમારા રીતરિવાજો તમે પણ કદાચ ના સમજી શકો. કારણ કે બન્નેનાં રીતરિવાજો અને અમુક માન્યતાઓમાં ધરમૂળથી જ તફાવત છે. અમે હિન્દુ સ્ત્રીઓ એક જ પતિમાં માનીએ છીએ અને સ્ત્રી એ પુરુષનું અર્ધું અંગ અમારે અહીં ગણાય છે. અમારા સમાજમાં પુરુષ કદાચ કુંવારો રહે તો ચાલે, પરંતુ સ્ત્રીથી પરણ્યા વગર ન જ રહેવાય; અને સામાન્ય રીતે તો લગ્ન કર્યા વગર સ્ત્રી કે પુરુષનું જીવન અપૂર્ણ જ મનાય છે. વળી અમારે ત્યાં લગ્ન એ માત્ર સામાજિક સોદો કે સાટું—કરાર નથી, પણ ધાર્મિક બંધન છે; અને ફાવે ત્યારે તમારા સોદાની જેમ છૂટાછેડા થઈ શકતા નથી. લગ્ન ધાર્મિક બંધન હોઈને મરણ પર્યંત સુધી રહે છે; અને મૃત્યુ પછી પુરુષને બીજી સ્ત્રી કરવાની છૂટ છે;

પણ સ્ત્રીને માટે ઉચ્ચ વર્ણોમાં પુનર્લગ્નની મનાઇ કરેલી છે. તે પોતાના મૃત્યુ પામેલા પતિનું સ્મરણ કરી બાકીનું આયુષ્ય ગાળે છે અગાઉ તો સ્ત્રીઓ પતિ પાછળ સતી થતી, પણ જ્યારથી તમે લોકોએ સતી થવાનો રિવાજ બંધ પાડ્યો ત્યારથી વિધવાઓ પોતાના મૃત્યુ પામેલા પતિનું સ્મરણ માત્ર કરી, તેને એકનિષ્ઠ રહી સંતોષ માને છે. સમાજ ઉચ્ચ વર્ણની વિધવાનાં પુનર્લગ્ન માન્ય રાખતો નથી અને એવું કરનારી વિધવા સમાજથી બહિષ્કૃત થાય છે. આવી સ્થિતિમાં ઉચ્ચ વર્ણની વિધવા પુનર્લગ્ન કરે, એ અસંભવિત છે."

"પરંતુ" મેજોર એલીસે રાણી તરફ બારીકાઇથી જોઇ સહેજ પ્રશ્ન પૂછ્યો: "એ તો વિધવાની વાત થઇ; પણ જેઓનાં લગ્ન સુખરૂપ નથી નીવડ્યાં તેનું શું!"

પોતાની બેઠક ઉપરથી જરા ઉંચાં થતાં રાણીએ કહ્યું: "આવી સ્ત્રીઓ પણ ફરીથી અન્ય પુરુષ જોડે પરણી શકતી નથી. તેઓ પોતાના કુટુંબમાં રહી કુટુંબને ઉપયોગી થાય છે, છોકરાઓ હોય તો તેમને સંભાળે છે, અગર રાણી હોય તો રાજકાજ સંભાળે છે. મેજોર સાહેબ! મારો જ દાખલો જુઓ, હું પોતે પણ એ જ આશયથી જીવુ છુ, અને એ જ આશયથી મેં તમારી સાથે એકાન્તમાં વાતચીત કરવાની ઇચ્છા રાખી છે."

"રાણી સાહેબ!" મેજોર એલીસે કાંઇક ઉંચા થઇ કહ્યું "મારી સત્તામાં હશે તો તમને મારાથી બનતી મદદ કરવા હું હમેશાં તત્પર રહીશ... તમારી લાગણીઓ હું સમજું છુ અને તેની કદર કરૂં છુ"

"મેજોર સાહેબ!" રાણીએ ઉર્મિને દાબીને કહ્યું. "મને એમ થાય છે કે હું તમારો વિશ્વાસ કરી શકીશ. તેથી હું તમારી સાથે ખુલ્લા દિલથી વાત કરીશ. આજે તમારી એકાન્તમાં મુલાકાત લેવાનો હેતુ એ છે કે મારે તમને બે પ્રશ્નો પૂછવા છે. એક તો કુમાર દામોદરરાવની સગીર વય દરમ્યાન રાજ્યના રિજન્ટ તરીકે મર્હુમ મહારાજ મને નીમવા માગતા હતા, તેનો તમે શા માટે વિરોધ કર્યો!"

"ભલે," મેજોરે નીચે પાથરેલા ઇરાની ગાલીચા તરફ જોઇને જવાબ આપ્યો: "સાચી વાત તમને અત્યારે કહેવામાં કાંઈ હરકત નથી, પણ તમારે આ વાત કોઇને પણ કહેવાની નથી. તમારા દિવાન અને

મુલક અને રાજ લેવા બેઠી છે તેનું કેમ ? લાંચ ખઈ ને લૂંટ આવી ! પણ, મેજોર સાહેબ ! જવા દો એ વાત ! તમને માઠું લગાડવાનો મારો ઇરાદો નથી મારાથી કાંઇ વધુ પડતું કહેવાઇ ગયું હોય તો તે મનમાં ના લાવશો." આમ કહી લક્ષ્મીબાઇ પોતાની આંખમાં યૌવનનાં જાદુ ભરી પોતાના કમનથી મેજોર ઉપર શી અસર થાય છે તે જાણવા મેજોર તરફ દૃષ્ટિ કરી, સ્થિરતાથી જોઇ રહ્યાં.

મેજોર એલીસ ઘડીભર આ દૃષ્ટિ, આ સૌંદર્ય અને આ તેજસ્વિતા તરફ અનિમિષ નયને જોઇ રહ્યો. પછી તેણે એકાએક સાવધ થઇ કહ્યું "હું મારાથી બનતી મદદ કરીશ, એમ મેં તમને એક વાર કહ્યું છે, અને અત્યારે ફરીથી કહું છું. રાણીજી ! હું એથી વધુ શું કરી શકું ?"

"મેજોર સાહેબ !" ઉર્મિવશ બની અને આવેશમાં આવી લક્ષ્મીબાઇએ ધીમા છતા દૃઢ અવાજે કહ્યું: "તમારી મદદ કરવાની ઇચ્છા કરતા મને વિશેષની જરૂર છે ઝાંસી સંસ્થાન મારી પાસેથી નહીં ખુચવી લેવામા આવે એવુ તમારુ ચોક્કસ વચન મને જોઇએ છે ઝાંસી એ મારો પ્રાણ છે, એ મારી સાચી સંતતિ છે, એના ઉપર જ મારૂં વૈધવ્ય જીવન ટકેલું છે. અને કોઇ પણ ભોગે હું ઝાંસીનો કબજો રાખવા માગુ છુ" જરાક નજીક જઇ, વધુ ટટ્ટાર બની, છાતી આગળ લાવી, લક્ષ્મીબાઇએ પોતાના અવાજમાં સ્ત્રીસુલભ મોહકતા અને આકર્ષકતા ભરી તીક્ષ્ણ વેધક દૃષ્ટિ નાખી આગળ ચલાવ્યું "મારા જેવી અનાથ વિધવાની તમને દયા નથી આવતી ? તમે અંગ્રેજ લોકો સ્ત્રીબહુમાન-સન્માન માટે પંકાએલા છો, તો મારી આટલી વિનંતિ શુ છેક નિરર્થક જશે ? શુ તમારૂં હૃદય મારી વ્યથા જોઇ જરા પણ પીગળતું નથી ?" આટલુ કહી લક્ષ્મીબાઇએ પોતાની આંખમાં આવેલાં આંસુ લૂછી નાંખ્યા અને ઉત્તર સાંભળવા અધીરા બન્યા

લક્ષ્મીબાઇના ખીલતા જતા સૌન્દર્યથી મુગ્ધ પામેલા મેજોર એલીસે મહામહેનતે શબ્દો ઉચ્ચાર્યાં, તે રાણીની છેલ્લી વિનંતિ અને આંસુભરી આંખોથી લાચાર, કાંઇક અનુકંપાવાળો બની ગયો હતો. શો જવાબ આપવો તેની તેને પ્રથમ તો સુજ ન પડી, પણ જવાબ આપ્યા વગર છૂટકો ન હોતો, એટલે બોલ્યો "મારા હાથમા જે વાત નથી, તે વાતનો તમે આટલો આગ્રહ રાખશો એમ મેં ન હોતું ધાર્યું ? મારા હાથમા જો આ વાત હોત

તો હું તમને આ સ્થિતિમાં મૂકતે જ નહીં. તેમ છતાં એટલું તો ચોક્કસ માનજો-કે, અમે અંગ્રેજો ભલે લોભી અને લાલચુ હઈએ; છતાં અમારા પ્રતિપક્ષીમાં રહેલી હિમ્મતની અને શક્તિની અમે કદર કરી શકીએ છીએ. તમારે લાંચ આપવાની કે બીજી લાલચ આપવાની જરૂર નથી. ઝાંસી સંસ્થાન તમારા હાથમાંથી ન જાય-તે માટે જે કાંઈ મારાથી બની શકે તેમ-હશે તે કરવાનું હું ચૂકીશ નહીં.”

નીચો વળી નમન કરી મેજોર એલીસ બારણાં તરફ વળ્યો. તે ત્યાંથી નાસી છૂટવા અધીરો થયો હતો; છતાં કોઈ અકથ્ય આકર્ષણ તેને રાણી સાથે વાત કરવા લલચાવતું હતું.

"મેજોર સાહેબ! સલામ!”

રાણીનો નિરાશાભર્યો અવાજ એલીસના કાન ઉપર પડ્યો અને રાણીના મુખ તરફ એક ઉતાવળી દૃષ્ટિ ફેંકી વિવશ બની તેણે ચાલવા માંડ્યું.

રાણીની ચપળ અને ચમકતી આંખો તેની પાછળ જોઈ રહી.

---



## પ્રકરણ ૧૦ મું
## ઝાંસીમાં કાવાદાવા

રાત્રિનો અંધારપછેડો ઓઢી ઝાંસીનાં નગરજનો દિવસનો થાક ઉતારવા નિદ્રાદેવીની આરાધના કરી રહ્યાં હતાં; ત્યારે શહેરના મધ્ય-ભાગમાં આવેલ રાજવાડા પાસેના એક સુંદર મહાલયમાંથી સામાન્ય શહેરી-દિલ્હીના શહેરી લાલા જેવો દેખાતો એક માણસ ખાસ ગુપ્ત દ્વાર ઉઘાડી, બહારથી બંધ કરી, સરિયામ રસ્તા ઉપર આવી ઉભો. તેણે પોતાના મોઢાનો ઉપલો ભાગ એવી ખૂબીથી એક વસ્ત્રમાં લપેટી લીધો હતો કે એ માણસની સાથે રાતદિવસ સંસર્ગમાં આવનારા પણ અત્યારે તે કોણ છે

એ ભાગ્યે જ કહી શકે. તેણે પહેરેલો પોશાક પણ રોજના પોશાક કરતાં તદ્દન જુદો જ હતો.

આજુબાજુ એક તીવ્ર અને ઉતાવળી નજર નાંખી તેણે શહેરના ઉત્તર ભાગ તરફ ચાલવા માંડ્યું. પોતાની હિલચાલ કોઇ જોતું હશે એવી તેની ધારતી નિરર્થક હતી, કારણ કે અંધારી રાત્રે એ માર્ગ ઉપર ખ સ હેતુ વગર કોઇ પણ માણસ નીકળવાની ઇચ્છા રાખતું નહીં. રાત્રિ અંધારી હતી અને ઠંડી કકડતી હતી, એટલે બધા જ માણસો ઘરમાં–પથારીમાં લપાઇને પડ્યાં હતાં. મહાશિવરાત્રિનો દિવસ હોવાથી શિવના કોઇ કોઇ ભક્તો શિવપૂજા અગર સ્તુતિ કરવામાં તલ્લીન થયા હતા. માર્ગમાં આવતા એક શિવમંદિરમાં થોડાક શૈવભક્તો મહાદેવનો અભિષેક કરી રહ્યા હતા. મંદિરની સામેની પરશાળમાં એક બાવો બેસી ભાંગ રગડતો રગડતો "બં ભોળા ! બં ભોળા !" ના મોટા નાદથી રાત્રિની શાંતિમાં અણધાર્યો વિક્ષેપ પાડતો હતો.

આ મંદિર રસ્તા ઉપર આવેલું હતું અને તેનું દ્વાર ખુલ્લું હતું, તેથી પેલા લહેરીલાલા જેવા માણસને અંદર જવાનું મન થયું. પ્રથમ તો તે જરા અચકાયો, પણ તુર્ત જ બીજી જ પળે તે મંદિરમાં દાખલ થયો અને મહાદેવને પગે લાગી, ભાંગ ઘૂટતા પેલા બાવા આગળ આવી ઉભો.

બાવાએ પેલા માણસને સ્વાભાવિક રીતે જ પૂછ્યું:

"ક્યા, મહાદેવજીકી પ્રસાદીકી ઇચ્છા હય ?"

"હા, મહારાજ !" પેલી વ્યક્તિએ ઉંચું જોયા વગર જ જવાબ આપ્યો.

"અચ્છા તો બૈઠો."

પેલી વ્યક્તિ બેઠી, એટલે બાવાએ એક પ્યાલામાં ભાંગ રેડી તેને આપી અને પેલી વ્યક્તિએ તે લઇ 'બં ભોળા' કહી પીવા માંડી.

"ભોળા શંભુકી અચ્છી ભક્તિ કરના, વો તુમારી મનઃકામના સિદ્ધ કરેગા, ઉસકો કભીભી મત ભૂલના."

આ વણમાગી સલાહથી પેલી વ્યક્તિ મનમાં હસી અને ભાંગનો પ્યાલો ખાલી કર્યો.

"ક્યા, ઔર ભી ચહીએ ?"

"આપકી પાસ હોવે તો દેના."

"અચ્છા, લો" કહી બાવાએ પ્યાલો ભાંગથી ભરી દીધો

"દેખો, ભૈયા! યહ શમ્ભુજીકી પ્રસાદી વિજયા હૈ. ઉસકા પ્રસાદ સબ કોઈ નહીં લે સકતે હૈ યો મનકી ભી તાકત ઔર લાયકી ચાહીએ"

"અચ્છા! અચ્છા!" બીજો પ્યાલો પેટમાં પધરાવી પેલી વ્યક્તિએ બાવાના હાથમાં પાવલી મૂકી કહ્યું!

"મહારાજ! અબ તો મૈં જાતા હું"

પાવલી પોતાના આસન નીચે દબાવીને બાવાજીએ લલકાર્યું

"મન મેલ ઘટે, તન તેજ બઢે,
દે ગગ ભગ કા લોટા!"

જતા જતા પેલી વ્યક્તિએ ઉપલી તૂક વારંવાર બોલાતી સાંભળી. શંકરની પ્રસાદી ઉદરમા જવાથી તેના મનનો મેલ ધરી ગયો હતો અને તનનું તેજ વધી ગયુ હતું થાકી ગયેલો માણસ શીતળ છાયામાં ઠંડી પવનની લહેર આવતાં જે મીઠી લાગણી અનુભવે તેવી મીઠી લાગણી તે વ્યક્તિ અનુભવી રહી હતી

જ્યારે તેણે પંદર મિનીટ પછી ઘણે દૂર જઈ એક એકાન્તમા આવેલા ભવનમા પ્રવેશ કર્યો, ત્યારે ભંગના નશાની તેના ઉપર અસર થવા માંડી હતી તેની આંખોમાં કાંઈક લાલાશ દેખાતી હતી અને તેની ગતિમા તેમ જ વાણીમાં એક પ્રકારની મોજીલી ખુમારી જણાતી હતી

અંધકારવાળી અને નિ શબ્દ રાત્રિમાં રાજવાડામા ૧૧ વાગ્યા, તેના અવાજથી પહેલે માળે હીંચકામા ઝોકાં ખાતી એક સુંદરી એકાએક ચમકી ઉઠી અને દાદર તરફ જોયુ તો પેલી વ્યક્તિ નજરે પડી તુર્ત જ હીંચકા પરથી ઉઠી તે સામી આવી તેનો હાથ પકડી હીંચકા પાસે લઈ ગઈ અને બોલી

"અરધી કલાકથી તમારી રાહ જોઈ બેઠી છું હીંચતા, હીંચતા ઝોકું પણ આવી ગયું હતું, પણ રાજવાડાના ૧૧ ના ડંકા બજ્યા એટલે જાગી ગઈ"

બન્ને જણાં ઝુલા ઉપર પડખોપડખ ગોઠવાઈ ગયાં અને ધીમે ધીમે એક બીજાની વધુ નજીક આવતાં ગયાં

"હા જરા મોડું થઈ ગયું આજે તો શિવરાત્રિ એટલે રસ્તે

જતાં મહાદેવજીના દર્શન કરવા ગયો, ત્યાં ભાંગ જોઈ તે પીવાનું મન થઈ આવ્યું, એટલે જરા વાર લાગી”

"ત્યારે તો રંગમાં છો કેમ ?" પેલી યુવતીએ આંખો ચમકાવી.

"હા અને અહીં આવ્યા પછી તો રંગમાં જ તારી પાસે આવ્યા પછી રંગમાં ન આવે તે માણસ નહીં, પણ ગમાર–પશુ !" આવનાર વ્યક્તિએ ગેલમાં આવી પેલી સ્ત્રીના વાંસા ઉપર હાથ ફેરવ્યો.

"પણુ અહીં ન જ આવે તે ?" યુવતીની આંખોમાં મજાક ભરી હતી.

"ન આવે તે બોથડ–અરસિક" કહી પેલી વ્યક્તિ ખડખડ હસી પડી આ હસવાના અવાજથી આખું દિવાનખાનું ગાજી ઉઠ્યુ

"ત્યારે તો આ શહેરના ઘણા પુરૂષોને બોથડ જ ગણવા પડશે !"

"એમા તને શકા થાય છે ? સૌંદર્ય અને સગીત એ બે એવાં છે કે તેનો ઉપભોગ સર્વ કોઇ કરી શકતા નથી એ માટે જોઇતી રસવૃત્તિ કાઈ બધાઓ કેળવી શકતા નથી. ઘણા જ થોડા એ વસ્તુઓના ભોગ્ના થવાને ભાગ્યશાળી બને છે”

"આજે તમે સગીતનો ઉપભોગ કરવાને બદલે સૌંદર્ય અને સગીત વિષે મને વ્યાખ્યાન આપવા આવ્યા લાગો છો." પેલી સૌંદર્યવતી યુવતીએ ફરીથી મજાક કરી.

"તું આજે મશ્કરી કરી શકે છે અને હું તે સહી શકુ છું, પણ તું બહુ બહુ તો સગીત ગાઇ શકે, પણ તેનો ઉપભોગ અને કદર તો અમે જ કરી શકીએ !"

"તો પછી વ્યાખ્યાન આપવાને બદલે સગીતની માગણી કેમ કરતા નથી ?"

"તું નિમત્રણની રાહ જોતી હશે એમ મેં નહોતુ ધાર્યું !"

"સાંભળવાની ઇચ્છા વગર હું કોઇને સગીત સભળાવતી નથી."

"પણ અહીં આવે તે કાંઇ સાભળવાની ઇચ્છા વગર થોડા જ આવતા હશે ?"

"છતાં એ ઇચ્છા સ્પષ્ટ જણાવ્યા વગર કોઇને સગીત ન સંભળાવવાની મારી પ્રતિજ્ઞા છે"

"મને ખબર નહીં કે હજી પ્રતિજ્ઞા લેવાનો જમાનો ચાલુ છે. હું તો માનતો હતો કે ભીષ્મથી શરૂ થયેલો પ્રતિજ્ઞાનો યુગ રાજપૂત યુગની સાથે જ અસ્ત પામ્યો!"

"ઉંહુ!" પેલી યુવતીએ કટાણું મોઢું કરી, કહ્યું: "તમારે સંગીત સાંભળવું છે કે આવી માથાઝીક કરવી છે?"

"પણ મેં સંગીત સાંભળવાની ક્યારે ના પાડી?"

"ત્યારે સંભળાવવાનું યે ક્યારે કહ્યું?"

"હંઅંઅં! લે ત્યારે, તારી પ્રતિજ્ઞા ભલે પૂરી થાય. સુંદરી! મધુરી! તારા કોમળ કંઠને જરા તસ્દી આપી મારા દિલને બહેલાવ. કેમ, હવે તો ચાલશે ને?"

"આ કાંઈ નાટકનો ખેલ નથી અને આપણે કાંઈ નાટકનાં પાત્રો નથી કે તમે મને આવી રીતે સંબોધો છો!" યુવતીનાં નયનો નાચી રહ્યાં હતાં.

"આ આખું જગત એક મોટી રંગભૂમિ છે; અને તેમાં દરરોજ નાટકો ખેલાયાં કરે છે. આપણે આખી જીંદગી નાટક જ કર્યાં કરીએ છીએ. પેલું નાટક બે ત્રણ કલાકનું હોય છે, જ્યારે આપણી જીંદગીનું નાટક વરસો સુધી લંબાય છે—સમજી!" યુગ્મ વ્યક્તિએ મજાક ચાલુ રાખી.

"સમજી. ભાંગની આજે તમારા ઉપર ઠીક અસર થઇ લાગે છે. ચાલો, હું એકાદ ચીજ સંભળાવું; એટલે વધુ લહેરમાં આવી જશો."

આમ કહી તે સુંદરીએ સિતાર લઇ સ્વર મેળવી મધુર કંઠે ગાવા માંડ્યું:

જરા કહીયો સાંવરીયાને—

સંગીત પૂરૂં થતાં જ યુવતીએ સિતાર નીચે મૂકી અને પાનની પટ્ટી બનાવવા માંડી.

"સુંદરી! તારા કંઠની મીઠાશમાં કંઇ ઓર આકર્ષણ રહેલું છે."

"અને તમારી આંખોમાં પણ કંઇ ઓર જાદુ ભર્યું છે. વાર પણ," યુવતીએ એકાએક પોતાનો અવાજ બદલી પ્રશ્ન પૂછયો: "તમે હમણાં હમણાંમાં બહુ દેખાતા કેમ નથી? મારા ઉપર તમારી કૃપા ઓછી થઇ હોય એમ લાગે છે."

"અગાઉની જેમ મારાથી આવી શકાતું નથી એ વાત ખરી છે," પેલી યુવતીએ આપેલું પાન લેતાં યુગ્મ વ્યક્તિએ કહ્યું: "પણ તેમાં તારા

ઉપર મારી ઓછી કૃપાદૃષ્ટિ છે એમ માનવાનું કશું જ કારણ નથી. છેલ્લા ત્રણેક માસથી કામમાં એટલો બધો પરોવાયેલો રહુ છુ કે માગથી તારા સમાગમનો લાભ લઇ શકાતો નથી. ઘણી વખત આ બાજુ નીકળી આવવાની ઇચ્છા થાય છે, પણ એક યા બીજા અંતરાયો આવીને ઉભા જ હોય છે ! હું પણ આવી હાડમારીથી કંટાળી ગયો છું. પુરુષના કરતાં સ્ત્રી સાથે વ્યાવહારિક કામ પાડવામાં ભારે મુશ્કેલી છે, અને તેમાંય રાજકાજનું કામ તો એક આફત સમાન છે. ઘણી વખત મને એમ થાય છે કે મહારાજ ગંગાધરરાવ જીવતા હોત તો મારે જરાય આ ઉપાધિમાં પડવું ન પડ્યું હોત અને ઘણો ખરો સમય તારી સાથે મોજ કરવામાં જ ગાળ્યો હોત ! પણ વો દિન કહાં કે મીયા કે પાંઉમેં જુતીયાં !"

"પાઉમેં નહીં તો શિરપર તો આયગા !" કહી પેલી યુવતી જોરથી હસી પડી.

"હસ, હસ, તું પણ હસી લે, સ્ત્રીઓના રાજમાં પુરુષોની મશ્કરી સ્ત્રીઓને હાથે થાય એ જ ઉચિત છે."

"વાર, પુરુષો તો ઘણા કાળથી રાજ કરતા આવ્યા છે, થોડો સમય સ્ત્રીને રાજ કરવાની તક મળી તેમાં કંટાળી ગયા ?"

"રાજકાજમાં કુશળ સ્ત્રી શાસન કરતી હોય તો કંટાળો ન આવે, પણ અહીં તો તેથી તદ્દન જૂદી જ વાત છે ઉપરાંત પોતાના જ મુખ્ય અધિકારીઓમાં જે રાણીને વિશ્વાસ ન હોય તેની સાથે કામ કરવામાં શી મજા ! આ રાણીને તેના મુખ્ય દિવાનમાં પણ વિશ્વાસ નથી, એટલું જ નહીં, પણ તેના પિતા સુદ્ધામાં પણ વિશ્વાસ નથી; એટલે તેને બધી જ બાબતોમાં શકા રહ્યા કરે છે અને પોતાની યુવાન બુદ્ધિમાં સૂઝે તેમ કરે છે. હમણાં જ મારા સાંભળવામાં આવ્યુ છે કે રાણીના જાસૂસોની એક સારી મંડળી તૈયાર થઇ છે અને મામાસાહેબ સુદ્ધાં તમામ મુખ્ય અધિકારીઓની પ્રત્યેક હિલચાલ ઉપર છૂપી પણ બારીક તપાસ રાખવામાં આવે છે. મને ભય રહે છે કે કદાચ મારી પાછળ પણ કોઈ જાસૂસ હોય તો ? અમર—"

પેલી વ્યક્તિ એકાએક બોલતાં અટકી ગઇ અને યુવતી તરફ જોઇ રહી.
"કેમ અટકી ગયા ?" યુવતીએ અધિરાઇથી પૂછ્યું.

"કાંઈ નહીં, એ તો મારી ભ્રમણા!"

"પણ શાની ભ્રમણા?" યુવતીએ વાત કહાવવાનો આગ્રહ કર્યો.

"એ જાણવાથી તું નારાજ થઈશ."

"ત્યારે તો મારે જાણવું જ પડશે."

કોઈ પણ વાતની ઉત્સુકતા વધારી મૂકવા માટે તે ન કહેવાનો આગ્રહ કર્યો કરવાની રીત ઠીક છે.

"મને એમ શંકા ગઈ કે કદાચ રાણી તરફથી જાસુસી કરવાનું તને સોંપાયું હોય અને તે તેં સ્વીકાર્યું હોય; પણ બીજી જ ક્ષણે મને લાગ્યું કે તારા વિશે મારે એવી શંકા કરવી અયોગ્ય છે, એટલે હું અટકી ગયો." પેલી વ્યક્તિએ ખુલાસો કર્યો.

"હં અં અં!" યુવતીએ જરા કરડાકીથી કહ્યું: "ત્યારે તમને મારામાં પણ શંકા તો આવી જ?"

"તું નાહક રોષે ભરાય છે; સંયોગો એવા ઉભા થયા છે કે ગમે તે માણસ ઉપર શંકા કરવાનું મન થાય એ સ્વાભાવિક છે. આમાં મારો દોષ નથી, પણ આજના કલુષિત વાતાવરણનો દોષ છે. બાકી હું તને ક્યાં આજની જાણું છું? તારો અને મારો સંબંધ કેટલો જૂનો છે!"

"અને કેટલો અસામાન્ય છે! તમે જ મને અહીંઆં બોલાવી રાજવાડામાં રખાવી છે અને આટલું માન અપાવ્યું છે, એ તમારો ઉપકાર હું કોઈ દહાડો કેવી રીતે ભૂલું? મારી આજની આટલી સ્થિતિ, આટલું માન, આટલો પૈસો, તમારી જ મહેરબાનીનું પરિણામ છે એમ જાણવા છતાં હું એવી કૃતઘ્ન ન જ થાઉં કે રાણીજીના કહેવાથી તમારી જાસુસી કરું અને તમે મને આજદિન સુધી કેવી મોજ કરાવી છે તે પણ હું કેમ ભૂલી જાઉં! તમારી ખાતર નથી ને કદિ આ રાજ્યનો ત્યાગ કરવાનો વખત આવે તો હું તેમ કરતાં ન અચકાઉં, પણ તમને કદિ પણ દગો દેવાનો સ્વપ્નાંયે ખ્યાલ ન કરું!"

પેલી વ્યક્તિએ આગળ વધી યુવતીના ગાલ ઉપર હાથ ફેરવ્યો અને હોઠ ઉપર એક મધુરું ચુંબન કરી કહ્યું:

"તારું એક અગત્યનું કામ પડ્યું છે."

"તમારું કામ કરવાની મેં કોઇ દહાડો ના પાડી નથી અને ના પાડી શકું એમ પણ નથી."

"હા. પણ આ કાર્ય અગાઉના કોઇ પણ કાર્યને વટાવી જાય એવું છે; એટલું જ નહીં, પણ જરા આકરૂં અને મુશીબતવાળું છે, તેમ તેમાં બુદ્ધિ અને ચાલાકીનો ઉપયોગ કરવો પડે એવું છે." પેલી વ્યક્તિએ કાર્યની ગંભીરતાનો ખ્યાલ આપ્યો.

"તમારી ખાતર હું મારી બધી ચાલાકી અને બુદ્ધિનો ઉપયોગ કરવા અને ગમે તે જોખમ ખેડવા તૈયાર છું. અને મારી બુદ્ધિમાં ઉણપ લાગે તો તે તમે પૂરી કરજો."

યુવતીના ઉપલા શબ્દોથી ગૂઢ વ્યક્તિને સંતોષ થયો અને તેની વધુ નજીક જઇ ધીમેથી કહ્યુઃ "પેલો મેજર રાજવાડામાં રાણીની મુલાકાતે આવેલો તને યાદ છે કે?"

"હાસ્તો, કેમ નહીં?"

"તે પ્રસંગે રાણીએ મેજરની એકાન્તમાં મુલાકાત લીધી હતી અને એ મુલાકાત ઘણો લાંબો વખત ચાલી હતી."

"પણ તેનું શું?"

"ધીરી પડ, હું કહેવા તો બેઠો જ છુ. ત્યારે બીજું કોઈ હાજર ન હોતું, માત્ર ગંગાબાઇ ઘણે દૂર પીઠ ફેરવીને બેઠી હતી અને રાણીએ વચલો પડદો ખસેડી મેજરની સાથે ખુલ્લે મોઢે વાતચીત કરી હતી."

"પણ તેથી શું થઇ ગયું?"

પેલી યુવતી કશું જ ન સમજતી હોય એવો દેખાવ કરી રહી હતી.

"તું મને ના બનાવ. તું સ્ત્રી થઇને આ વાતનો મર્મ ન સમજે એ કેમ માની શકાય?" આમ કહી તેણે યુવતીનો હાથ જોરથી દાબ્યો.

"હંહંહં અરે! આ શું તમારૂં જોર બતાવવાનું ઠેકાણું છે? તમે પૂરી વાત કરોને!" દાબેલો હાથ ખસેડવાનો મિથ્યા પ્રયાસ કરતાં યુવતીએ કહ્યુ.

"ગંગાબાઇ દૂર બેઠી બેઠી વારંવાર રાણી તરફ જોયાં કરતી હતી. આ સંબંધમાં એવી વાત ફેલાય છે કે રાણી અને મેજર હસતાં હતા અને એકમેકની આંખોમાં કાંઇ જૂદી જ ચમક દેખાતી હતી અને ધીમે ધીમે મેજર રાણીની વધુ નજીક આવતો જતો હતો—"

"અરે પણ તમે પુરુષો તો આવા અદેખા જ રહેવાના! બિચારીએ પરણીને પતિસુખ ભોગવ્યું નહીં, એટલામાં તો રંડાઇ. મેજર સાથે છુટથી રીતે જરા હસી ને બોલી તેમાં શું થઈ ગયું? બિચારી હજી યુવાનીમાં પ્રવેશ કરે છે, ત્યાં તેને આટલી લાલચ થઈ આવી હોય તો તેમાં તેનો શો દોષ? એ રાજની રાણી છે, પણ તેથી કાંઈ યુવતી મટી ગઈ છે? સામાન્ય યુવાન સ્ત્રીની જેમ તેને પણ ઇચ્છા, લાગણી, ભાવ વગેરે બધું જ હોય ને?" યુવતીએ રાણીના વર્તનનો બચાવ કર્યો

"હું તેની ક્યાં ના પાડું છું? એનામાં એવી ઇચ્છા ન જાગવી જોઈએ એમ હું કહેતો નથી, પણ એવી ઇચ્છાઓની પૂર્તિ-માટે તેણે મેજર જેવા વિદેશી ઉપર નજર ન કરવી જોઈએ —"

"ત્યારે શું તમારા જેવા દેશી ઉપર નજર કરવી જોઈએ, એમ જ ને?" હસતી હસતી યુવતી ઉભી થઈ ગઈ

"કલ્પનામાં તું પણ મહાકવિને આંટી દે એવી લાગે છે,' વધુ હસતા પેલી વ્યક્તિએ યુવતીનો હાથ પકડી ગુના ઉપર બેસાડી હીંચકો ખાતાં કહ્યું.

"અને હવે આ બાબતમાં મારે શું તમારી દૂતીનું કામ કરવાનું છે?' યુવતીએ સચોટ પ્રશ્ન પૂછ્યો

"કાંઈક એવું ખરૂ." હીંચકો ચઢાવતાં પેલી વ્યક્તિએ જવાબ આપ્યો 'રાણીનું મન મારા તરફ વળે એવો તારે પ્રયાસ કરવાનો છે, પણ તે પહેલાં રાણીમાં રહેલી વાસના જે દબાઈ ગયેલી હોવા સંભવ છે, તે તારે પ્રથમ જાગૃત કરવી અને પછી મારા તરફ વાળવી ભલે સમય લાગે, પણ તારા સિવાય આ કાર્ય કરવાની બીજા કોઇમાં નથી લાયકાત કે નથી તાકાત બોલ, તારાથી થશે એ કામ?"

યુવતી ક્ષણભર નિરુત્તર રહી પછી બોલી "બહુ જ વિકટ કામ છે."

"તારા જેવી ચાલાક નર્તકી માટે એ કામ બહુ વિકટ ન કહેવાય, છતાં એ કામ જેટલું વિકટ છે, તેટલો જ તેનો પુરસ્કાર પણ મહાન છે. આ ભવન જેમાં તું અત્યારે રાણીની કૃપાથી રહે છે તે ભવન તારી માલેકીનું થવા ઉપરાંત તને હીરાજડિત એક વીંટી અને રૂા ૧૦ હજારની રોકડ રકમ તારી આ મહેનતના બદલામાં મળશે તું કહે છે તેમ જો તું મારા ઉપર ખરેખર જ ભાવ રાખતી હઉં તો મારૂં આટલું કાર્ય કરી આપ"

યુવતી પુરસ્કારની વાદી અને વિપુલતા સાંભળી ચમકી ઉઠી. આટલી મોટી રકમની તેણે કલ્પના પણ કરી નહોતી. આવો લાગ જવા દેવો એ તેની નજરે ગાંડપણ હતું, છતાં પણ સ્ત્રીસ્વભાવ અનુસાર તે બોલી:

"પણ, પછી તો તમે મારા સામું પણ નહીં જોવાના તેનું કેમ? હાથે કરીને હું મારા પગ ઉપર કુહાડો મારૂં ખરી કે?" એટલું કહી તે હસતી હસતી પેલી વ્યક્તિની સામે જોઈ રહી.

"તારો ત્યાગ મારાથી થાય એ કલ્પના જ અસ્થાને છે. મેં તને જીંદગી સુધી નિભાવવાનું વચન આપ્યું છે તે કેમ ભૂલી ગઈ? એમાં પગ ઉપર કુહાડો મારવા જેવું ક્યાં છે? અને કદાચ તું ના પાડશે તો મારે એકલે હાથે અગર બીજાની મદદથી એ કામ કરવું પડશે, સમજી? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે ત્યારે મોં ધોવા શા માટે જાય છે?"

"પણ રાણીજી રહે તો—"

"તો તને શું કરી શકવાનાં હતાં? રાજ્યની નોકરીમાંથી રજા આપશે એટલું જ ને! પણ જ્યાં સુધી ઝાંસીમાં મારૂં કાઇક ચાલે છે ત્યાં સુધી તું નિર્ભય છે. એક વાર જો રાણી મારા હાથમાં આવે તો તને ઝાંસીની રાણી કરતાં પણ વધારે સાહેબી અપાવું"

"ઠ. ઠીક, જોઇશું. સમય જોઇને પાસા નાખીશું. પછી પોબાર પડે કે ના પડે તે ભાગ્યની વાત છે!"

"બરાબર દિલ દઇને પાસા નાંખીશ તો પોબાર જ પડવાના."

"હું પણ એમ જ ઇચ્છું છું કે તમારી ધારણા સિદ્ધ થાય."

"અને યાદ રાખ કે અત્યાર સુધી રાજવાડાની બધી હિલચાલ જેમ જાણીને મને કહેતી આવી છે, તેમ હવે રાણીની અને ગંગાબાઇની તથા મામાસાહેબની બધી હિલચાલ બરાબર તપાસતી રહેજે અને ગમે તે યુક્તિપ્રયુક્તિથી તમામ બાતમી મેળવી મને આપતી રહેજે બીજું મેં સાંભળ્યું છે કે ઝાંસીની રાજગાદી માટે સદાશિવરાવે કંપની સરકારમાં દાવો કર્યો છે અને તેનાં માણસો ગુપ્ત વેશે ઝાંસીમાં ઉશ્કેરણી કરવાના છે જગ બહાદુર નામનો એક યુવાન પણ ગાદીનો દાવો કરવા નીકળ્યો છે, તેના સાથીઓ પણ ઝાંસીમાં ખટપટ કરવા આવ્યા છે. આ લોકોની હિલચાલ ઉપર પણ તારે બારીકીથી નજર રાખવાની છે અને મને રોજ

બાતમી આપવાની છે. તારું ઘર એક નર્તકી તરીકે ઝાંસીમાં જાહેર છે. એટલે રંગીલાઓ તારે ત્યાં આવે એ સ્વાભાવિક છે, અને તે વખતે તેમની પાસેથી હાવભાવથી તેમને લટ્ટુ બનાવી વાત કઢાવી લેવાની કળા મારે તને થોડી જ શિખવવી પડે એમ છે?"

આમ કહી પેલી વ્યક્તિએ હીંચકો વધુ જોરથી નાંખ્યો અને યુવતીને જોરથી પકડી રાખી

તેના બાહુપાશમાંથી છૂટવાનો ખોટો દેખાવ કરતાં તે બોલી "મારા જેવી એકલી અને આટલી નાનીશી બીને આવું ભારે કામ સોંપતાં જરાક તો વિચાર કરો"

"એકલી છું, પણ અનેકને નચાવી શકું છું, અને નાની છું, છતાં અગનની ફાડ જેવી છું! મોટામોટાને પગ તળે દબાવી રમાડી શકું તેમ છું. ઝાંસીમાં બીજા કોઈ ભલે તારી કિમ્મત ન સમજે, પણ મારાથી તારું પાણી અજાણ્યું નથી"

આટલી પ્રશંસા રાજ્યના એક મુખ્ય અધિકારીને મોઢેથી સાંભળી પેલી યુવતીનો આત્મસંતોષ અને આત્મભાન પરાકાષ્ઠાએ પહોંચ્યાં અને તે તેના તરફ એકી ટશે જોઈ રહી થોડી વાર પછી રાજનર્તકી ગજરા પોતાના માથા ઉપરથી ખસી ગયેલી લટ સરખી કરતી દાદર ઉતરતા દિવાનસાહેબની પીઠ તરફ વિજયવંત યોદ્ધાની માફક જોઈ રહી



એકલી છું, પણ અનેકને નચાવી શકે છે અને નાની છું, છતાં મગની ફાડ જેવી છું. (પૃષ્ઠ ૮૨)

ગુજરાતી પ્રેસ, મુંબઈ



# પ્રકરણ ૧૧ મું
## લક્ષ્મીબાઈની મનોદશા

ગંગાદાસ મહારાજ આવ્યા પછી લક્ષ્મીબાઈના મનમાં પરિવર્તન–વિચારપરિવર્તન શરૂ થયું હતું. ગંગાદાસ મહારાજ, પોતાના બાલ્યકાળના સમવયસ્ક અને સાથે ખેલનાર મિત્ર શંકરરાવ છે એવી શંકા જ્યારથી તેમના મનમાં આવી ત્યારથી તેમના ચિત્તમાં અવનવા વિચારો આવ્યા કરતા હતા અને શરૂઆતના પ્રકરણમાં જોયું તેમ મહારાજ ગંગાધરરાવની ગંભીર માંદગીની શરૂઆતમાં શિવપૂજન વખતે મંદિરમાં બન્નેની થયેલી વાતચીત પછીથી રાણીનું મન કંઈક વિહ્વળ પણ બની ગયું હતું. બાળપણનાં મીઠાં અને મોહક સ્વપ્નો ફરી સ્મરણપટમાં આવી ઉભાં રહ્યાં. શંકરરાવ સાથેનો દોસ્તીદાવ સંભારી સંભારી તેઓ કંઈ કંઈ કલ્પનાઓ કરતાં હતાં. અહા! મારા પિતાની રાજલોભ અને રાજસત્તાની મહત્ત્વાકાંક્ષા આડે ન આવી હોત તો આજે હું સામાન્ય સ્ત્રી હોવા છતાં કેટલી સુખી હોત! એક સ્ત્રીને માટે ધન, વૈભવ, સત્તા, રાજપાટ ગમે તે હોય, છતાં પતિપ્રેમ આગળ તે સર્વ તુચ્છ છે! કશી જ વિસાતમાં નથી! શંકરરાવ જેવો શૂરવીર અને સાહસિક, મોજીલો અને ફાંકડો જુવાન સરદાર બીજે ક્યાં મળવાનો હતો? પણ, હવે એ વિચાર કર્યેથી શો ફાયદો! ભાગ્યચક્રે એવું જ નિર્માયું હશે, તેમાં કોઈ શું કરે! શા માટે પિતાજીને પણ દોષ આપું!

પણ રાણીના આ વિચારો મહારાજ ગંગાધરરાવની ગંભીર માંદગીને લઈને આગળ વધતાં અટકી ગયા હતા અને ઘડીભર તો તે શંકરરાવનું સ્મરણ પણ વીસરી ગયાં હતાં, પણ અંતરના ખૂણામાં ઊંડે પેઠેલાં સ્મરણો લુપ્ત થતાં જ નથી, માત્ર સુપ્ત દશામાં જ હોય છે, અને અનુકૂળ સંયોગો અને વાતાવરણ આવી મળતાં પુનઃ તાજાં થતાં વાર લાગતી નથી.

ગંગાધરરાવના મૃત્યુ પછી જ્યારે શોક અને આઘાતના પ્રથમ

ઉભરો શમી ગયો; ત્યારે રાણીને એકાંતમાં પુનઃ ગંગાધરરાવના અને એવા જ વિચારો આવવા લાગ્યા. શોકને કારણે તેઓ નિયમિત મહાદેવનાં મંદિરમાં જઈ શકતાં નહોતાં, છતાં જ્યારથી તેમણે રાજવહીવટની લગામ પોતાના હાથમાં લીધી ત્યારથી નિત્ય પ્રાતઃકાળના આહ્નિક કાર્યથી પરવારી શિવ-પૂજન કરવા જવાનો પૂર્વનો ક્રમ પુનઃ શરૂ કર્યો હતો અને દરરોજ ગંગાદાસ સાથે બેચાર પ્રાસંગિક વાતો કરી પાછાં ફરતાં હતાં. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ રાણીને ખાત્રી થવા લાગી કે, ગંગાદાસ મહારાજ પૂર્વાશ્રમમાં ગંગાધરરાવ જ હોવા જોઈએ, પણ એવી વાત તેમની રૂબરૂ એક રાણી તરીકે તેઓ ન કરી શકે એ સ્વાભાવિક હતું; અને ગંગાદાસ મહારાજ પણ ગમે તેટલા આતુર હોય છતાં લક્ષ્મીબાઈ આગળ એ વાત કરવાની ધૃષ્ટતા કદાપિ કરી શકે જ નહીં!

આમ રાખ વળેલા અંગારની માફક રાણીનું અંતઃકરણ બહારથી શુષ્ક, ઠંડું છતાં અંદરથી ભીનું અને પ્રેમની ઉષ્માવાળું હતું. તે રાણી હતાં અને તાજેતરમાં જ ભરયુવાનીમાં વિધવા થયાં હતાં. મહારાજ સાથેનાં લગ્નથી વૈભવ, વિલાસ અને રાજસત્તા તેમને પ્રાપ્ત થયાં હતાં; છતાં પ્રેમની પિપાસા શમી નહોતી, અંતરની તમન્ના તૃપ્તિ પામી નહોતી, હૈયાંની હોંશ પૂરી થઈ નહોતી. એટલે અતૃપ્ત મનોવૃત્તિથી તેઓ હંમેશાં સંતપ્ત રહ્યાં કરતાં હતાં. ઘણી વાર તેમને વિચાર આવતા કે, "શા માટે મારે વાસનાઓને વશ થવું? શા માટે વાસનાઓને દાબી દેવાનો પ્રયાસ ન કરવો અને સંયમશીલ ના બનવું?" અને સાચે જ તે વાસના ઉપર વિજય મેળવવા ભારે પ્રયત્નો કરતાં, વાસનાને દાબી દેવા મનને બીજી દિશાઓમાં વાળવા મથતાં અને સંયમશીલ થવા માટે શાસ્ત્રોની મદદ લેતાં, છતાં કોઈ કોઈ વાર એવું પણ બની જતું કે પોતાના હૃદય ઉપર અને મન ઉપરનો તેમનો કાબુ ગુમાવી બેસતાં.

મેજર એલીસ સાથેની મુલાકાત વખતે તેમના મનની આવી જ નબળી સ્થિતિ થઈ પડી હતી. તે લગભગ પોતાનો સંયમ ખોઈ બેઠાં હતાં અને મેજર એલીસે જો પ્રોત્સાહન આપ્યું હોત અગર ધૃષ્ટતા કરી હોત તો તેઓ જરૂર સંયમ ગુમાવી બેસત; એમ તેમને પોતાને પાછળથી લાગ્યું હતું.

મેજર એબ્રીસની મુલાકાત પછીથી તેમનું દિલ ચકડોળે ચડ્યું હતું. તેઓ કંઈ કંઈ તરંગોમાં રાચતાં હતાં અને કંઈ કંઈ વિચારો કરતાં હતાં અને હવાઈ કિલ્લાઓ રચી તુર્ત જ તોડી પાડતાં હતાં.

ગ્રિવજન્મની રાત્રિએ જ્યારે દિવાનસાહેબ ગજરા સાથે લક્ષ્મીબાઈને સપડાવવાની યુક્તિ કરી રહ્યા હતા, ત્યારે લક્ષ્મીબાઈ પોતે પણ શિવનાં ગુણકીર્તનમાં ચિત્ત ચોંટાડવાનો નિષ્ફળ પ્રયત્ન કરતાં પોતાના ભાવિ જીવનનો વિચાર કરી રહ્યાં હતાં.

રાત્રિના ઉજાગરાથી અને વિચારપરંપરાથી તેમનું અશાન્ત મગજ જરા અસ્થિર જણાતું હતું. તેને સ્થિર કરવા અને પોતાના વિક્ષિપ્ત ચિત્તને શાંતિ આપવાના હેતુથી તેઓ પ્રાતઃકાળમાં ઉદ્યાનમાં ફરવા નીકળ્યાં હતાં. સાથે કોઈને પણ લીધું નહોતું.

ઉદ્યાનના એક ખુણામાં મૂકેલી બાજઠ ઉપર બેસી તેઓ ઉગતા સૂર્ય અને ખીલતાં ગુલાબ તરફ એકી ટશે જોઈ રહ્યાં. બેઠક ઉપરની જૂઈની વેલમાંથી ઝાકળનાં કોઈ ટીપાં સ્ફટિકની જેમ નીચે પડતાં હતાં. પ્રાતઃકાળનો સૂર્ય, તાજી, સ્વચ્છ અને તાજગી બક્ષનારી હવા, પુષ્પોની મધુરી સુવાસ, અસ્વસ્થ ચિત્તને સ્વસ્થ બનાવવા માટે બસ હતાં.

લક્ષ્મીબાઈએ બે ચાર ગુલાબનાં ફૂલ ચૂંટ્યાં અને થોડાં જૂઈનાં ફૂલો ચૂંટી પોતાના હાથમાં ધરી રાખ્યાં. ગુલાબનાં ખીલતાં ફૂલ સામે જોઈ તેઓ મનમાં જ ગણગણ્યાં:

"કેટલી સુંદરતા, કેટલી કોમળતા અને તેની સાથે કેટલી પવિત્રતા—વિશુદ્ધિ રહેલી છે? આ ગુલાબનો ખુલતો ગુલાબી રંગ નૈસર્ગિક હોવાથી કેટલો રમ્ય અને પ્રિય લાગે છે! આ પુષ્પ વિશુદ્ધ છે; મેલરહિત છે; ડાઘ વગરનું છે, તેથી જ તે આટલું શુચિ અને મનોહર લાગે છે. તેથી જ તેને જોઈ કંઈ અનેરો આનંદ અને અનેરી તૃપ્તિ થાય છે! આ શરીરને પણ એ ફુલ સાથે કેમ ન સરખાવી શકાય? એ પણ જ્યાં સુધી શુદ્ધ અને પવિત્ર હોય છે ત્યાં સુધી જ રમ્ય લાગે છે. વાસનાની તૃપ્તિ માટે જે શરીર એક સાધન માત્ર તરીકે વપરાય છે તેનું તેજ ક્રમે ક્રમે ક્ષીણ થતું જાય છે! ઠીક છે! બ્રહ્માની સૃષ્ટિનો ક્રમ ચાલુ રહેવો જોઈએ અને તે ચાલુ રહેવા પૂરતો શરીરનો ઉપયોગ થાય એથી શરીરના

તેજની કે પવિત્રતાની હાનિ થતી નથી. કિન્તુ તેમાંય અપવાદ હોઇ શકે છે! આ ગંગાદાસ મહારાજ જ! તે આટલી યુવાન વયે પહોંચ્યા છે; છતાં અદ્યાપિ બ્રહ્મચારી છે! તેનું બ્રહ્મતેજ તેના મુખ ઉપર જ દેખાઇ આવે છે! ગમે તે જોનારને એ તેજસ્વી મૂર્તિ સભા લાગવાના!"

ઉદ્યાનને દૂરને છેડે કાંઇક અવાજ થતો સાંભળી લક્ષ્મીબાઇ ચમક્યાં અને વિચારમાળા અધુરી રહી; પણ તુર્ત જ એ અવાજ શમી ગયો. રાણીએ ફરીથી વિચારમાળા હાથમાં લીધી.

"મારે પણ આજથી મનને દૃઢ રાખવાની જરૂર છે. હું સ્ત્રી છું, યુવાન છું એ વાત ખરી છે, મારા મનના કોડ અપૂર્ણાં રહી ગયા છે એ વાત પણ એટલી જ સાચી છે, અને તેથી હું અસંતુષ્ટ પણ છું. મારી વાસનાઓ શમી નથી, હવે ધર્મમાર્ગ અનુસાર તે પરિતૃપ્ત થાય એવો સંભવ પણ નથી; એટલે મારે ચોકસ માર્ગ નક્કી કરવાની જરૂર છે. મર્કટની પેઠે ભમતા મનને ભટકવા દેવું કે એક જ ખીલે બાંધી રાખવું તેનો વિચાર કરવાનો છે. અને આજે આ વિશુદ્ધ ગુલાબને જોતાં મને લાગે છે કે જેવી રીતે આ પુષ્પ વણસુંઘ્યું છે, અને તેથી જ પ્રફુલ્લ અને વિશુદ્ધ છે; તેવી જ રીતે મારૂં આ શરીર પણ વણસુંઘ્યું–અનાઘ્રાતમ્ જ રાખવું જોઇએ કે જેથી તે વિશુદ્ધ અને પ્રફુલ્લ રહે. એ વિશુદ્ધ અને પ્રફુલ્લ પુષ્પનો ભોગી આજે હૈયાત નથી, તો તેના સ્મરણ માત્રથી જ મારે વાસનાને પરિતૃપ્ત કરવી ઘટે છે; હજી ગઇ રાત્રે જ શાસ્ત્રી બુવા કહેતા હતા કે ભોગ કરવાથી કાંઇ ઇંદ્રિયો તૃપ્ત થતી નથી, એ તો જેમ વધુ ઉપભોગ કરવામાં આવે તેમ ઇન્દ્રિયો વધુ ભૂખાળવી બને! હું યુવતી હોઉં તેથી શું થયું? મારામાં વાસના રહી ગઇ હોય તેથી શું થઇ ગયું? હું યુવતી છું, પણ સાથોસાથ ઝાંસીની રાણી અને રાજમાતા છું, કુમાર દામોદરરાવની માતા છું અને એક માતા તરીકે, એક રાણી તરીકે મારૂં જીવન–મારૂં ચરિત્ર વિશુદ્ધ, શંકાથી પર રહેવું જોઇએ,–હોવું જોઇએ; એક યુવતી તરીકેના મારા અનિષ્ટ અભિલાષાની પૂર્તિ કરતાં રાજમાતા અને રાણી તરીકેનાં મારાં કર્તવ્યોની પૂર્તિ વધારે શ્રેયસ્કર છે."

હવે અવાજ જરા વધુ નજીક આવતો હતો, છતાં રાણીજીની વિચારમાળા ત્વરાથી ફરતી જતી હતી. ગુલાબના પુષ્પને છાતી સરસું દાબી રાણીજીએ કહેવા માંડ્યું: "મારા ક્ષણિક સુખને માટે મારા પોતાના

ચિર શ્રેયસને ઠોકરે માર્યું અને કુમાર દામોદરરાવ અને આ સંસ્થાનનું હિત જોખમમાં નાંખ્યું! અરે! એમ તે કોઈ દહાડો બને? ઝાંસીની પ્રજા જે સન્માનથી અત્યારે મને જુએ છે તે જ્યારે મારી અશુદ્ધિની વાત જાણે ત્યારે શું કહેશે? મારા પ્રત્યે કેટલો તિરસ્કાર વર્ષાવશે? જે પવિત્રનામા અહલ્યાબાઈનું હું અનુકરણ કરવા માગું છું, અને તેની જેમ સંસ્થાનનો વહીવટ જાતે કરવા માગું છું તેનું અનુકરણ મારે બધી જ વાતે કરવું જોઈએ! મનને વશ કરવું મુશ્કેલ છે, પણ મુશ્કેલ કામ કરી બતાવવામાં જ સાચી વીરતા રહેલી છે! રાજ્યવહીવટની લગામ મેં મારા હાથમાં લીધી છે, પણ રાજના અધિકારીઓની વલણ સંદિગ્ધ છે અને અંગ્રેજ સરકાર શું કરશે તે કાંઈ કહી શકાતું નથી. કદાચ એવો સમય આવે કે મારે સંસ્થાનના બચાવ માટે શસ્ત્ર ઉઠાવવાં પડે, તો તે વખતે મારામાં જે હિમ્મત અને વીરતા જોઈએ તે શરીરની વિશુદ્ધિ વગર ક્યાંથી આવવાની? કોઈ પણ દૃષ્ટિબિન્દુથી વિચારતાં મને લાગે છે કે મારે મારી ક્ષુદ્ર, પાર્થિવ વાસના ઉપર વિજય મેળવવો જ જોઈએ. એમ કરવામાં જ, એ વિજય મેળવવામાં જ, અગર તેને દાબી રાખવામાં જ મારું, કુમાર દામોદરરાવનું અને આ સંસ્થાનનું શ્રેય છે!" સૂર્યનારાયણ તરફ દૃષ્ટિ કરી હાથ જોડી લક્ષ્મીબાઈએ કહેવા માંડ્યું: "ઓ ઉગ્રતા સહસ્રરશ્મિ! ઓ જગતને પ્રકાશ આપનાર સવિતા દેવ! તમારી સમક્ષ હું પ્રતિજ્ઞા લઉં છું કે આજ સુધી જેવી રીતે મેં આ દેહને મન, વચન અને કર્મથી વિશુદ્ધ રાખ્યો છે; તેવી જ રીતે હવેથી પણ તેને વિશુદ્ધ રાખીશ, પવિત્ર રાખીશ; મારું શરીર અને મન આ ગુલાબના ખીલતા ફૂલની જેમ શુચિ અને શુદ્ધ રાખીશ; ભગવાન સૂર્યનારાયણ! તમારું ભર્ગ ઝીલવાની મને શક્તિ આપો!"

આમ કહી લક્ષ્મીબાઈએ સૂર્યનારાયણને મસ્તક નમાવી પ્રણામ કર્યાં અને પોતાની પાસે પડેલાં પુષ્પો વડે સૂર્યનારાયણને અર્ધ્ય આપ્યો.

હૃદય ઉપરથી કોઈ મોટો ભાર દૂર થયો હોય એમ લક્ષ્મીબાઈ નાચતી કૂદતી નિર્દોષ અને રમતીયાળ હરિણી શાં ઉદ્યાનમાં ફરવા લાગ્યાં. એટલામાં સામેથી કુમાર દામોદરરાવ હાથમાં તલવાર લઈ દાવ અજમાવતો સાથે આવતો દેખાયો.

રાણીએ અંતરની લાગણીઓ અંતરમાં સમાવી પાસે આવતા કુમારને જોઈ હસીને કહ્યું:

"કેમ, કુમાર! ફરવા નીકળ્યા છો?"

"નાજી, રાવ અપ્પાની સાથે તલવારની પટ્ટાબાજી ખેલી પાછો વળું છું."

"એમ, બેટા! ત્યારે તો ભવિષ્યમાં તું સારો યોદ્ધો થઈશ એમ લાગે છે."

"રાજમાતા! તમને એમાં કાંઈ શંકા લાગે છે? પૂછી જુઓ રાવ અપ્પાને કે હમણાં જ મેં તેમને પટ્ટાબાજીમાં કેવી શિકસ્ત આપી છે!"

"કુમાર! આટલી નાની વયમાં તને તલવારબાજીનો શોખ લાગ્યો છે તો આગળ જતાં પરાક્રમી થઈશ, પણ એમાં કાંઈ નવાઈ જેવું નથી. મરાઠાઓ જન્મથી જ પરાક્રમી અવતરે છે; વીરતાનું તો ધાવણ ધાવી મોટા થાય છે; અને તું કેવા કુળમાં જન્મ્યો છે! વીર માતપિતાનાં સંતાન વીર જ હોય! જાઓ, બેટા રાવ અપ્પાની સાથે બરાબર તાલીમ લો; કદાચ ભવિષ્યમાં એવો પણ વખત આવે કે જ્યારે ઝાંસીનો બચાવ કરવા મારે અને તારે શસ્ત્રો ધારણ કરવાં પડે. આ કંપની સરકારના અમલમાં કાલે શું થશે તે કહેવાય નહીં!"

આમ કહી લક્ષ્મીબાઈએ નજીક આવી ઉભેલા કુમારની પીઠ થાબડી જવા માંડ્યું; પણ તેને રોકી રાખી કુમારે પ્રશ્ન કર્યો: "રાણીમાતા! શસ્ત્રો ધારણ કરવાં એ તો મારે મન રમત છે, પણ આપણા કિલ્લાની આસપાસ હમણાં આ કંપનીનું લશ્કર કેમ ફર્યા કરે છે?"

લક્ષ્મીબાઈ આવા અણધારેલા પ્રશ્નથી સહજ ખમચાયાં, પણ પછી તુર્ત જ તેમણે ઉત્તર આપ્યો: "મહારાજના મૃત્યુ પછી એ લોકો માને છે કે ઝાંસીમાં ગડબડ થાય અગર અશાન્તિ થાય એવો સંભવ છે, માટે તેનો સામનો કરવા આ લશ્કર રાખ્યું છે."

"પણ ઝાંસીમાં ગડબડ થાય જ શા માટે? અને અશાન્તિ થાય તો આપણને આપણું રક્ષણ કરતાં ક્યાં નથી આવડતું?" કુમારે નવી શંકા દર્શાવી.

"હા, કુમાર! ઝાંસીમાં ગડબડ શા માટે થાય તે હું પણ સમજી શકતી નથી અને આ અંગ્રેજો બહુ જ પરોપકારી છે; એટલે આપણા રક્ષણનો ભાર તેમણે આપણી અનુમતિ કે ઇચ્છા વગર પોતાને માથે લઈ લીધો છે!"

"શું મરાઠાઓ એટલા પાણી વગરના થઈ ગયા છે કે અંગ્રેજી સરકારની મદદની તેમને જરૂર પડે!" કુમારે ઉશ્કેરાઈને કહ્યું.

રાવ અપ્પા મૂછ ઉપર તાવ દેતો હસ્યો અને રાણી માતા પણ આ શિશુનો ક્ષાત્રોદ્રેક જોઈ હસી પડ્યાં.

'કેમ હસો છો? આપણા ઝાંસીમાં અંગ્રેજોનો પગપેસારો તમે કેમ સાંખી રહ્યાં છો!'

"કુમાર! મેં કહ્યું ને એ અંગ્રેજ લોકો એટલા બધા પરોપકારી અને બીજાનું ભલું કરવાની ઇચ્છાવાળા થયા છે કે આપણું રક્ષણ કરવાનો તેઓ પોતાનો હક્ક માને છે અને પોતાના બાહુબળથી એ હક્કનું પ્રતિપાદન કરવા સદા તૈયાર રહે છે."

"ત્યારે, રાજમાતા, ચોખ્ખું કહોને કે એ લોકો આપણને દબાવે છે!"

"બેટા, એમ જ!" કહી લક્ષ્મીબાઈએ ઊંડો નિઃશ્વાસ નાંખ્યો.

"મને જરા મોટો થવા દો, પછી જોજો કે ઝાંસી સંસ્થાનના વહીવટમાં કોણ માથું મારવા આવે છે!" કુમારે આવેશમાં આવી કહ્યું.

"ઠીક, ઠીક, હમણાં તો રાવ અપ્પાની સાથે તાલીમ લો; તમે ધારો છો તે કરતાં વધારે ત્વરાથી તમારૂં પરાક્રમ બતાવવાનો સમય નજીક આવતો જાય છે."

આટલું કહી રાણીજી ઉદ્યાનમાંથી નીકળી રાજવાડામાં દાખલ થયાં. જતાં જતાં ફરીથી ગુલાબનાં, જુઈનાં અને મોગરાનાં પુષ્પો ચૂંટી તેની મીઠી સુવાસ લેતાં કુમારના બાલીશ, છતાં વીરને છાજે એવા ઉદ્‌ગારો પુનઃ પુનઃ યાદ કરી પ્રસન્ન ચિત્તે કુમાર તરફ જોઈ રહ્યાં.

પોતાના ખાસ આરામખંડમાં રાણીએ પ્રવેશ કર્યો, ત્યારે રાજનર્તકી મજરા પોતાના સાજ સાથે તૈયાર બેઠી હતી.

લક્ષ્મીબાઈને તેણે નમન કર્યું અને પછી તેની આજ્ઞા માગતી હોય તેમ તેની સામે જોઈ રહી. લક્ષ્મીબાઈએ ગાદી ઉપર આસન લઈ, પાને પડેલી ચાંદીની પાનદાનીમાંથી પાન બનાવતાં આરામખંડમાં ફરતી નજર નાખી કહ્યું "કેમ, મજરા આજે કાંઈ વહેલી થઈ?"

"ના, રાણીજી! આપ મોડાં થયાં."

"એમ! હા, મને જરા ઉદ્યાનમાં ફરતાં વાર લાગી, શું માઇશ!"

"તમે જે આજ્ઞા કરો તે."

"કયે વખતે કયું સંગીત કરવું તેની તને સારી ખબર પડે છે; માટે, તને ઠીક લાગે તે ગા."

"વરૂ." કહીને ગજરાએ સિતારની ઝણઝણાટી શરૂ કરી અને આ આ........ના આલાપથી શરૂ કરી વિપ્રલંભ શૃંગારનું પદ ગાયું.

જબસેં ગયે મોરી સુધ હૂ ન લીની

લક્ષ્મીબાઈએ આ લીટી સાંભળી છુપો નિઃશ્વાસ નાંખ્યો. પોતાનો પતિ આ સંસારમાં નહોતો, આ જન્મમાં ફરીથી મળનાર નહોતો, એ વિચારે તેમને કંપારી આવી. તેમને માટે હંમેશની જીંદગીભરની જુદાઈ નિર્માણ થઈ હતી. દેવે એની જ અવકૃપા કરી હતી, તેમાં કોઈ શું કરે! પણ આ ગજરા આજ શા માટે આવું ગાતી હશે! પણ એ શું કરે? એ તો એવું જ ગાય છે।

ગજરાએ ફરીથી સૂર મેળવી હોરી ગાવા માંડી.

સાવરા મત ડારો પીચકારી.....

સંગીતની ધૂન જેમ આગળ વધતી ગઈ તેમ ગજરા ખીલતી ગઈ અને લક્ષ્મીબાઈના હૃદયના છૂપાયલા ભાવો ફરીથી જાગૃત થવા લાગ્યા. તેને ગજરા ઉપર ચીડ ચડી. શા માટે તે આજે આવાં શૃંગારિક પદો ગાઈ રહી હતી? હમણાં જ પોતે વાસના ઉપર વિજય મેળવવાનો નિશ્ચય કર્યો હતો; છતાં કેમ જાણે તુર્ત જ તેની કસોટી કરવાની હોય તેમ આ રાજનર્તકી તેની દબાઈ ગયેલી લાગણીઓને ઉશ્કેરી ઉત્તેજિત કરી રહી હતી. તેમને ગજરાને રોકવાનું મન થયું, પણ સ્પષ્ટ કહેવાની હિમ્મત ચાલી નહીં. આવાં પદોમાં તેની અપૂર્ણ રહેલી વાસનાઓ તૃપ્ત તો નહીં થતી હોયને?

સંગીતના સૂરો દિવ્ય વાતાવરણ ફેલાવી રહ્યા હતા. એ સૂરોનો ઉન્માદ પણ સુરાના ઉન્માદ કરતાં કોઈ વાર વધુ તીવ્ર નીવડે છે. લક્ષ્મીબાઈ પણ એક પ્રકારની મોહનિદ્રામાં પડી ગયાં, પોતાના અસ્તિત્વનો, રાજમાતાનો ખ્યાલ વીસરી ગયાં. કેમ જાણે પોતે કોઈ દિવ્ય-અલૌકિક પ્રદેશમાં વિહરતાં હોય એમ તેમને લાગ્યું.

સૂર બંધ થયા; પણ સૂરનો પડઘો શમ્યો ન હોતો. થોડી વારમાં પુનઃ સિતાર ઝણઝણ્યો. ગજરાની કુમાશદાર પાતળી આંગળીઓ તાર

ઉપર અજબ નૃત્ય કરી રહી હતી. ગજરા ગાતી ન હોતી, માત્ર તેની આંગળીઓ તાર ઉપર ફરતી હતી અને અજબ ધ્વનિ ઉત્પન્ન કરતી હતી.

દશેક મિનિટ આમ રમઝટ ચાલી હશે. આખરે ગજરાએ સિતાર નીચે મૂકી અને ઉભી થઇ નૃત્ય કરવાનો આરંભ કર્યો.

સંગીતમાં માધુર્ય અને ઉન્માદનું મિશ્રણ હતું; નૃત્યમાં તીવ્ર આવેશભર્યો ઉન્માદ હતો. ગમે તેવું હૃદય પણ નાચી ઉઠે, ભાવભીનું થાય, તો પછી આ તો એક યુવાન વિધવા–રાજરાણી હતાં; ખીલતી યુવાનીમાં હતાં; પ્રેમનો ઝરો અકાળે સૂકાઈ ગયો હોવાથી અસંતુષ્ટ હતાં; તેમનું હૃદય કેટલું નાચી ઉઠે, કેટલું ભાવભીનું થાય તેની તો કલ્પનાજ કરી લેવી!

નૃત્ય થંભ્યું; પણ નૃત્યના ભણકાર ગાજી રહ્યા. લક્ષ્મીબાઇ સ્વપ્નાવસ્થાના કોઇ વિરલ ભાવને અનુભવી રહ્યાં હતાં. ગજરા નીચે બેસી ગઇ, પણ લક્ષ્મીબાઇનું તેના તરફ ધ્યાન ન હોતું. તે કોઇ મીઠી મુંઝવણ અનુભવી રહ્યાં હતાં.

ગજરાએ આખરે કુરનીસ બજાવી પૂછ્યું: "કેમ, રાણીજી! વધુ સંગીત ગાઉં કે?"

સ્વપ્નમાંથી એકાએક જાગ્યાં હોયતેમ રાણીએ કહ્યું: "શું કહ્યું, ગજરા?"

"હજી પણ ગાઉં કે?"

"હા. ના. આજે તેં ઘણું–ગાયું અને તે પણ બહુ મીઠું ગાયું. હું તો તારા સંગીતમાં એટલી બધી લીન થઇ ગઇ કે મારી શુદ્ધિ અને બુદ્ધિ બન્ને સરી જવા લાગી હતી. ગજરા! તું કમાલ કરે છે! તારા કંઠમાં ઇશ્વરે આટલી મીઠાશ ક્યાંથી મૂકી! હા. ખરેખર! તું આ જગતની સામાન્ય સ્ત્રી નથી, રાજનર્તકી ગજરા નથી, પણ સ્વર્ગની દેવી છે! તું મનુષ્ય નથી, પણ સ્વર્ગની અપ્સરા છે!"

લક્ષ્મીબાઇના ઊંડા અંતરમાં તેને આવાં શૃંગારિક પદો ગાવા માટે ઠપકો આપવાનું અને ફરીથી એવાં પદો ન ગાવાનું કહેવ'નું મન થયું, પણ તેમ કરવાની તેમની હિમ્મત ચાલી નહીં, તેમ કરવાની ઇચ્છાનો અમલ કરી શક્યાં નહીં.

*ગજરાને પાસે બોલાવી લક્ષ્મીબાઇ ધીમેથી બોલ્યાં: "કાંઇ નગરજનોની, કાંઇ નવા સમાચાર!"*

"હા. તમારે જાણવા જેવા એક સમાચાર છે. આ રાજની ગાદી માટે બે જણાએ દાવો માંડ્યો છે!"

"હું!" લક્ષ્મીબાઇ ચમકી ઉઠ્યાં.

"હા, એમાં ગભરાવાની જરૂર નથી." ગજરાએ શાંત મુખમુદ્રા રાખી કહ્યું: "એવું તો જ્યારે કોઇ રાજા ગુજરી જાય છે અને વારસ નથી હોતો ત્યારે બને જ છે."

"પણ કહે તો ખરી કે રાજગાદી માટે કોણ કોણ તૈયાર થયું છે!"

"એક તો મહારાજના કુટુંબના સદાશિવરાવે પોતાનો હક્ક રજુ કર્યો છે, અને તમારા જ વંશમાં થયેલા રઘુનાથરાવની રાખેલી એક નાચનારી ગણિકાના દીકરાનો દીકરો જંગબહાદુર પણ આ રાજનો દાવો કરે છે."

"એ લોકો શું કરી રહ્યા છે તે કંઇ જોવામાં આવ્યું?" રાણીએ વાત કઢાવવા માંડી.

"હા. રાજ્યના ઉભા થયેલા એ બન્ને વારસોએ પોલીટીકલ એજન્ટને ઝાંસીની રાજગાદી ઉપર પોતાનો હક્ક છે એવું સાબીત કરનારી અરજીઓ મોકલાવી છે અને સાંભળવા પ્રમાણે એ અરજીઓ પોલીટીકલ એજન્ટે ગવર્નર જનરલ ઉપર મોકલી પણ આપી છે."

"પછી?" રાણીની આતુરતા શમી નહોતી.

"એમ પણ સંભળાયું છે કે, ગવર્નર જનરલ ઝાંસીની રાજગાદીના વારસ તરીકે કુમારશ્રીનો સ્વીકાર કરવાનો વિચાર કરતી વખતે આ બન્ને અરજીઓ ઉપર પણ વિચાર કરનાર છે અને પછી ફેંસલો આપનાર છે."

"તેં ઠીક માહિતી મેળવી છે." રાણીએ શાબાશી આપી.

"આપનું નીમક ખાઉં છું તે ઇમાન તો કરવું જ જોઇએ ને."

"આ બન્ને ઉભા થયેલા વારસદારો હાલ ક્યાં છે?"

"એ વિષે ચોક્કસ બાતમી મળી નથી. ઝાંસીમાં આવી છુપે વેશે ખટપટ કરતા હોવાનું સંભળાય છે; પણ તે વાતને હજી ટેકો મળ્યો નથી. પણ એટલું તો ખરું છે કે એ બન્નેના સાગ્રીતો અહીં આવેલા છે અને રાજ્યના મુખ્ય મુખ્ય અધિકારીઓ અને નગરજનોને પોતાના પક્ષમાં લેવા પ્રયત્ન કરી રહ્યા છે."

"ગજરા, ત્યારે તો મારે ત્રણ ઠેકાણેથી ચેતવાનું રહ્યું."

"હા. રાણીજી."

"અને મારા અધિકારીઓથી પણ મારે સાવચેત રહેવું પડશે. એ લોકો ફરી જાય તો ભારે થઇ પડે !"

"રાણીજી ! આપના અધિકારીઓની વફાદારી એટલી છીછરી માનવાનું કાંઇ કારણ નથી; પણ તેમ છતાં તમારે સાવચેત તો રહેવું જોઇએ !" ગજરાએ સલાહ આપવાની શરૂઆત કરી.

'સાવચેત ! કોનાથી ?" લક્ષ્મીબાઇ બોલી ઉઠ્યાં.

"તમારા અધિકારીઓમાં તમારો અવિશ્વાસ નથી એમ તેમની ખાત્રી થવી જોઇએ, અને તમારે એવું કાંઇ પણ પગલું ન લેવું જોઇએ કે જેથી તેઓ નારાજ થાય. ઉલટું એ અધિકારીઓ સંતુષ્ટ રહે, તમારા ઉપર પ્રસન્ન રહે એવો પ્રયાસ કરવો જોઇએ. અને આ સર્વ અધિકારીઓમાં દિવાનસાહેબ નારાજ ન થાય તે તમારે ખાસ જોવું જોઇએ; કારણ કે તે નારાજ થશે તો બીજા અધિકારીઓને રાજી રાખવા અશક્ય બનશે અને રાજ્યને પણ તેની નારાજી ભારે પડશે !" આમ બોલતી વખતે ગજરા રાણીની સામે તાકીને જોઇ રહી હતી.

"ગજરા ! તારા કહેવાનો મને બરાબર અર્થ નથી સમજાતો. મારા અધિકારીઓના હાથમાં રમકડું બનવાનું તું મને કહેતી હોય તો તું મને બરાબર ઓળખી શકી નથી, એમ જ મારે કહેવું પડશે." લક્ષ્મીબાઇએ ગજરાની આંખોમાં રહેલી લુચ્ચાઇ માપવા અર્થે પ્રયાસ કરતાં કહ્યું:

"હું એમ કહેવા માગતી જ નથી. હું તો એટલું જ કહેવા માગું છું કે દિવાનજીની અપ્રસન્નતા જોખમકારક છે, જ્યારે તેમની પ્રસન્નતા ઉપકારક છે. એ પ્રસન્નતા પ્રાપ્ત કરવાની તક ગુમાવવી નહીં, એટલું જ નહીં; પણ એવી તકો ઇરાદાપૂર્વક યોજવામાં તમારી બુદ્ધિની કસોટી છે."

"ગજરા, હજી પણ મને બરાબર સમજ નથી પડતી !"

"રાણીજી ! તમે પણ મારી મશ્કરી કરવામાં આનંદ માનતા લાગો છો. તમારે મારી પાસેથી જ બધો ખુલાસો સાંભળવો હોય તો ભલે મારૂં એમ કહેવું છે કે તમારે, વારંવાર નહીં તો પ્રસંગોપાત દિવાનજીને બોલાવી તેમની સાથે મીઠાશથી વાતો કરવી, તમે તેનાં મિત્ર અને પ્રશંસક

છો એમ તેમને લાગવા દેવું અને સંગીત, મિજલસ વગેરે પ્રસંગો યોજી તેમાં તેમને બોલાવવા, અને પછી જ્યારે એમનું ચિત્ત ખીલ્યું હોય ત્યારે તમારે તેમનું અંતર જાણી લેવું અને જે કાર્ય તેમની દ્વારા સિદ્ધ થાય એવું હોય તે કરી લેવું" ગજરાએ ગંભીર બની, છતાં કાંઈક ડરથી સલાહ આપી

"ગજરા! મને લાગે છે કે દિવાનસાહેબની જગ્યા તને આપી હોય તો કાંઈ ખોટું નહીં! અત્યાર સુધી હું એમ માનતી હતી કે મારી ગજરા માત્ર ગાઈ અને નાચી જાણે છે, પણ તને તો રાણીના સલાહકાર થતા પણ આવડે છે! વારુ, પણ આ સલાહ તું મને સ્વેચ્છાથી આપે છે કે કોઈના કહેવાથી?" આ પ્રશ્ન પૂછતાં લક્ષ્મીબાઈ ત્રાસી નજરે ગજરા તરફ તાકી રહ્યાં

રાણીજીની કૃપાદૃષ્ટિ યાચતી હોય એવી મુખાકૃતિ ધારણ કરી ગજરા બોલી "રાજકાજની ખટપટમાં પડવાનું મારું કામ નહીં, હું તો આપની અદના સેવિકા, એટલે તમારી આજ્ઞા પ્રમાણે કામ કરનારી બાકી દિવાનજી અને તમો હમણાં ભાગ્યે જ મળો છો, અગર ઉચાં દિલ રાખી ફરો છો, તે ઉપરથી મેં આ શબ્દો કહ્યા છે. કોઈની શીખવણીથી હું આવી અગત બાબતોમાં પડું નહીં પણ—હવે એ વાત જવા દો તમને ન ગમી હોય તો મારી સલાહ પાછી ખેંચી લઉં છું અને ફરીથી એવી સલાહ ન આપવાનું વચન આપું છું"

'ઠીક છે," કાંઈક કરડે અવાજે લક્ષ્મીબાઈએ કહ્યું "પણ હવેથી માગ્યા વિના સલાહ આપવાનું સાહસ ના કરી બેસતી જે કામ તને સોંપવામાં આવે તેજ યથાર્થ પણે પાર ઉતારીશ, એટલે બસ છે!

રાણીના બોલવાની ઢબ ઉપરથી ગજરા સમજી ગઈ કે રાણીજી અત્યારે વધુ વાતચીત કરવા ઇચ્છતા નથી, એટલે તુર્ત જ સિતારને ખોળે પહેરાવી કુરનીશ બજાવી ત્યાંથી આઘી ખસી ગઈ ગજરાની સલાહથી રાણીના મગજમાં તરંગોનું તોફાન ઉછળ્યું

રાજમહાલયમાંથી બહાર નીકળતાં જ ગજરાને દરવાજા આગળ દિવાનજી સામા મળ્યા બન્નેનાં મુખ ઉપર આછું પણ સૂચક સ્મિત પથરાયું. દિવાનસાહેબે ગજરાની પાસે આવી કાનમાં પૂછ્યું "કેમ, શા રંગ છે! પાસા નાંખ્યા કે નાખવા છે?"

વધુ ધીમેથી ગજરા બોલી: "રંગ લાગે એવી પેરવી કરી છે. પાસા નાંખ્યા નથી; પણ નાંખવાની તૈયારી કરી છે."

"પણ, તને કેમ લાગે છે?"

"અત્યારથી કેમ કહેવાય?"

"તારી વાત રાણીજીએ સાંભળી ખરી કે?"

"વાત કરતાં આવડે તો સાંભળે જ ને!"

દિવાનજી કાંઇ પણ વધુ પ્રશ્ન પૂછે તે પહેલાં તો ગજરા ચાર ડગલાં આગળ વધી ગઇ હતી.

---

## પ્રકરણ ૧૨ મું
## ગવર્નર જનરલની કારોબારી સભા

બ્રહ્મદેશની ચઢાઇમાંથી ગવર્નર જનરલ લોર્ડ ડલહાઉસી ચાર દિવસથી જ કલકત્તે પાછો ફર્યો હતો, અને ત્યાંની તકલીફ, ચિંતા અને હવા-પાણી વગેરેને કારણે તેની તબિયત નાદુરસ્ત હતી, છતાં તેણે ઝાંસી સંસ્થાનના અતિ મહત્ત્વના પ્રશ્નનો વિલંબાયેલો નિર્ણય કરવા માટે કારોબારી સભાની બેઠક બોલાવી હતી.

કલકત્તાના સરકારી મહેલના દક્ષિણ વિભાગમાં કારોબારી સભા માટે ખાસ ખંડ યોજેલો હતો. આ ખંડમાં ઘોડાની નાળના આકારનું એક લાકડાનું ટેબલ મૂકયું હતું અને તેની સામે લાલ રંગના ચામડાથી મઢેલી, સુશોભિત મોટી ખુરશી મૂકી હતી. આ ખુરશી ગવર્નર જનરલ માટે હતી. ટેબલની ફરતે બીજી ચાર ખુરશીઓ હતી; તે કારોબારી સભાના ચાર સામાન્ય સભ્યો માટે રાખી હતી.

લોર્ડ ડલહાઉસીને આવવાને થોડી વાર હતી, પણ ત્રણ સભ્યો પોતપોતાની જગ્યાએ આવી બેસી ગયા હતા. ચોથો સભ્ય કર્નલ લો હજી આવ્યો ન હોતો. ઝાંસીના મહત્ત્વના પ્રશ્નને લગતા તમામ કાગળો લઇ કાઉંસીલનો મંત્રી મી૰ ગ્રાન્ટ આમ તેમ ફેરવી વ્યવસ્થિત કરતો હતો.

ફાગણ મહીનો બેસી ચૂકયો હતો, પણ હવામાંથી ટાઢ ઓછી થઈ ન હોતી, એટલે દોરીવતી ખેંચવાનો પંખો સ્થિર હતો.

સમય પસાર કરવાના આશયથી અને કર્નલ લોની ગેરહાજરી જોઇ ડોરીન નામના સભ્યે વાતની શરૂઆત કરી: "આજે ફરીથી લો પોતાની મૂર્ખાઈનું પ્રદર્શન ન કરે તો કેવું સારૂં! મેં તેને ચેતવી તો દીધો છે કે નામદારની તબિયત બરાબર સ્વસ્થ નથી, અને તે કોઇની પણ વાહીયાત વાત સાંભળશે નહીં."

"આ લો હમેશાં ગવર્નર જનરલ સાથે બાઝાબાઝી શા માટે કરે છે તેની મને સમજ પડતી નથી." હોલીડે નામના બીજા સભ્યે ટાપસી પૂરી. "નકામો આપણો સમય જાય છે અને આપણે પણ જરા અળખામણા થઇએ છીએ, મેં તો તેને ઘણું યે સમજાવ્યું છે કે જો લોર્ડ ડલહાઉસી પોતાના વિચારો પ્રમાણે વર્તવામાં મક્કમ હશે, તો આપણે તેનો ગમે તેટલો વિરોધ કરીશું તો પણ તે નિષ્ફળ જશે. મારાથી વધારે સારી રીતે તેમનો કોઇને પરિચય નથી. એ ગમે તે રીતે પોતાનું ધાર્યું કરે એવા છે; અને હવે ચાર્ટર એક્ટથી તેમને પોતાના કાઉંસીલરોની ઉપરવટ જવાની સત્તા પણ મળી છે; એટલે તે પોતાની ઇચ્છાનુસાર કાયદા પ્રમાણે જ કરી શકે એમ છે. લો આ સમજતો નથી, અગર સમજવાની દરકાર કરતો નથી, પણ એલનબરો અને બેન્ટીકે શું કર્યું હતું; તેમજ મન્રો અને એલ્ફીન્સ્ટને શું કર્યું હતું તેની જ વાત કર્યા કરે છે. પણ આવી વાત કરવામાં કશો અર્થ નથી."

"ગ્રાન્ટ!" ડોરીને કાઉંસીલના મંત્રી તરફ જોઇ પૂછ્યું: "હવે લોને પેન્શન માટે લાયક થવાને કેટલા સમયની કામગીરી આવશ્યક છે? જો તેને અહીં ચાલતા વહીવટથી અસંતોષ થયો હોય તો શા માટે તે રાજીનામું [illegible]થી મોકલી આપતો?"

"તેને સરકારી પેન્શન તો હમણાં જ મળી શકે એમ છે;" ગ્રાન્ટે [illegible]ગળીઆમાંથી માથું ઉંચું કરી કહ્યું: "કારણ કે તેની ઉમ્મર હમણાં જ [illegible]૦ વર્ષની થઇ છે. મુલકી ખાતામાં તેણે એટલાં વર્ષ કામ કર્યું છે કે તેને [illegible]રો બદલો મળી શકે."

"ઠીક છે." ડોરીને કંઇક ગુમાવ્યાથી કહ્યું: "જો એ આજે કાંઇ

વાહીયાત વાત કરશે, તો હું કાઉંસીલ સમક્ષ તેને ચોખુંચટ સભળાવી દઈશ કે જો તેને સરકારની રાજનીતિ ન ગમતી હોય તો તેણે રાજીનામુ આપી દેવુ અને લોર્ડ ડલહાઉસી પણ મને આ બાબતમાં ટેકો આપશે તેની ખાત્રી છે. ઉપરાંત ગવર્નર જનરલ અને લો વચ્ચે મતભેદ પડતા વારવાર લવાદ માટે અરજી કરવામાં આવે તે પણ મને પસદ નથી. મેં તેને ખાનગીમાં ઘણી વાર કહી દીધુ છે કે લોર્ડ ડલહાઉસી જેવા મોટા માણસનો વિરોધ કરીને હું ઇંગ્લડમા જઇ મારી ભવિષ્યની કારકીર્દી જોખમમા નાખવા માગતો નથી"

"આપણું કહ્યુ ગવર્નર જનરલ માને એવો કશો જ સંભવ દેખાતો નથી," હોલીડેએ નિરાશાથી ઉમેર્યું: "તેને મન તેની આ કાઉંસીલ માત્ર તેના જ નિર્ણયો નોંધવાનું યત્ર અગર રમકડું છે. આપણા અભિપ્રાયોની કિમ્મત જ કયાં છે? તે આપણી ઉપરવટ જઇ શકે છે, અને તે હમેશાં એમ જ કરે છે, એટલે પછી ગમે તે સજોગોમાં જે યોજનાઓનો અમલ થવાનો જ છે તેનો વિરોધ કરવામાં શો અર્થ રહેલો છે ?"

"ગ્રાન્ટ," ડોરીને અધિરાઇથી કહ્યુ "આપણે કામકાજ શરૂ કરવુ જોઇએ. નામદાર કેટલો સમય મોડા થવાના છે!"

પોતાની વડિયાળ તરફ જોઇ ગ્રાન્ટે કહ્યુ. "દાક્તરોની તપાસ પૂરી થઇ રહે કે તુર્ત જ તેમણે આવી પહોંચવાનું કહ્યુ છે. દાક્તરોને તેમની તબિયત માટે ભારે ચિન્તા થાય છે અને તેઓ તેમને અહીં રહેવાની રજા આપે છે કે કેમ તે શકાભર્યું છે તેટલા માટે તો આ બહુ જ લાબી તપાસ કરવાની જરૂર પડી છે."

"પણ લો કેમ મોડા થયો?" ડોરીન બોલ્યો, "તે તો વખતસર આવવો જોઇતો હતો."

"આ મહેલના એક પાછળના ઓરડામાં તે ઝાંસીની રાણીની મુલાકાત લઇ રહ્યો છે." ગ્રાન્ટે મોઢુ કટાણું કરી કહ્યુ, "અને ગવર્નર-જનરલ આવતાં પહેલાં અહીં આવી જશે"

"ઝાંસીની રાણી!" ડોરીન અને હોલીડે આશ્ચર્યથી બોલી ઉઠ્યા.

થોડી વાર પછી ડોરીને પૂછ્યું "મી. ગ્રાન્ટ, કોના કહેવાથી તે ઝાંસીની રાણીની મુલાકાત લીએ છે?"

"શુ નામદારે ઝાંસીની રાણીને અહીં બોલાવવાની આજ્ઞા આપી છે?" હોલીડેએ પણ ચિંતાદર્શક અવાજે પ્રશ્ન કર્યો

"મને કાંઈ જ ખબર નથી ગૃહસ્થો! તમારી જેમ હું પણ આ બાબતથી અજાણ્યુ છુ. હું માત્ર એટલુ જ જાણુ છુ કે હું અહીં આવવા નીકળ્યો ત્યારે મને એક ચિઠ્ઠી મળી. તેમાં જણાવ્યું હતુ કે, ગવર્નર જનરલ અગર કાઉંસીલ ઝાંસી સસ્થાનને લગતો છેવટનો નિર્ણય કરે તે પહેલાં લોર્ડ ડલહાઉસી રાણીની મુલાકાત લેવા ઇચ્છે એમ ધારીને કર્નલ સ્લો પોતાની જવાબદારી ઉપર રાણીને આજે અહીં લાવનાર છે. સરકારી મહેલમાં આવતા જ મને ખબર મળ્યા કે રાણી આવી ગયેલ છે અને પાછળના એક ઓરડામા તેને બેસાડેલ છે"

"ગુડ ગોડ!" ઉઠીને લમણે હાથ દઈ કહ્યું; "શું થવા બેઠું છે? વાત વધુ બગડતી જાય છે! ગવર્નર જનરલને અમુક રીતે વર્તવાની ફરજ પડવા એક ઓનો ઉપયોગ કરવાની બુદ્ધિ સ્લોને ક્યાથી સૂઝી? અને સરકારી મહેલમાં તેમની જાણ કે પરવાનગી વગર ઝાંસીની રાણીને લાવવામાં આવી છે, એ વાત જ્યારે ગવર્નર જનરલ જાણશે ત્યારે તેઓ શુ કહેશે? સાચે જ આ સ્લો જેવા ડાવાદાવા કરનારને તો ફાંસી જ દેવી જોઇએ! હવે એનું આવી બન્યુ સમજવુ!"

"આ કાંઇ જેવી તેવી ધૃષ્ટતા અને ગવર્નર જનરલનું નાનુંસનું અપમાન કહેવાય?" હોલીડેએ ગુસ્સાથી કહ્યું· "કહેવાય છે કે ઈશ્વરને જેનો વિનાશ કરવો હોય છે તેની બુદ્ધિનો તે પ્રથમથી નાશ કરે છે. સ્લોએ એક રીતે પોતાની રાજદ્વારી કારકીર્દી ઉપર આજથી પાણી ફેરવ્યું છે!"

એટલામાં એક દ્વારમાંથી કર્નલ સ્લોએ હસતે વદને પ્રવેશ કર્યો અને પોતાની બેઠક લેતા કહેવા માંડ્યુ "કયા હય, દોસ્તો! કયા હય! કેમ, આજે બધા ઉદાસ દેખાઓ છો? સાચે જ બધા કાઉંસીલરોના જેવા જ દેખાઓ છો! સમજ્યા! ખુદાનો આભાર માનું છું કે મારી નસમા હજી આઇરીશ લોહી ઉછળે છે! રાજકાજના કામ ચલાવતી વખતે પાયદસ્તમાં જતા હોઇએ એવા નીમાણાં મોઢાં કરવાની શી જરૂર છે? તમને ખબર છે કે સુરેલીના સમયમાં પણ જેઓ હસતા હતા, આનદી દેખાતા હતા અને મોજ ઉડાવતા હતા, તેઓએ જ દિલ્હીને જીત્યો છે? આજે આપણે

એમ માની બેઠા છીએ કે ઉચા અમલદારો ગંભીર ચહેરો ના રાખે અને નિશાળના મહેતાજીની જેમ અમુક ખાસ પોષાક ના પહેરે તો આ દેશ ઉપર બરાબર શાસન થઇ શકે નહીં !"

આમ કહી તેણે પોતાની ખુરશી ફેરવી ગવર્નર જનરલની ખુરશી તરફ મોઢું રાખ્યુ અને ધીમેથી છતા પોતાને જ સંભળાવવાના ઉદ્દેશથી બોલતો હોય તેમ તેણે બોલવા માંડ્યું· "યા ખુદા ! કેટલું બધુ પરિવર્તન ! આજનો એરંડિયા જેવુ મોઢુ લઇને બેઠેલો અને વીશ વર્ષ પહેલાનો કપડાંનો સદંતર ત્યાગ કરી હુગલીમાં નાવા પડનાર અને બરાકપુરથી કલકત્તા સુધી તરી જનાર ડોરીન એક જ હશે એમ કોણ કહી શકે ? વીશ વર્ષ પહેલાં ડોરીન, તુ વાતવાતમાં હસી પડતો અને ગંભીર પ્રસંગને પણ હળવો બનાવતો. વર્ષોના વહેવા સાથે તારી મોજીલી પ્રકૃતિનુ સ્થાન ગભીરતાએ લીધુ કેટલું આશ્ચર્ય ! ડોરીનને પોતાને પણ પોતાની બદલાયેલી પ્રકૃતિ માટે આશ્ચર્ય થતું હશે ! અને આ હોલીડે, જે એક વખત ગફની સાથે સીખ યુદ્ધમાં સામેલ હતો અને રણક્ષેત્રમા બતાવેલી વીરતા માટે જેનો વારવાર ઉલ્લેખ કરવામા આવ્યો હતો તે આજે આવો પાણી જેવો પોચો બની ગયો છે અને સરકારી મહેલમાં પોતાનો અવાજ પણ ઉંચો કરતાં ડરે છે !"

"હું અ અં, લો—"

હોલીડેને આગળ બોલતાં અટકાવી લોએ પોતાના કટાક્ષ ચાલુ રાખ્યા, "અને આ ગ્રાન્ટ પોતાના સ્વતત્ર વિચારો માટે કેટલો પકાતો હતો ? એલ્ફીન્સ્ટનના સમયમાં તે કેટલી આશા આપનાર યુવાન હતો ! અને એ માણસને સરકારીખાતાં મુબઇમાં કુશળતાથી કેમ ચલાવાય છે તે આપણને બતાવવા કલકત્તા લાવવામા આવ્યો છે ! કેટલો અધઃપાત ! મુબઇના ગવર્નરના જમણા હાથમાથી નામદાર અર્લ ઓફ ડલહાઉસીનો મુખ્ય બાબુ અગર કારકુન ! નજરે જોયું ન હોત તો આ પરિવર્તન કોણ માની શકત ?"

"લો," હોલીડેએ ગુસ્સે થઇને તડુકો કર્યો· "આ તારૂં ટોઢ ડહાપણ અગર મૂર્ખાઇ બંધ કર, નહિતર ફરજીયાત બંધ કરાવવુ પડશે ! તું જો એમ માનતો હોય કે ઝાસીની રાણીને આજે અહીં લાવવાના તારા હીચકારા

કેસ ઉપર તું આમ નાટકી દેખાવ કરી પડદો પાડવા માંગતો હોય તો તે તારી ગંભીર ભૂલ થાય છે. ગવર્નર જનરલ અહીં આવશે કે તુર્ત જ હું તેમ જણાવીશ કે સરકારી મહેલમાં ઝાંસીની રાણી હાજર છે."

થોડી વાર અટક્યા પછી લો પોતાની ખુરશીમાંથી ઉઠયો અને ટટ્ટાર થઈ ફરીને હોલીડે તરફ તાકી રહ્યો અને ધીમેથી છતાં નિડરતાથી કહ્યું "હોલીડે! એનિ લો ઉપર બીચકારાપણાનો આક્ષેપ કરનાર કોઈ પણ માણસ તેનાં પરિણામમાંથી છટકી શક્યો નથી! માટે જો તું તુર્ત જ આ આક્ષેપ પાછો નહીં ખેંચી લે તો આ કામકાજ પૂરું થઈ રહ્યા પછી હું સંતોષકારક બદલો લીધા વગર રહીશ નહીં!"

આવી અણધારી ધમકીથી સહેજ ડરી જઈ ડેરીને કહ્યું: "લો, તારી આ બધી બહાદુરી જવા દે અને જરા સમજુ થા. હોલીડે અગર તો આપણામાંથી બીજો કોઈ પણ તારી હિમ્મત વિષે શંકા કરવા માગતો નથી. પરંતુ તારી અક્કલ-બુદ્ધિ-સમજ વિશે અમોને ગંભીર શંકા થાય છે."

"મારામાં બુદ્ધિ અગર સમજ છે કે કેમ તે તો પછી પણ નક્કી થઈ શકશે, ડેરીન, પરંતુ મારામાં હિમ્મત નથી એમ કહેવા બદલ હોલીડેને સત્વર માફી માગવી પડશે. ગમે તો હોલીડે પોતાના શબ્દો પાછા ખેંચી લીએ, અગર તો આ એક પૂરી થાય કે તુર્ત જ મારી સાથે દ્વંદ્વ યુદ્ધમાં ઉતરે!"

હોલીડેએ ચીડાઈને કહ્યું: "લો, જો તને આટલું બધું લાગી આવતું હોય તો હું મારા શબ્દો પાછા ખેંચી લઉં છું. તે મને બરાબર ઓળખ્યો નથી; નહિતર તારી હિમ્મત બદલ મને શંકા થાય એવું તું ધારતે જ નહીં. મને તો લાગે છે કે તારામાં વધુ પડતી હિમ્મત છે, જરા ઓછી હોત તો ઠીક હતું. ગવર્નર જનરલને ખબર આપ્યા વગર અગર તો તેની સમ્મતિ મેળવ્યા વગર રાણીને અહીં લાવતાં પહેલાં તારે ખૂબ વિચાર કરવો જોઈતો હતો. તે તો આમ કરીને અમને પણ આ ધાંધલમાં સંડોવ્યા છે. તારાં આ ગાંડપણ ભરેલાં પગલાં માટે અમારે બધાંયને ઠપકો સાંભળવો પડશે તેનું કાંઈ!"

"હોલીડે!" લોએ ઉભાં ઉભાં જ હોલીડે તરફ જોઈ કહ્યું: "આપણે એક બીજાને લગભગ ૩૦ વરસથી ઓળખતા આવ્યા છીએ. એવો એક

પણ પ્રસંગ તને યાદ આવે છે કે જ્યારે જોન લોએ પોતાના કામની જવાબદારી પોતાને માથેથી ઉતારી બીજા કોઇને માથે ઢોળી નાંખી હોય!"

આજ વખતે ડાબી બાજુનું દ્વાર ઉઘડ્યું અને ગવર્નર જનરલનો મીલીટરી સેક્રેટરી દાખલ થયો. તેની પાછળ ગવર્નર જનરલ લોર્ડ દલહાઉસી અંદર આવ્યો અને ચારેય સભ્યોએ ઉભા થઇ તેને સલામ કરી.

લોર્ડ દલહાઉસીએ ત્વરાથી સભ્યો તરફ નજર નાંખી જરા કડકાઇથી સલામ ઝીલી અને પોતાની ખુરશીમાં જઇ બેઠક લીધી. બીજા સભ્યો બેઠા એટલે ગવર્નર જનરલે કહ્યુઃ "કારોબારી કાઉંસીલની આ બેઠક હું ખુલ્લી મૂકું છું." તેનો અવાજ મંદ કાંઇક આંચકાવાળો અને ત્વરિત ગતિવાળો હતો."

કાઉન્સીલના મંત્રી ગ્રાન્ટે રજુ કરેલાં કાગળીયાંમાં જોઇને ગવર્નર જનરલે કામકાજની શરૂઆત કરી.

"ગૃહસ્થો! આજે આપણે પ્રથમ ઝાંસીની બાબત વિચારવાની હોય એમ લાગે છે. કારણ કે તે બીજા બધા પ્રશ્નો કરતાં વધારે અગત્યની છે. તમે સર્વ જો આ બાબતમાં સમ્મત હો તો આપણે પહેલવહેલાં એ જ બાબત હાથ ધરીએ."

આમ કહી લોર્ડ દલહાઉસીએ ઉંચું જોયું અને બીજા સભ્યોએ સમ્મતિ-દર્શક માથાં હલાવ્યાં. ચારે બાજુ દૃષ્ટિ ફેરવ્યા પછી લોર્ડ દલહાઉસીએ ફરીથી કાગળીયામાં જોઇ કહ્યુઃ

"ગયા ડીસેમ્બરમાં જ્યારે હું દૂર બ્રહ્મદેશમાં હતો, ત્યારથી ઝાંસીની બાબત આ સભા આગળ આવેલી છે, પણ તે સંબંધમાં કશો નિર્ણય કરવામાં આવ્યો જણાતો નથી."

"નામદાર, તમે કહો છો તેમ જ છે. મને એમ લાગ્યું કે આ બાબતમાં ગવર્નર જનરલની અંગત જવાબદારી એટલી બધી સંડોવાયલી હતી કે તમારી ગેરહાજરીમાં અમે કાંઇ પણ નિર્ણય કરીએ એ વાજબી નહોતું તેથી જ તમારા આગમન સુધી અમે નિર્ણય કરવાનું મુલતવી રાખ્યું અને પોલીટીકલ એજન્ટને માત્ર એટલી જ સૂચના આપી કે દત્તકની બાબતમાં હિન્દી સરકાર એક યા બીજા પ્રકારે બંધાતી નથી."

ડોરીન તરફ જોઇ સમ્મતિ દર્શાવી લૉર્ડ ડલહાઉસીએ કહ્યું: "હું માનું છું કે એ હુકમો મેજર માલ્કમને મોકલવામાં આવ્યા છે અને તેનો અમલ પણ થયો છે." ગ્રાન્ટ તરફ ફરી તેણે કહ્યું: "મી. ગ્રાન્ટ, કેમ, હું ખરું કહું છું કે નહીં!"

"હા, સાહેબ." પ્રથમ ડોરીન અને પછી લૉર્ડ ડલહાઉસીની સામે જોઇ ગ્રાન્ટે જવાબ દીધો: "અત્યારે બરાબર એવી જ પરિસ્થિતિ છે. સ્થાનિક અમલદારો દત્તક લીધેલા વારસનો સ્વીકાર કરવાની તરફેણમાં જણાય છે, પતાં દત્તકની બાબતમાં આપણે કોઇ પણ રીતે, એક યા બીજી રીતે, બંધાયેલા નથી."

"મી. ગ્રાન્ટ," કાગળીયાં તરફ અને ગ્રાન્ટ તરફ જોતાં લૉર્ડ ડલહાઉસીએ કહ્યું: "આ પ્રકરણને લગતી મુખ્ય બાબતો તમે ફરીથી ટુંકામાં કહી જાઓ તો સારું. તમે આ પ્રકરણ ઉપર વિગતવાર નોંધ તૈયાર કરી છે, એમ આ કાગળીયાં પરથી સમજાય છે."

"એમ જ છે." ગ્રાન્ટે નમ્રતાથી લૉર્ડ ડલહાઉસી પાસેથી ફાઇલ લઇને તેમાં જોતાં જોતાં કહેવા માંડ્યું: "નામદાર! આ પ્રકરણમાં આટલી જ બાબતો વિચારવાની છે. એક તો એ યાદ રાખવાનું છે કે ઝાંસી હમેશાં તાબેદાર સંસ્થાન રહ્યું છે, અને મરાઠાઓ જ્યારે રાજ્યના ઉપરી હતા ત્યારે તેઓને ત્યાંના રાજા સાથે જે પ્રકારનો સંબંધ હતો, તેવા જ પ્રકારનો સંબંધ આપણે પણ ત્યાંના રાજા સાથે છે. સાર્વભૌમ રાજા તરીકેના હક્કોમાં જ્યારે છેલ્લો રાજા સીધા વારસ વગર મૃત્યુ પામે ત્યારે રાજગાદી ઉપર કોને બેસાડવો તે નક્કી કરવાનો હક્ક આવી જાય છે, તે મુદ્દો વિવાદગ્રસ્ત નથી. મરાઠાઓએ હમેશાં એ હક્કનો આગ્રહ રાખ્યો છે અને આપણે પણ મરાઠાઓના જેટલા જ આ બાબતમાં હક્કદાર છીએ. એટલે આપણો આવો હક્ક છે કે નહીં, સાચો સવાલ એ નથી પણ એ હક્કનો ઉપયોગ કરવો ડહાપણભર્યો છે કે નહીં તે છે."

હવે આપણે બીજા મુદ્દા ઉપર આવીએ છીએ. યાદ રાખવાનું છે કે અગાઉ ઝાંસીની ગાદીના વારસને લગતી બે વાર તકરાર થઇ છે, અને આ દરેક પ્રસંગે આપણે જેનો રાજા તરીકે સ્વીકાર કર્યો છે તે રાજકર્તા તરીકે નિષ્ફળ ગયો છે. આ કારણથી આપણે થોડાં વરસ સુધી સંસ્થાનનો

વહીવટ આપણા હસ્તક લીધો હતો અને તેમ છતાં પણ ત્યાંના રાજાઓમાં વિશ્વાસ મૂકવાની આપણી રાજનીતિ પછીના બનાવોને લીધે યોગ્ય ઠરી નહોતી. અલબત્ત, મર્હૂમ મહારાજ ગંગાધરરાવ પ્રજાપ્રિય હતા એ વાત નિર્વિવાદ છે. ઝાંસી પ્રથમ સુબેદાર હસ્તક હતું, તેમાંથી તેને રાજ્ય બનાવ્યું અને ઝાંસીના સુબેદારને રાજા તરીકે આપણે માન્ય રાખ્યો તે સંજોગો પણ ધ્યાનમાં લેવા જેવા છે. આ રાજ્ય સાથેનો આપણો પ્રથમ સંબંધ તે વખતના રાજા શિવરાવભાઉ અને આપણી વચ્ચે અંગત સંબંધના રૂપમાં હતો અને આ સરદાર અને તેના પુત્ર રામચંદ્રરાવ સાથે આપણે જે બે કરારો કર્યા, તેમાં આ સામાન્ય સંબંધ ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. રાજા ગંગાધરરાવનાં તાજેતરનાં અવસાન પછી અત્યારની પરિસ્થિતિ એવી છે કે શિવરામભાઉ અને રામચંદ્રરાવના વંશનો છેલ્લો સીધો વારસ રહ્યો નથી. દત્તક લીધેલો વારસ કુમાર આનંદ, જેનો સ્વીકાર કરવા માટે રાણી લક્ષ્મીબાઈએ અત્યંત નમ્રતાપૂર્વક અરજ ગુજારી છે તે મર્હૂમ રાજાનો દૂરનો સગો થાય છે."

વધારે માહિતી માટે ગ્રાન્ટે કાગળીયાં ફેરવ્યાં; એટલામાં બોલવાની તક શોધી રહેલો ડોરીન બોલી ઉઠ્યોઃ "મી. ગ્રાન્ટ, આ બાબતમાં મને યાદ છે તે પ્રમાણે જ્યારે જ્યારે આ સંસ્થાનનો વહીવટ દેશીઓના હાથમાં રહ્યો છે, ત્યારે ત્યારે સંસ્થાનની ઉપજ ઘટી ગઈ છે અને આપણે જ્યારે તેનો વહીવટ સંભાળતા હતા ત્યારે તેની ઉપજ વધી છે અને રાજ્યની નાણાંસ્થિતિ સુધરી છે; કેમ ખરૂં કે નહીં?"

"સામાન્ય રીતે આ પ્રશ્નનો હકારમાં ઉત્તર આપી શકાય." ગ્રાન્ટે જવાબ આપ્યો.

"પણ, ગૃહસ્થો," ત્વરાથી લો વચમાં બોલી ઉઠ્યોઃ "રાજ્યની ઉપજ વધી, પણ પ્રજાનું શું થયું? પ્રજાની આબાદી વધી ખરી કે? રાજ્યની ઉપજ શી રીતે વધી તે જાણો છો? દેશ ઉપર–પ્રજા ઉપર કાયમી જમાબંદીનો ગેરવાજબી બોજો પડ્યો અને મહેસૂલ ન આપી શકવા માટે ઘરબાર વગરના થઈ પડેલા ખેડુતોથી રાજ્યની જેલો ભરાઈ ગઈ! પ્રજાને પાયમાલ કરી રાજ્યની તીજોરી તર કરવામાં આવી એમ જ ને!"

"ઓર્ડર! ઓર્ડર!" લોર્ડ ડલહાઉસીએ તીવ્રપણે કહ્યુંઃ "કર્નલ લો! મુદ્દાની બાબત ધ્યાનમાં રાખી તેને જ લગતી ટીકા કરો." ગ્રાન્ટ તરફ

જોઈ તેણે કહ્યું "મર્હૂમ રાજાને સ્વતંત્રપણે રાજવહીવટ સોંપ્યો તે પહેલાં આપણે કેટલાં વર્ષ સુધી ઝાંસીનો વહીવટ ચલાવ્યો?"

"આશરે છ વર્ષ સુધી; નામદાર; અને તે દરમ્યાન રાજ્યની ઉપજમાં ઘણો જ વધારો થયો અને વહીવટ પણ ઘણી જ કુશળતાથી ચાલતો હતો.

"મર્હૂમ રાજાના શાસનકાળની શરૂઆતથી એટલે કે તેણે ગેરવહીવટ ચલાવ્યાનો પુરાવો મળ્યો તે પહેલાં કયા ખાસ કારણોને લઇને આપણે રાજ્યનો અંકુશ આપણા હસ્તક રાખ્યો હતો?" લોર્ડ ડલહાઉસીએ પ્રશ્ન કર્યો.

"નામદાર, રાજા ગંગાધરરાવનો આપણે વાસ્તવિક સ્વીકાર કર્યો તે પહેલાં સંસ્થાન આપણા હાથમાં હતું અને તેનું કારણ એ હતું કે તેની પહેલાંના રાજાના મૃત્યુ પછી વારસ સંબંધી તકરાર ઉભી થઇ હતી. એટલે નવો આવનાર રાજા સંસ્થાનનો વહીવટ સંભાળવા લાયક છે એવો આપણને સંતોષ થવો જ જોઇએ, ખાસ કરીને આગલા રાજાના સમયમાં રાજવહીવટની શોચનીય દશા જોતાં આપણને એવી ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. તપાસ કરતાં એમ માલુમ પડ્યું કે રાજા ગંગાધર નબળા મનના હતા, એટલે જ્યાં સુધી તે રાજ્યમાં ગેરવહીવટ નહીં ચલાવે તેની ખાતરી મળે ત્યાં સુધી રાજ્યનો અંકુશ આપણી પાસે રાખવાનું ઠરાવ્યું હતું. ૧૮૪૨ માં આપણે રાજા ગંગાધરરાવને વહીવટ સોંપવામાં વાંધો નથી એવા નિર્ણય ઉપર આવ્યા હતા."

"જ્યારે આપણે ગંગાધરરાવને ઝાંસી પાછું આપ્યું," ગ્રાન્ટને ઉદ્દેશીને લોર્ડે કહ્યું: "ત્યારે તેમાંથી સારો સરખો મુલક આપણે રાખી લીધો એ ખરૂં કે? બુંદેલખંડમાં શાંતિ જાળવવા માટે રાખેલા લશ્કરના ખર્ચના અમુક ભાગ પેટે એટલો મુલક કાયમને માટે આપણે લઇ લીધો ખરૂંને?"

"બુંદેલખંડનું લશ્કર ઝાંસી જેવાં નાનાં રાજ્યોનું રક્ષણ કરવા માટે જ ખાસ ઉભું કરવામાં આવ્યું હતું." હોલીડેએ સરકારની રાજનીતિનો બચાવ કર્યો.

"બરાબર, બરાબર!" લોર્ડે અક્કડ થઇ બીજા સભ્યોની સામે જોઇ કહ્યું: "જે રાજાઓએ એ લશ્કરના રક્ષણનો લાભ લીધો તેમની પાસેથી તે નિભાવવાનું ખર્ચ વસુલ કરવાનો આપણો હક્ક છે. એ વાતની ના નથી,

પણ એ લશ્કરે રાજાઓને જે મદદ આપી તેની કિમ્મત કોણે નક્કી કરી અને આ પ્રશ્ન કાંઇ હું એકલો પૂછું છું એમ નથી, બુંદેલખંડના અને હિન્દના બીજા રાજાઓ પણ આ પ્રશ્ન પૂછી રહ્યા છે! ઝાંસીનો આ છેલ્લો રાજા જેને નબળા મનનો ધારવામાં આવે છે તેને આ બાબતમાં કાંઇ પૂછવામાં આવ્યું હતું? અને લશ્કરના ખર્ચ પેટે જે પ્રદેશ કાયમને માટે આપણને મળ્યો તેની પસંદગી શું ગંગાધરરાવે કરી હતી? શું ગંગાધરરાવે રાજીખુશીથી એ મુલક આપણને આપ્યો હતો? અગર તો શું એમ નથી કે આપણે જ એના રાજ્યમાંથી સારામાં સારો પ્રદેશ લઇ લીધો અને આપણને ન ગમ્યો તે પ્રદેશ તેને માટે રાખ્યો?"

"ઓર્ડર! ઓર્ડર!" લોર્ડ ડલહાઉસીનો અવાજ ગાજી ઉઠ્યો: "કર્નલ લો! તમારી ભૂલ થાય છે! તમારા પુરોગામીઓ અને સાથીદારોની શુભ નિષ્ઠામાં શંકા કરવામાં અવિવેક અને અનુદારતા રહેલાં છે. અત્યારે આપણે જે બાબતની ચર્ચા કરીએ છીએ તે બાબતને આ સવાલો સાથે કાંઇ સંબંધ નથી અને એવા પ્રશ્નો હું પૂછવા નહીં દઉં. એ તો ભૂતકાળની બાબત છે અને ભૂતકાળની સાથે જ તે ભૂલાઇ જવી જોઇએ."

"નામદાર!" લોએ ઉભા થઇને કહેવા માંડ્યું: "તોપણ એટલું તો દફતરમાં નોંધાઇ રહેવું જોઇએ કે બીજું કોઇ નહીં તો હું એકલો પણ કેટલાક દેશી રાજ્યો પરત્વે મારા પુરોગામીએ જે પગલાં લીધાં છે તેને સમ્મતિ આપતો નથી. જેવું વાવશો તેવું જ લણશો! નામદાર! જેને ભૂતકાળની વાત કહી ભૂલી જવાનું કહો છો એ ભૂતકાળ કોઇ દહાડો કબરમાંથી ઉઠી આપણને સ્તબ્ધ કરી નાંખશે!"

આટલું કહી લો પોતાની ખુરશીમાં બેસી ગયો.

"કર્નલ લો!" લોર્ડ ડલહાઉસીએ જરા કડકાઇથી કહ્યું: "તમે શું કહેવા માગો છો તે સ્પષ્ટ કરો"

"નામદાર!" લોએ ધીમેથી પણ ગંભીરતાથી જવાબ આપ્યો: "મારા કહેવાનો આશય એ છે કે જેટલા પ્રમાણમાં આપણે દેશી રાજાઓમાં શ્રદ્ધા રાખીશું અને તેમનો વિશ્વાસ સંપાદન કરીશું, તેટલા પ્રમાણમાં આપણા મુલક ઉપર આપણી હકુમત ટકાવી રાખવાની આપણને ખાત્રી મળશે."

લોર્ડ ડલહાઉસીએ એકાએક ઉભા થઇ અધિરાઇથી આમ તે આંટા મારવા માંડ્યા. એકાએક તે લોની પાસે જઇ અટકયો અને ત્વરાથી છતાં કાંઇક સંક્ષોભથી તેને ઉદ્દેશીને કહેવા માંડ્યું: "કર્નલ લો! તમારી લાગણી–ભાવના પ્રશંસનીય છે, પરંતુ તમને વર્તમાન રાજદ્વારી પરિસ્થિતિનો યથાર્થ ખ્યાલ નથી; આ દેશમાં આપણા આગમનથી, આપણો તેવો ઇરાદો હોય કે ન હોય, છતાં નવાંજ બળો અસ્તિત્વમાં આવ્યાં છે! આપણા આશયો ગમે તે હોય, છતાં આપણે નવાં ધોરણો ઉત્પન્ન કરીએ અને સૈકાજૂની જરૂરીઆતોને પોષીએ છીએ! મોગલ સત્તા શા માટે નષ્ટ થઇ? તેની આગળ જે નવી માગણીઓ રજુ કરવામાં આવી તેને તે સંતોષી શકી નહીં માટે. મોગલ પાદશાહોમાં અગર શાસકોમાં નવા યુગના બદલાતા સંજોગો અને જરૂરીઆતોને અનુકૂળ થવાની શક્તિ ન હોતી. કર્નલ લો! જો આપણે ભૂતકાળ તરફ ઓછું લક્ષ આપીશું અને વર્તમાનનો વધારે વિચાર કરીશું તો જ આપણે ફતેહ મેળવીશું." લોની ખુરશી આગળ જઇ લોર્ડ ડલહાઉસીએ કહેવા માંડ્યું: "કર્નલ લો! જેના માટે તમને આટલું મમત્વ છે તે આ નાનકડાં રાજ્યોમાં સ્વાર્થાંધતા અને ગેરવહીવટ સિવાય બીજું શું જોવામાં આવે છે? આ નાનાં રાજ્યો આ દેશની પ્રગતિનો માર્ગ રૂંધે છે અને આ વિશાળ દેશના ભાવિની જેઓ સુંદર કલ્પના કરે છે તેના કાર્યને અવરોધે છે. સમય એવો આવ્યો છે કે જ્યારે સંગઠનની, કેળવણીની, પદ્ધતિની, કુશળતાની અને અવરજવરનાં સારાં સાધનોની જરૂર છે; અને જો આપણે આ દેશનો પ્રગતિકારક વહીવટ કરવાનાં આ પ્રાથમિક સાધનો પૂરાં ન પાડીએ, તો આપણો અમલ પણ મોગલોના જેટલો જ ટુંકજીવી નીવડશે!" લોર્ડ ડલહાઉસી આટલું કહી પોતાની ખુરશી પર જઇ બેઠો અને પછી તમામ સભ્યોને સંબોધીને બોલ્યો: "ગૃહસ્થો! મારૂં આ દૃષ્ટિબિન્દુ છે અને તે અનુસાર હું વર્તવાનો છું; પછી અમે તો મને વિજય મળે યા પરાજય મળે પણ, ચાલો, હવે આપણે આપણું કામ આગળ ચલાવીએ. આ બધી સામાન્ય ચર્ચા કરવામાં આપણે વધુ પડતો વખત કાઢયો છે."

"નામદાર," પોતાને બોલવાની તક મળવાથી ખુશી થતો ઉરીન બોલ્યો: "આ બાબતમાં મારી સમજ એવી છે કે સતારાના પ્રકરણમાં

ડીરેકટરોની કોર્ટે નક્કી કરેલો અને હમણાં જ આપણે નાગપુરના ભોંસલે કુટુમ્બની ગાદીના વારસ સંબંધમાં જેને અનુસર્યા છીએ તે સિદ્ધાંત બરાબર છે. આપણને ઝાંસી ખાલસા કરવાનો સંપૂર્ણ હક્ક છે અને તેની રૂઇએ આપણે ઝાંસી સંસ્થાન ખાલસા કરવુ જોઇએ, અને તેના બદલામાં રાણીને સારૂં સરખું પેન્શન–આપવુ; કે જેથી તેની સઘળી માગણીઓ પૂરી પડે અને વાજબી ઇચ્છાઓ સંતોષાય."

"મી૦ ડોરીન ! તમારો ઉપકાર થયો !" લોર્ડ ડલહાઉસી ગેલમાં આવી બોલી ઉઠયો "તમારા અને મારા વિચારો બરાબર મળતા આવે છે." હાલીડે અને લો તરફ જોઇને તેણે પૂછ્યું: "કાઉંસીલના બીજા સભ્યો કાંઇ કહેવા માગે છે ?"

"નામદાર !" હાલીડેએ આતુરતાથી ટાપસી પૂરી: "હુ તમો નામદાર અને મી૦ ડોરીનના મત સાથે પૂરેપૂરો સમ્મત છુ."

બધા સભ્યોએ લો સામે જોયું. લો કાંઇક ઊંડા વિચારમાં પડેલો લાગતો હતો. તેના તરફ જોઇ કંઇક ચીઢાઇને લોર્ડ ડલહાઉસીએ પૂછ્યું: "વારૂ, કર્નેલ લો ! તમારે કશુ જ ના કહેવાનું હોય તો અમારા સર્વના મત સાથે તમે મળતા આવો છો એમ જ હું માની લઇશ; અને જો એમ હોય તો ઝાંસી ખાલસા કરવુ એવી નોંધ લેવાની જ મારે ગાટે બાકી રહે છે. પછીથી હું ડીરેકટરોને મોકલવા માટે આવી મતલબની ભલામણ તૈયાર કરીશ અને એમ કરવાના કારણો વિસ્તારથી દર્શાવીશ. એ છેવટનો પત્ર ડીરેકટરોને મોકલવામાં આવશે તે પહેલાં મી. ગ્રાન્ટ તેનો કાચો ખરડો તમારી જાણ માટે ફેરવશે."

ઇરાદાપૂર્વક બોલતો હોય તેમ લોએ જવાબ આપ્યો: "નામદાર ! આપે પ્રજાના હિતની વાત કરી તે ઉપર હું વિચાર કરતો હતો; અને વિચાર કરતાં મને લાગ્યુ કે આપણે ઝાંસી ખાલસા કરીએ તે પહેલાં ત્યાંની પ્રજા, રાણી અને તેના દત્તક વારસના અમલ તળે રહેવાને બદલે આપણા અમલ તળે રહેવાનું પસંદ કરે છે કે કેમ તે જો આપણે નક્કી કરવા યત્ન કરીએ તો ઘણું સારૂં થાય !"

એકાએક ખુરશી પરથી ઉઠી અને આવેશમાં આવી લોર્ડ ડલહાઉસીએ કહ્યુ· "કર્નલ લો ! હું તમને આ છેલ્લી વાર કહી દઉ છુ કે

તમે આ અપમાનકારક આક્ષેપો કરતાં બંધ પડો, નહિતર મારે તમારે વિષે ડીરેકટરોને તાત્કાલિક લખવાની દુઃખદાયક ફરજ બજાવવી પડશે."

ધીમેથી પણ મક્કમપણે ઉભા થતાં લોએ જવાબ આપ્યો: "જો આપ નામદાર એમ કહેવા માગતા હો કે આ કાઉન્સીલમાંથી મને રાજીનામું આપવાની ફરજ પાડવામાં આવશે, તો નામદારે એ તસ્દી લેવાની જરૂર નથી. રાજીનામું મારા ગજવામાં તૈયાર છે." આમ કહી તેણે કોટના અંદરના ગજવામાંથી સીલબંધ લખોટો કાઢી લોર્ડ ડલહાઉસી સામે ધરી રાખ્યો અને આગળ ચલાવ્યું; "અને હું તે તમો નામદારને તુર્ત જ આપી દેવા તૈયાર છું; પણ તે માત્ર એક જ શરતે."

"લો અને બીજા સભ્યો તરફ અત્યંત આશ્ચર્યથી જોતાં લોર્ડ ડલહાઉસીએ કહ્યું: "કર્નલ લો ! તમે કહો છો તેમાં મને સમજ નથી પડતી. તમારા મનમાં શું છે તે ખુલાસાથી જણાવો."

પોતાની ખુરશી પરથી ઉઠી ગ્રાન્ટની ખુરશીની પાછળ આવી લોએ ઊંડી છતાં દબાએલી લાગણીથી કહેવા માંડ્યું: "નામદાર ! હિંદુસ્તાનમાં નોકરી કરતાં મને ૪૦ વરસ થઇ ગયાં; અને આજે જેઓના હાથમાં પહીવટની લગામ છે; તેઓ જો એમ માનતા હોય કે હું હવે નિરૂપયોગી છું અને જૂના જમાનાનો છું; તો હું એક મર્દ તરીકે રાજીનામું આપી ખસી જવા તૈયાર છું. પણ જો મારે અત્યારે રાજીનામું આપવાનું જ હોય તો આપ નામદારે મારી પ્રતિષ્ઠાને શોભે એવી રીતે આ જગ્યા ઉપરથી ખસી જવાનો મને સંતોષ આપવો જોઇએ, એટલે જ મેં શરત મૂકી છે."

થોડી વાર સુધી કોઇ કાંઇ બોલ્યું નહીં. બધા લો તરફ જોઇ રહ્યા. લો લોર્ડ ડલહાઉસી તરફ જોઇ રહ્યો હતો. આખરે લોર્ડ ડલહાઉસી પોતાની ભ્રમર સંકોચી ખુરશી પરથી ઉભો થઇ પાછળની બારીએ જઇ ઉભો રહ્યો.

લો તેની પાછળ ગયો અને છેક નજીક જઇ ધીમેથી લોર્ડ ડલહાઉસીને ઉદ્દેશીને કહેવા લાગ્યો: "નામદાર ! ગઇ રાત્રે મારા એક વહાલા મિત્રનો પુત્ર જે રાજદ્વારી ખાતામાં અમલદાર છે તે મને મળવા આવ્યો. આ અમલદારને મેંજ તાલીમ આપેલી અને તેની કારકીર્દીમાં હું મમતાથી રસ લેતો આવ્યો છું. આ અમલદારનું નામ મેજર એલીસ છે અને તે બુંદેલખંડમાં આસીસ્ટંટ પોલીટીકલ એજન્ટ છે અને ઝાંસીનું કારભાર

તેના હસ્તક છે, તે માણસ પોતાની કારકિર્દીને ભોગે ઝાંસી રાજ્ય ખાલસા થતુ અટકાવવા મને સમજાવવા માટે અહીં સુધી આવ્યો છે. ઝાંસીની રાણી અને કુમારસાહેબ બન્ને કલકત્તામાં હોઇને ગઇ રાત્રે તે તેમને પણ મારી પાસે લાવ્યો હતો. એનું એવું માનવુ છે કે જો આપણે કુમારનો વારસ તરીકે સ્વીકાર નહીં કરીએ અને રાજ્ય ખાલસા કરીશું તો તે ગંભીર રાજદ્વારી ભૂલ થઇ પડશે. સદાશિવરાવ ભાઉના સમયથી અદ્યાપિ પર્યંત ઝાંસીના રાજાઓની આપણુ તરફની વફાદારી તેણે સિદ્ધ કરી આપી, એટલુંજ નહીં, પણ ઓરછાનાં પડોશી રાજ્યનો એવો દાખલો પણ રજુ કર્યો. ઓરછામાં આપણે આવાજ સંજોગોમાં દત્તકનો રાજગાદીના વારસ તરીકે સ્વીકાર કર્યો છે એ વાત તેણે મને યાદ આપી. મેજોર એલીસની આ આગ્રહભરી વિનતિની મારા મન ઉપર જે ઊંડી છાપ પડી છે તે હું આપ નામદારને જણાવી શકું એમ નથી. આજે સવારે તે પોતાની કામગીરી ઉપર પાછો ફર્યો ત્યારે તેના છેવટના શબ્દો, જે એટલી તો ગંભીરતાથી ઉચ્ચારવામાં આવ્યા હતા કે તેનો પડઘો મારા મનમાંથી હજી ગયો નથી, તે તમારા કાન ઉપર ન નાખું તો મારૂં કર્તવ્ય અધુરૂં રહી જાય. આ રહ્યા એ શબ્દો, "દત્તકની બાબતમાં તેમની ધાર્મિક માન્યતાઓની અવગણના કરીને આપણી સાથે મૈત્રી ધરાવતાં રાજકુટુંબોનું જો આપણે અપમાન કરીશું તો પછી જ્યારે તોફાન ફાટી નીકળશે ત્યારે ઇશ્વરની સહાય ઉપર જ આપણે આધાર રાખવો પડશે!"

લોર્ડ ડેલહાઉસીએ જરા માથુ ફેરવીને પૂછ્યું: "કર્નલ લો, તમે શું ઇચ્છો છો,તે સ્પષ્ટ કહો."

"નામદાર!" લોએ વધારે નજીક આવી અને લાગણીના ઉભરાને દબાવીને કહ્યું: "મારી એક જ વિનતિ છે કે તમે રાણીની એક વખત મુલાકાત લીઓ. ભલે દત્તક સંબધી તમારો નિર્ણય ગમે તે હોય, છતાં તમે તેને એક વખત જરૂર મળો. કાંઇ નહીં તો સાહેબ, ઝાંસીની આફત ટાળવા માટે રાણીએ પોતાનાથી બન્યું તેટલું બધુ કર્યું છે; એટલો સંતોષ તો આપણે તેને જરૂર આપીએ. આપણે કરેલો નિર્ણય તેના હિતની વિરુદ્ધ હોય, તો પણ એ નિર્ણય કરવાની પાછળ જે રાજકીય કારણો રહેલાં છે તે આ દેશમાં સર્વથી ઉંચો હોદ્દો ધરાવનાર-તમારી પાસેથી સાંભળવાની આપણે તેને તક આપીએ તો સારૂ. આમ કરવાથી તે સમજી શકશે કે ફિરંગી લોકો આપણને ધારે છે તેવા આપણે સામાન્ય ચોર લૂંટારા નથી.'"

તમે આ અપમાનકારક આક્ષેપો કરતાં બંધ પડો, નહિતર મારે તમારે વિષે ડીરેક્ટરોને તાત્કાલિક લખવાની દુઃખદાયક ફરજ બજાવવી પડશે."

ધીમેથી પણ મક્કમપણે ઉભા થતાં લૉએ જવાબ આપ્યોઃ "જો આપ નામદાર એમ કહેવા માગતા હો કે આ કાઉન્સીલમાંથી મને રાજીનામું આપવાની ફરજ પાડવામાં આવશે, તો નામદારે એ તસ્દી લેવાની જરૂર નથી. રાજીનામું મારા ગજવામાં તૈયાર છે." આમ કહી તેણે કોટના અંદરના ગજવામાંથી સીલબંધ લખોટો કાઢી લોર્ડ ડલહાઉસી સામે ધરી રાખ્યો અને આગળ ચલાવ્યું; "અને હું તે તમો નામદારને તુર્ત જ આપી દેવા તૈયાર છું; પણ તે માત્ર એક જ શરતે."

"લૉ અને બીજા સભ્યો તરફ અત્યંત આશ્ચર્યથી જોતાં લૉર્ડ ડલહાઉસીએ કહ્યું: "કર્નલ લૉ! તમે કહો છો તેમાં મને સમજ નથી પડતી. તમારા મનમાં શું છે તે ખુલાસાથી જણાવો."

પોતાની ખુરશી પરથી ઉઠી ગ્રાન્ટની ખુરશીની પાછળ આવી લૉએ ઊંડી છતાં દબાએલી લાગણીથી કહેવા માંડ્યું: "નામદાર! હિંદુસ્તાનમાં નોકરી કરતાં મને ૪૦ વરસ થઇ ગયાં; અને આજે જેઓના હાથમાં વહીવટની લગામ છે; તેઓ જો એમ માનતા હોય કે હું હવે નિરુપયોગી છું અને જૂના જમાનાનો છું; તો હું એક મર્દ તરીકે રાજીનામું આપી ખસી જવા તૈયાર છું. પણ જો મારે અત્યારે રાજીનામું આપવાનું જ હોય તો આપ નામદારે મારી પ્રતિષ્ઠાને શોભે એવી રીતે આ જગ્યા ઉપરથી ખસી જવાનો મને સંતોષ આપવો જોઇએ, એટલે જ મેં શરત મૂકી છે."

થોડી વાર સુધી કોઇ કાંઇ બોલ્યું નહીં. બધા લૉ તરફ જોઇ રહ્યા. લૉ લૉર્ડ ડલહાઉસી તરફ જોઇ રહ્યો હતો. આખરે લૉર્ડ ડલહાઉસી પોતાની અધર સંકોચી ખુરશી પરથી ઉભો થઇ પાછળની બારીએ જઇ ઉભો રહ્યો.

લૉ તેની પાછળ ગયો અને છેક નજીક જઇ ધીમેથી લૉર્ડ ડલહાઉસીને ઉદ્દેશીને કહેવા લાગ્યોઃ "નામદાર! ગઇ રાત્રે મારા એક વહાલા મિત્રનો પુત્ર જે રાજદ્વારી ખાતામાં અમલદાર છે તે મને મળવા આવ્યો. આ અમલદારને મેંજ તાલીમ આપેલી અને તેની કારકીર્દીમાં હું મગરૂબીથી રસ લેતો આવ્યો છું. આ અમલદારનું નામ મેજર એલીસ છે અને તે બુંદેલખંડમાં આસીસ્ટંટ પોલીટીકલ એજન્ટ છે અને ઝાંસીનું પ્રકરણ

તેના હસ્તક છે, તે માણસ પોતાની કારકિર્દીને ભોગે ઝાંસી રાજ્ય ખાલસા થતું અટકાવવા મને સમજાવવા માટે અહીં સુધી આવ્યો છે. ઝાંસીની રાણી અને કુમારસાહેબ બન્ને કલકત્તામાં હોઈને ગઈ રાત્રે તે તેમને પણ મારી પાસે લાવ્યો હતો. એનું એવું માનવું છે કે જો આપણે કુમારને વારસ તરીકે સ્વીકાર નહીં કરીએ અને રાજ્ય ખાલસા કરીશું તો તે ગંભીર રાજદ્વારી ભૂલ થઈ પડશે. સદાશિવરાવ ભાઉના સમયથી અદ્યાપિ પર્યંત ઝાંસીના રાજાઓની આપણા તરફની વફાદારી તેણે સિદ્ધ કરી આપી, એટલુંજ નહીં, પણ ઓરછાનાં પડોશી રાજ્યનો એવો દાખલો પણ રજુ કર્યો. ઓરછામાં આપણે આવાજ સંજોગોમાં દત્તકનો રાજગાદીના વારસ તરીકે સ્વીકાર કર્યો છે એ વાત તેણે મને યાદ આપી. મેજોર એલીસની આ આગ્રહભરી વિનતિની મારા મન ઉપર જે ઊંડી છાપ પડી છે તે હું આપ નામદારને જણાવી શકું એમ નથી. આજે સવારે તે પોતાની કામગીરી ઉપર પાછો ફર્યો ત્યારે તેના છેવટના શબ્દો, જે એટલી તો ગંભીરતાથી ઉચ્ચારવામાં આવ્યા હતા કે તેનો પડઘો મારા મનમાંથી હજી શમ્યો નથી, તે તમારા કાન ઉપર ન નાખું તો મારૂં કર્તવ્ય અધુરૂં રહી જાય. આ રહ્યા એ શબ્દો; "દત્તકની બાબતમા તેમની ધાર્મિક માન્યતાઓની અવગણના કરીને આપણી સાથે મૈત્રી ધરાવતાં રાજકુટુંબોનું જો આપણે અપમાન કરીશું તો પછી જ્યારે તોફાન ફાટી નીકળશે ત્યારે ધર્મમાં ઇશ્વરની સહાય ઉપર જ આપણે આધાર રાખવો પડશે!"

– લોર્ડ ડેલહાઉસીએ જરા માથું ફેરવીને પૂછ્યું: "કર્નલ લો, તમે રાજ ઇચ્છો છો, તે સ્પષ્ટ કહો."

"નામદાર!" લોએ વધારે નજીક આવી અને લાગણીના ઉભરાને દબાવીને કહ્યું: "મારી એક જ વિનતિ છે કે તમે રાણીની એક વખત મુલાકાત લીઓ. ભલે દત્તક સંબધી તમારો નિર્ણય ગમે તે હોય, છતાં તમે તેને એક વખત જરૂર મળો. કંઈ નહીં તો સાહેબ, ઝાંસીની આફત ટાળવા માટે રાણીએ પોતાનાથી બન્યું તેટલું બધુ કર્યું છે; એટલો સંતોષ તો આપણે તેને જરૂર આપીએ. આપણે કરેલો નિર્ણય તેના હિતની વિરુદ્ધ હોય, તો પણ એ નિર્ણય કરવાની પાછળ જે રાજકીય કારણો રહેલાં છે તે આ દેશમાં સૌથી ઉંચો ઓધ્ધો ધરાવનાર–તમારી પાસેથી સાંભળવાની આપણે તેને તક આપીએ તો સારૂં. આમ કરવાથી તે સમજી શકશે કે ડેલહાઉસી આપણને ધારે છે તેવા આપણે સામાન્ય ચોર લૂંટારા નથી."

આમતેમ ફરીને નિશ્ચયપૂર્વક લોર્ડ ડલહાઉસીએ કહ્યું: "વારુ! વારુ! કર્નલ લો! હું રાણીને મળીશ; તેના કહેવાની મારા ઉપર અસર થાય એટલા માટે નહીં; પણ આ કમનસીબ પ્રકરણમાં આપણા આશયો તેને સમજાવવા માટે. મી૦ ગ્રાન્ટ! મીલીટરી સેક્રેટરીને કહો કે ઝાંસીની રાણીને મુલાકાત માટે અહીંઆં વહેલી તકે બોલાવવાની ગોઠવણ કરે. ત્યાં સુધી કાઉંસીલનું બાકીનું કામકાજ મુલતવી રહેશે, એટલા માટે કે રાણી સાથેની મારી વાતચીતનો હું હેવાલ કરી શકું. બાકી ખાલસાના સિદ્ધાન્તની બાબતમાં તો આપણે બધા સમ્મત છીએ."

ડોરીન અને હોલીડેએ હકારમાં ડોકાં ધુણાવ્યાં.

"કદાચ, નામદાર!" લોએ ખુલાસો કર્યો: "તમે હમણાં જ રાણીને મળી શકશો. રાણી અત્યારે અહીંઆં જ આ હોલના એક વિભાગમાં છે."

"શું આ હોલમાં છે?" લોર્ડ ડલહાઉસી આશ્ચર્યથી બોલી ઉઠયો.

થોડી વાર સુધી કોઈ કશું બોલ્યું નહીં. લોર્ડ ડલહાઉસીએ ખુરશી પર આવી કાગળીયાં ફેરવતાં ગુસ્સાથી લોને સંબોધીને કહ્યું: "જો તમે આ ગેરવાજબી કાર્ય માટે જવાબદાર હશો, તો યાદ રાખજો: હું તમારા તરફ બિલકુલ દયા બતાવીશ નહીં."

"નામદાર!" કર્નલ લોએ સીલબંધ પેકેટ લોર્ડ ડલહાઉસી તરફ ધરતાં કહ્યું: "તમારે દયા બતાવવાની જરૂર નથી. આ નોકરીનો મને તો ખ્યાલ રહ્યો નથી."

લોર્ડ ડલહાઉસીએ લોના હાથમાંથી પેકેટ લઈ બારી આગળ જઈ બારીમાંથી બહાર જોવા માંડયું અને કયો માર્ગ લેવો યોગ્ય છે તેનો વિચાર કરવા માંડ્યો.

ડોરીન અને હોલીડે પણ ઉભા થઇ ગયા અને એકમેકના તેમ જ લોના મુખ સામે જોઇ રહ્યા.

થોડી વાર પછી લોર્ડ ડલહાઉસીએ ટેબલ આગળ આવી પેકેટ ફાડી નાંખતાં ગ્રાન્ટને ઉદ્દેશીને કહ્યું: "મી. ગ્રાન્ટ, જાઓ રાણીને બોલાવો. આજની બેઠકનું કામકાજ મુલતવી રહે છે."

અને તુર્તજ હોલીડે, ડોરીન, ગ્રાન્ટ અને લો ગવર્નર જનરલને સલામ કરી ચાલતા થયા. લો અતિ ધીમી ગતિએ વારંવાર લોર્ડ ડલહાઉસી તરફ દ્રષ્ટિપાત કરતો જતો હતો.

---




પાંચ મિનિટ જેટલો સમય ભાગ્યે જ વીત્યો હશે, એટલામાં તો લોર્ડ દલહાઉસી કાઉંસીલ ચેંમરમાંથી પોતાની ઓફીસમાં આવી બેઠા અને તુર્ત જ ઝાંસીની રાણી લક્ષ્મીબાઇએ કુમાર દામોદરરાવની સાથે ઓફીસમાં પ્રવેશ કર્યો

આ વખતે લક્ષ્મીબાઇએ ઉત્તર હિન્દના રાજકર્તાની રાણીને શોભે એવો પોષાક પરિધાન કર્યો હતો તેણે પહોળી સૂરવાળ, બદન અને સાડી પહેર્યાં હતા, અને સાડી તેની વિધવા દશાનું સ્મરણ કરાવનાર શ્વેત રંગની હતી, છતા કાશીમાં બનેલા મૂલ્યવાન રેશમની હતી. પગની મોજડીઓ સોનેરી વેલથી દીપી રહી હતી અને સાડીનો છેડો તેના વિશાળ કેશકલાપ અને તેજસ્વી મુખને ઢાંકી રાખવાનો નિષ્ફળ પ્રયત્ન કરતો હતો. સાડીની ઉપર સોનેરી કસબની કિનારીવાળી કાળી શાલ તેના આખાયે શરીરને વીંટી વળી હતી

કુમાર દામોદરરાવ હિન્દુ રાજપુત્રના વેશમાં હતો. તેના કમરબંધમા નાનીશી તલ્વાર લટકતી હતી અને સોનેરી મોજડીનો ચમચમ અવાજ ઓફીસની શાંતિનો ભગ કરતો હતો

રાણીને અંદર પ્રવેશતી જોઇ લોર્ડ દલહાઉસી ખુરશી પરથી ઉઠયો અને રાણીએ કરેલી સલામ અતિશય વિવેકથી ઝીલતાં કહ્યુ "આવો, બેસો, કુમાર દામોદરરાવ, તમે પણ આ ખુરશી પર બેસો'

રાણી અને કુમાર લોર્ડ દલહાઉસીની સામે ખુરશીઓ પર બેઠા પછી લોર્ડ દલહાઉસીએ વાત શરૂ કરવાના આશયથી કુમાર દામોદરરાવને પોતાની પાસે બોલાવી વ્હાલથી તેની પીઠ પપાળતાં લાગણીભર્યાં શબ્દોમા કહ્યુ "કુમાર દામોદરરાવ, તમે તલ્વાર ચલાવતા શીખો છો એમ લાગે છે, અને ઘોડેસ્વારી પણ કરતાં શીખો છો કે નહીં? તલ્વાર અને ઘોડા, બન્નેનો ઉપયોગ સાથેસાથ થઇ શકે છે!"

કુમાર દામોદરરાવે સંકોચને લીધે કાંઇ જવાબ ન આપ્યો; પણ હકારદર્શક ડોકું ધુણાવ્યું.

આ ઉપરથી લૉર્ડ ડલહાઉસીએ મંદ સ્મિત કરીને કહ્યું, "તમે તમારી તલવાર કેવી રીતે ચલાવો છો તે તો બતાવો."

આ ઉપરથી કુમાર દામોદરરાવે લૉર્ડ ડલહાઉસીથી થોડે દૂર જઇ તલવાર ફેરવી બતાવી. તે જોઇ વધુ સ્મિત કરી લૉર્ડ ડલહાઉસીએ કહ્યું "ઘણું સરસ! હવે અહીં આવો અને તમે વાંચવા લખવામાં કેટલા આગળ વધ્યા છો તે જણાવો."

કુમાર દામોદરરાવ તલવાર ફરીથી કમરબંધમાં મૂકી કશો જવાબ ન આપતાં રાણી તરફ જોઇ રહ્યો. આ ઉપરથી રાણીએ પોતે કુમારની વતી જવાબ આપ્યો. "નામદાર! વાંચતાલખતાં તો પછીથી શીખશે. જે કોઇ રાજકર્તા થવાની આશા રાખે છે તેણે પ્રથમ તો રાજકર્તા તરીકેની મુખ્ય કામગીરી જાણી લેવી જોઇએ. વાંચવાલખવાને માટે તો તે જરૂર પડશે ત્યારે પૂરતાં માણસો ભાડે રાખી શકશે, પરંતુ જો તેને લડતાં નહીં આવડતું હોય તો તે રાજા તરીકે ગાદી ઉપર નહીં ટકી શકે, કારણ કે તેના કરતાં વધારે બળવાન માણસો તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકશે!"

કાંઇક વિચારગ્રસ્ત સ્થિતિમાં હોય તેમ લૉર્ડ ડલહાઉસીએ કહ્યું "રાણીજી! મારા પૂર્વજોની પણ એવી જ માન્યતા હતી, અને ૧૦૦ થી થોડાં વધુ વરસો પહેલાં મારા પૂર્વજો ફાંસી કરતાં પણ નાના રાજ્યના સરદારો હતા અને તેઓ સ્કોટલૅંડના રાજાના તાબામાં હોઇને અંગ્રેજો સાથે લડતા હતા તે તમે જાણો છો?"

"ત્યારે શું તમે અંગ્રેજ નથી?" રાણીએ નવાઇ પામી પૂછ્યું.

"ના, રાણીજી," લૉર્ડ ડલહાઉસીએ મંદ હસીને જવાબ આપ્યો "હું અંગ્રેજ રાજાની નોકરી કરું છું અને અત્યારે તો એ રાજા અમારા દેશ—સ્કૉટલૅંડનો પણ રાજા છે. હું અંગ્રેજ વાવટાને સલામ કરું છું, પણ કાંઇ હું અંગ્રેજ નથી. એમ તો તમારા મરાઠા પૂર્વજોને કોઇ કોઇ વાર મુસ્લીમોની સત્તા સ્વીકારવાની ફરજ પડી હતી, તેથી શું તેઓ પોતા જ મુસ્લીમો થયા કહેવાય?"

લક્ષ્મીબાઈએ ધીમે અવાજે મ્રાન્ટ તરફ જોઈ પૂછ્યું; "અને આ ગૃહસ્થ શું અંગ્રેજ છે!"

"હાજી, મી મ્રાન્ટ!' લોર્ડ ડલહાઉસીએ હસીને જવાબ આપ્યોઃ "એ પણ મારી જેમ સ્કોચીશ છે. જ્યારે અમોને એટલે સ્કોચીશ પ્રજાને લાગ્યું કે ઈંગ્લીશ રાજા સાથે લડવું તેના કરતાં તેની સાથે મળી કામ કરવામાં ઘણો વધારે લાભ છે; ત્યારે અમે બધા સ્કોટ લોકોએ બની શકે તેટલો વધારે લાભ લેવા માટે અંગ્રેજ વાવટા નીચે નોકરી સ્વીકારી લીધી અને પરિણામે આજે જ્યાં જ્યાં અંગ્રેજ સરકારની સત્તા છે ત્યાં ત્યાં લડવૈયા તરીકે, મહેસુલી અમલદારો તરીકે અને પ્રોફેસરો, પાદરીઓ, ન્યાયાધીશ તથા દાકતરો વગેરે બીજાં મુલ્કી કામગીરીમાં સ્કોટલંડનાં માણસોને તમે જવાબદાર ઓદ્દાઓ ઉપર જોઈ શકશો."

રાણીએ ગુંચવાઈને પૂછ્યું, "ત્યારે શું લો સાહેબ તમારી અને આ ગૃહસ્થની પેઠે એક જ પ્રજાના છે!"

"અરે! ના, ના." લોર્ડ ડલહાઉસીએ ત્વરાથી ઉત્તર આપ્યો; "કર્નલ લોના પૂર્વજો ઈંગ્લંડની નજીકના છતાં તદ્દન ભિન્ન એવા જુદા જ દેશમાંથી ઈંગ્લંડમાં આવેલા છે. એ દેશનું નામ આયર્લેન્ડ છે અને એ દેશની પ્રજા હજી પણ અંગ્રેજો સાથે બહુ મિત્રાચારી ધરાવતી નથી, જો કે તેઓમાંના ઘણાઓ અમારી જેમ ઈંગ્લંડના રાજાની નોકરી કરે છે."

"નામદાર! ત્યારે," રાણીએ ખુરશી પરથી ઉભાં થઈ એકાએક જોરથી કહ્યું "ત્યારે તો જયસિંહ અને બીજા હિંદુ રાજાઓ, જેમણે મોગલોનું દાસત્વ સ્વીકારી પોતાના ભાઈ જેવા હિંદુ રાજાઓ સાથે લડાઈ કરી તેમનામાં અને તમારામાં કશો પણ તફાવત નથી."

લોર્ડ ડલહાઉસીએ આ ટકોર સાંભળી ખુરશી પરથી ઉઠી બારી આગળ જઈ ફરીને અઢેલીને ઉભા રહી રાણીને બેસી જવાની ઇસારત કરી કહ્યું "તમે અત્યારે જે વાત કરી છે તેની સાથે સબંધ ધરાવતો મારા કુટુમ્બના ઈતિહાસનો એક પ્રસંગ હું તમને કહીશ."

"રાણી સાહેબ! મેં તમોને કહ્યું તેમ મારા પૂર્વજોએ પોતાની સર્વ શક્તિ અંગ્રેજો સાથે લડવામાં ખર્ચી નાંખી, કારણ કે અમારી કૌટુમ્બિક

જમીન-જાગીર સ્કોટલેંડ અને ઇંગ્લાંડની સરહદ પર આવેલી હતી. એક વખત સ્કોટલેંડ ઉપર પ્રબળ ઇંગ્લીશ લશ્કરે આક્રમણ કર્યા પછી મારા એક પૂર્વજ, જેને અંગ્રેજોએ હાંકી કાઢ્યા હતા અને જેણે ગુફાઓમાં આશ્રય લીધો હતો તેણે અંગ્રેજોની ગફલતનો લાભ લઇને તેમની પાસેથી એક વિખ્યાત કિલ્લો લઇ લીધો. આ વીરતા બદલ તે વખતના સ્કોટલેંડના રાજાએ તેને એ કિલ્લાનો અને તેની આજુબાજુના પ્રદેશનો અધિકાર સોંપ્યો. હવે આજ કિલ્લા ઉપર અધિકાર જમાવવા માટે એક બીજું સ્કોટીશ કુટુંબ દીર્ઘ કાળથી લોભ રાખી રહ્યું હતું અને તેથી જ્યારે મારા પૂર્વજના અધિકારમાં એ કિલ્લો મૂકાયો ત્યારે તેને અત્યંત ખોટું લાગ્યું. અને અલ્પ સમયમાં જ મારો પૂર્વજને તેની ખંધાઇનો ભોગ થવું પડ્યું. કિલ્લા ઉપર આક્રમણ કરી મારા એ પૂર્વજને બંદીવાન બનાવવામાં આવ્યા અને છેવટે અન્ન વગર તેને કેદમાં જ મૃત્યુ પામવાનો વખત આવ્યો."

રાણીની સહેજ નજીક જઇ લોર્ડ ડલહાઉસીએ વાત પૂરી કરી; "રાણીસાહેબ! વાતનું તાત્પર્ય એ છે કે દુસ્મનો તરફથી માણસને સહન કરવું પડે, તેટલુંજ મિત્રો તરફથી પણ સહન કરવું પડે છે; અને જ્યારે લોકો મુખ્યત્વે યુદ્ધ ખાતર જ-લડવા ખાતર જ જીવતા હોય ત્યારે તેઓ દુસ્મનો ઉપર તૂટી પડવા જેટલા તૈયાર હોય છે, તેટલાજ તત્પર પોતાના મિત્રો ઉપર તૂટી પડવા પણ હોય છે." આટલું કહી તે પોતાની ખુરશીને અઢેલીને ઉભો રહ્યો.

ખુરશીમાંથી ફરીથી ઉભી થઇ જઇ રાણીએ કહ્યું: "લોર્ડ ડલહાઉસી! તમારી વ્હાલી ચીજ તમારી પાસે સલામત રહે તેટલા માટે તમારે લડ્યા વગર છૂટકો જ નહીં. તમારા પૂર્વજે પોતાની માલિકીનો પ્રદેશ પાછો મેળવવા શું લડ્યા નહોતા?"

"રાણીસાહેબ!" લોર્ડ ડલહાઉસીએ જરા હસીને જવાબ આપ્યો: "તેઓ લડ્યા હતા; પણ છેવટે સ્કોટલેંડના બીજા ઉમરાવો અને સરદારોની જેમ તેમણે પોતાની સ્વતંત્રતા ગુમાવી અને માત્ર જાગીરદાર બની રહ્યા-ઇંગ્લેંડના રાજાની સામાન્ય પ્રજા જેવા બની રહ્યા; કોઇ ખાસ હક્ક તેમને રહ્યા નહીં."

"નામદાર !" લોર્ડ ડલહાઉસીની વધારે નજીક જઇ આ વેશમાં આવી રાણીએ કહી નાંખ્યુઃ "ઝાંસીના રાજકર્તાઓ માત્ર જમીનદાર બની સંતોષ માનશે એવુ રખે ધારતા ! અમારૂં–મરાઠાનું લોહી હજી એટલું ઠંડુ નથી પડયુ, અમારૂં આત્મગૌરવ હજી છેક લુપ્ત નથી થયું !"

"રાણીસાહેબ !" લોર્ડ ડલહૌઉસીએ ટટ્ટાર થઇ ગર્વભર્યે અવાજે કહ્યું " તમે આજે મને અહીં એકલાં મળવા આવ્યાં અને નિખાલસતાથી તમે તમારા વિચારો દર્શાવ્યા તે હિમ્મત માટે હું તમારી પ્રશંસા કરૂ છુ. પરંતુ ઝાંસીની રાણી કરતાં ડલહાઉસીનુ આત્મગૌરવ કોઇ રીતે ઉતરતું છે એમ માની લેવાની ભૂલ રખે કરતા ! મારા પૂર્વજો થોડા એકરના પ્રદેશ ઉપર શાસન કરતા હતા અને પોતાની સ્વતંત્રતા માટે વાજબીપણે મગરૂબ હતા, તેના વંશનો હું ઇંગ્લેંડ અને સ્કોટલાંડના કરતાં બારગણા વિશાળ આ હિંદુસ્તાન ઉપર શાસન કરૂં છુ, તે જોતાં મને આત્મસંતોષ લેવાને ઘણું મોટુ કારણ છે. તેમ છતાં મારા રાજાની સેવા કરવામાં અને તેની વફાદાર પ્રજા રહેવામાં હું મોટુ માન સમજુ છુ"

"નામદાર !" આશાભંગ અને કાંઇક અપમાનિત જેવાં બની રાણીએ પોતાની બેઠક ઉપર બેસી ધીમે અવાજે કહ્યું "તમે જે કાંઇ કહો છો તે તમારા જેવી ગોરી પ્રજા માટે બરાબર હશે, પણ તેથી કુમાર દામોદરરાવને શો લાભ ? જો ઝાંસીનું રાજ ખાલસા કરવામાં આવે, તો કુમારની શી સ્થિતિ ? શી રીતે તે ઝાંસીના રાજકુટુંબનો માનમર્તબો જાળવી રાખશે અને અમારા રીતરિવાજ પ્રમાણે પુત્રે બજાવવા જોઇતા ધર્મો તે કેવી રીતે બજાવશે ?"

"કુમાર સાહેબ ! અહીં આવો તો" ડલહાઉસીએ એકાએક ખુરશીમાં બેસી કહ્યું

તુર્ત જ કુમાર દામોદરરાવ જે રાણીની પાસે એક ખુરશીમાં બેઠો હતો તે રાણી તરફ જોઇ આગળ વધ્યો અને લોર્ડ ડલહાઉસી પાસે આવી ઉભો.

લોર્ડ ડલહાઉસીએ પૂર્વવત તેના વાંસા ઉપર મમતથી હાથ ફેરવ્યો અને તેના ચહેરા તરફ તાકી રહ્યો ક્ષણ પછી તે ઉછળતી લાગણીને દાબી દેવા મથતી મનના કાંઇક કચવાટ સાથે રાણીને ઉદ્દેશીને બોલ્યોઃ "રાણીજી ! તમને નવાઇ લાગશે, પણ હું સાચી જ વાત કરૂ છુ આપણે એક બીજાનું

સ્થાન લઇ શકતાં હોઇએ તો કેવું સારું ! આ ગવર્નર જનરલશીપ કરતાં તો તમારા જેવી સામાન્ય સ્થિતિ વધારે સારી ! નહીં કોઇ જાતની ચિંતા કે નહીં ખટપટ ! નહીં ઉપાધિ કે નહીં જંજાળ ! તમને તાજેતરમાં જ ફટકો લાગ્યો છે તે હું જાણું છું. તમારા પતિના મૃત્યુનો ઘા હજી તાજો જ છે. પણ, માફ કરજો, રાણી સાહેબ, તમે આ દુઃખદ બનાવને માટે અગાઉથી જ કંઇક અંશે તૈયાર હતાં; એટલે કે એ વાત તમારી જાણમાં હતી. પણ મારી ઉપર જે આપત્તિઓ આવી છે તે મારી પીઠ પાછળ આવી છે, મારી જાણ બહાર આવી છે; અને હજી ભવિષ્યમાં મારે માટે શી શી આફતો બાકી છે તે હું જાણતો નથી. આશરે એક વર્ષ પહેલાં સાધ્વી જેવી પવિત્ર મારી સ્ત્રી આ દેશનાં ગરમ હવાપાણી સહી ન શકવાથી સ્કોટલેંડ ગઇ, અને છ મહીના સુધી બિચારીને રોગગ્રસ્ત સ્થિતિમાં સમુદ્રમાં રહેવું પડ્યું; અને આખરે અમારું ઘર નજીક આવતાં જ તે બિચારી મરણ પામી. આથી મારી બે પુત્રીઓ જેને મેં વરસોથી જોઇ નથી તે માતા વિહોણી બની ગઈ છે. અને હું પુત્રની આશા રાખી રહ્યો હતો તે તો હવે કોઇ કાળે, પણ સફળ થઇ શકે તેમ નથી. મારી તબિયત પણ લથડી ગઇ છે અને આ જીવન પ્રિય લાગે એવું જે કંઇ હતું તે સર્વ જતું રહ્યું છે. રાણીજી ! હું અસ્વસ્થ છું, એટલું જ નહીં, પણ તદ્દન એકલવાયો પડી ગયો છું. મારું જીવન છેક જ નીરસ બની ગયું છે !"

ડલહાઉસીના મુખ ઉપર માનસિક વ્યથા અને શારીરિક શ્રમનાં ચિહ્નો સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં. તે યત્નપૂર્વક સ્વસ્થ થઇ રાણી તરફ ફર્યો. રાણી તેની સામે આતુરતાથી જોઇ રહ્યાં, અને ક્ષણ પછી ડલહાઉસીએ કાંઇક અચકાતાં અચકાતાં, અને લાગણીવશ થઇને પોતાને જે કહેવાનું હતું તે વગર પૂછ્યે કહી નાંખ્યું:

"રાણીજી ! તમે મારી પાસે શું કહેવા આવ્યાં છો તે હું જાણું છું. પણ તમારી માગણી પૂરી પાડી શકાય તેવી નથી ! તમારી જગ્યાએ મારો ભાઇ હોય તો પણ હું તેની વિનતિ માન્ય રાખું નહીં. જેવી રીતે સતારા અને નાગપુરમાં બન્યું તેવી જ રીતે ઝાંસીમાં પણ બનવું જોઇએ; આ એક સિદ્ધાન્તની બાબત છે અને તેમાં મારાથી અપવાદ થઇ શકે નહીં. આપણે—અમારે ભવિષ્યનો વિચાર કરવાનો છે. નબળાંઓએ નાનાં

આએ પોતાનાથી વધારે બળવાન અને મોટાઓ માટે સ્થાન કરવું જ જોઇએ કુદરતનો એ જ નિયમ છે, રાજનીતિ પણ એમ જ કહે છે. હિંદના ભૂતકાળના ઇતિહાસમા પણ એમ જ બનતું આવ્યું છે, ના જગતનો ઇતિહાસ પણ એ વાતની સાક્ષી પૂરે છે!'

પોતાની પસે આવી ઉભેલા કુમાર દામોદરરાવને ભેટી રાણીએ આંખમાંથી આંસુ સારવા માંડ્યા, અગર તો અનિચ્છાએ આંસુ નીકળ્યાં પછી તે જોઇ લોર્ડ ડલહાઉસીએ રાણીને આશ્વાસન આપવા મ ડ્યુ

"રાણીજી! પણ તેટલાથી તમારે ખિન્ન થવાનું–દુ:ખ પામવાનું કાંઇ કારણ નથી. ખાત્રી રાખજો કે તમારી સ્થિતિમા જે ફેરફાર થશે તે તમને બની શકે તેટલો ઓછો અણગમતો કરવાનો દરેક પ્રયત્ન કરવામાં આવશે. તમારી જવાબદારીઓને પહોંચી વળવાનું અને કુમાર દામોદર-રાવને તેના દરજ્જા પ્રમાણે ઉછેરવાનું બની શકે તે માટે તમને સારી રકમનું સાલીયાણું મળશે મર્હૂમ રાજાની ખાનગી મિલકત કુમાર દામોદરરા-વની માલિકીની જ ગણાશે, અને રાજમહેલ અને તેની આસપાસની જમીનનો તમને તથા રાજકુટુંબને ઉપયોગ કરવા દેવામા આવશે. બીજું, રાણીજી! તમે કેટલી ચિંતા અને મુશીબતમાથી બચી જશો તેનો વિચાર કરો! રાજ-કાજની બધીયે ખટપટમાંથી તમે ઉગરી જશો. રાજકાજનું કામ વિકટ છે, એટલું જ નહીં પણ નગુણું છે, અને તેમાંથી તમને મુક્ત કરવા બદલ તમારે ખુશી થવુ જોઇએ તમે રાણીજી! તમારો સઘળો સમય કુમારની કેળવણી પાછળ આપી શકશો જો તે ઉદ્યોગી, અને તેજસ્વી જુવાન નીવડશે તો ભવિ-ષ્યમાં તે કેવા મોટા હોદ્દા ઉપર આવી શકશે તે અત્યારે કોણ કહી શકે એમ છે? વધારે અભ્યાસ માટે તમે તેને પાછળથી ઇંગ્લંડ પણ મોકલી શકશો અને હું ગમે ત્યાં હઇશ, છતા તેને ઉત્તમ શિક્ષણ મળી શકે એવો પ્રબધ કરવામાં આનંદ માનીશ" કાંઇક અધિરાઇથી ઓરીસમાંથી બહાર જવાના બારણા તરફ દૃષ્ટિ કરી તેણે આગળ ચલાવ્યું "અને હવે, રાણીજી! મને માફ કરજો. હું રજા લઇશ મારી તબિયત તદ્દન અસ્વસ્થ છે અને ડાક્ટરોએ મને વધુ પડતો શ્રમ લેવાની ના પાડી છે. આ મી પ્રાન્ટ તમારા સાલી-યાણાની બાબતનો વિગતવાર વિચાર કરશે અને એ સંબંધમાં તમારે જે કાંઇ કહેવું હશે તે ખુશીથી સાંભળશે"

"નામદાર!" આવેલા રોષને દબાવીને રાણીએ જવાબ આપ્યો: "હું પણ તમારી જેમ થોડી સ્પષ્ટ વાત કહી નાંખું, તો તે માફ કરજો. તમે સિદ્ધાન્તની વાત કરી છે, તો તે કયા સિદ્ધાન્તની? દેશી રાજાઓ વારસ વગર ગુજરી જાય તેનું રાજ્ય કંપની સરકારે લઇ લેવું, એમાં સિદ્ધાન્તની વાત ક્યાં છે? એ સિદ્ધાન્ત નક્કી કરનાર કોણ? તમે જ ને! અને એમાં ન્યાયીપણું ક્યાં છે? એ તો ચોખ્ખી બળજબરી છે; સુધરેલા પ્રકારની લૂંટ છે. તમને હિંદમાં મુલક વધારવાની અને રાજ કરવાની મહત્ત્વાકાંક્ષા જાગી છે, તે સંતોષવા તમે દેશી રાજ્યોનાં બલિદાન લઈ રહ્યા છો. દેશી રાજ્યોની નિર્બળતા અને કુસંપ તમારી સ્થિતિ મજબુત બનાવે છે, એટલે આજે તમે મોઢું હસતું રાખી ગર્વ લઈ ફરી શકો છો; પણ યાદ રાખજો, આ અસંતોષનો દાવાનળ જ્યારે સળગી ઉઠશે; ત્યારે હિંદમાંથી ઇંગ્લંડ જવાનું ભારે પડી જશે! બાકી તો સહુનાં કર્યાં સહુને ભોગવવાં પડે છે. તમારૂં જીવન આટલું દુઃખી અને દયાપાત્ર બન્યું છે તેનું કારણ પણ હવે તમે જાણી શક્યા હશો! અમે હિંદુઓ તો પૂર્વજન્મ અને પુનર્જન્મમાં માનનારા રહ્યા, એટલે તમને તમારાં આ કૃત્યોનો બદલો આ જમાનામાં નહીં તો આવતા જમાનામાં, આ ભવમાં નહીં તો આવતા ભવમાં પણ મળ્યા વગર નથી રહેવાનો!"

રાણીજીનું છેવટનું વાક્ય પૂરૂં થતાં જ લોર્ડ ડલહાઉસી રાણીને નમન કરી તેના મુખ તરફ જોવાની હિંમત કર્યા વગર ઉતાવળે પગલે ત્યાંથી બીજા ખંડમાં ચાલ્યો ગયો.

જતાં જતાં તે કુમાર દામોદરરાવને સંબોધીને બોલ્યો: "કુમાર સાહેબ! તમે ઝાંસી ગુમાવશો; છતાં ભવિષ્યમાં એથીયે વધુ મહત્તા પ્રાપ્ત કરવાની મહત્ત્વાકાંક્ષા રાખજો."

રોષથી ધ્રુજતી રાણીની આંખમાંથી આંસુનાં બેચાર બિન્દુઓ સરી પડ્યાં, પણ, પછી તુર્ત જ તેમાં એક પ્રકારની ભયંકર લાલાશ દેખાઇ. કુમાર દામોદરરાવની આંગળી પકડી તે બહાર નીકળતાં બબડી ઉઠ્યાં: "ઝાંસીનું રાજ્ય કેમ ખાલસા થાય છે તે જોઇ લઇશ!"

---

## પ્રકરણ ૧૪ મું
### અંધકારનાં વાદળ

મહારાણી લક્ષ્મીબાઈ કલકત્તાથી પાછાં ફર્યાંને એક પખવાડિયું ભાગ્યે જ થયું હતું. રાણીના આ પગલાંથી મામાસાહેબ, દિવાન સાહેબ, અધિકારીઓ વગેરે વધુ નારાજ થયા હતા. રાણીના આ પગલાંમાં તેમને પોતાની પ્રતિષ્ઠા અને લાગવગ ઘટતાં જતાં હોય એમ લાગતું હતું.

આગલી સાંજે તમામ રાજવાડાની નિરાશા અને દુઃખની લાગણી વચ્ચે કલકત્તાથી ગવર્નર જનરલનો ઝાંસી પ્રકરણને લગતો નિર્ણય આવી પહોંચ્યો હતો. એ નિર્ણયમાં ઝાંસી સંસ્થાનનો પૂર્વ ઇતિહાસ, તેનો પેશવાઓ સાથેનો સંબંધ અને છેવટે કંપની સરકાર સાથેના સંબંધનો વિગતવાર ઉલ્લેખ કરી એવું ઠરાવવામાં આવ્યું હતું કે ઝાંસી સંસ્થાનને ખીનવારસ ગણી બ્રિટિશ સરકારને પોતાના તાબામાં લેવાનો સંપૂર્ણ હક છે; અને બ્રિટિશ સરકારે પોતાના કર્તવ્ય ઉપર લક્ષ આપી ઝાંસી સંસ્થાન સંબંધી પોતાનો હક્ક પૂર્ણપણે અમલમાં મૂકવો અને ગંગાધરરાવે લીધેલા દત્તકને નામંજુર કરી ઝાંસી સંસ્થાન ખીનવારસ છે, એમ સમજી ખાલસા કરવું. પોલીટીકલ એજન્ટે કરેલી ભલામણ પ્રમાણે રાણી સાહેબને ભરપૂર તનખા–સાલીયાણું બાંધી આપવું અને તે પ્રાંતની રાજ્યવ્યવસ્થા બીજા પ્રાંતોની માફક લેફ્ટનન્ટ ગવર્નરને સોંપવી.

જ્યારે આ ખલીતો રાણીસાહેબને પહોંચાડવામાં આવ્યો; ત્યારે રાણી-સાહેબ બપોરના આરામ પછી પોતાના અભ્યાસગૃહમાં બેઠાં બેઠાં ઝાંસીના પૂર્વ ઇતિહાસ ઉપર વિચાર કરી રહ્યાં હતાં. ખલીતામાં કેવો નિર્ણય આવવાનો હતો તેની કલ્પના સહુને આગળથી જ હતી, રાણીજી પણ તે જાણતાં હતાં; છતાં એ પ્રસંગ આવતાં તેમનું આખુ શરીર ધ્રુજી ઉઠ્યું.

મામાસાહેબે જાતે અભ્યાસગૃહમાં જઈ રાણીજીના હાથમાં ખલીતો મૂક્યો, ત્યારે મામાસાહેબના હાથ ધ્રુજતા હતા અને ખલીતો નજરે પડતાં જ લક્ષ્મીબાઈની હિમ્મતભરેલી છાતી પણ ધડકવા લાગી.

અણધારી આપત્તિથી માણસો ગભરાઈ જાય છે; પણ ધારેલી આપત્તિ પણ જ્યારે સાચેસાચી માથે આવી પડે છે ત્યારે માણસને તે ભયગ્રસ્ત બનાવી મૂકે છે.

ધ્રુજતે હાથે અને ધડકતે હૃદયે રાણીએ ખલીતો હાથમાં લીધો અને સીલબંધ-કવર તોડવા માંડ્યું; પરંતુ અંગ્રેજીમાં લખેલો ખલીતો તેમનાથી વાંચી શકાય તેમ નહોતું. તેમણે તુર્ત જ મામાસાહેબને તે આપતાં કહ્યું: "હું અંગ્રેજી ભાષા ભણી હોત તો કેવું સારું હતું! તમને મારે તસ્દી ન આપવી પડત!"

મામાસાહેબે લખોટો લીધો અને સાદ્યંત વાંચી ગયા પછી ખિન્ન દૃષ્ટિએ તેઓ મહારાણી તરફ જોઈ રહ્યા. તેમના મુખમાંથી એક પણ શબ્દ બહાર આવી શક્યો નહીં.

લક્ષ્મીબાઈએ મામા સાહેબની આવી સ્થિતિ જોઈ લખોટામાં શું લખ્યું હશે તેની પાકી અટકળ કરી લીધી અને વધુ ખિન્નતાથી પૂછ્યું: "બોલો, કંપની સરકારે આપણે માટે–ઝાંસી માટે શો નિર્ણય કર્યો છે? શું ઝાંસી સંસ્થાન ઉપર મહારાજના દત્તક પુત્ર દામોદરરાવનો હક્ક કંપની સરકારે માન્ય રાખ્યો છે કે ઝાંસી સંસ્થાનને નાગપુર અને સતારાની પેઠે ખાલસા કર્યું છે?"

ભરદરીયે તોફાનમાં સપડાયેલા વહાણના ઉતારૂઓ જેવા ભયભીત થઈ જાય તેવી જ રીતે રાણી લક્ષ્મીબાઈ પણ આવી પડેલા ભયથી વ્યાકુળ અને ચિંતાતુર બની ગયાં હતાં.

જવાબ આપ્યા વગર છુટકો નહોતો. રાણીજી તરફ ખલીતો ધરી મામાસાહેબે અચકાતાં અચકાતાં અને ગુંગળાઈ ગયેલે અવાજે કહ્યું: "આપણે ધાર્યું હતું તે પ્રમાણે જ થયું છે. કંપની સરકારે કુમાર દામોદરરાવને ઝાંસી સંસ્થાનના વારસ તરીકે માન્ય રાખ્યા નથી, અને ઝાંસી સંસ્થાન ખાલસા કર્યું છે!"

આ શબ્દો રાણીના હૃદય ઉપર વજ્રાઘાત સમાન પડ્યા. આટલે સુધી તેણે ટકાવી રાખેલી ધીરજ અને હિંમત સરી પડી અને રાણીજી ધબ લઈને મૂર્છાવશ થઈ પોતાના આસનમાં ઢળી પડ્યાં.

તુર્તજ મામાસાહેબે ગંગાબાઇને તથા અન્ય પરિચારિકાઓને બોલાવી રાણીજીની શુશ્રૂષા કરવા માંડી. શહેરમાંથી રાજવૈદ્યને બોલાવવામાં આવ્યા અને દરમ્યાન રાણીજીને શુદ્ધિમાં લાવવા માટે યથાશક્ય ઉપચાર કરવામાં આવ્યા.

રાણીજીના કપાળ ઉપર અને આંખો ઉપર ચડા ગુલાબજળનાં પોતાં મૂકવામાં આવ્યાં, અને કસ્તુરી સુંઘાડવામાં આવી; એટલે થોડી વારમાં ફરીથી તેઓ શુદ્ધિમાં આવી ગયાં. શુદ્ધિમા આવતાં જ તેઓ બોલી ઉઠ્યાં: "મેરા ઝાંસી નહીં દઉંગા !"

એટલામાં રાજવૈદ્ય પણ આવી પહોંચ્યો અને તેણે કાંઇક માત્રા આપી. રાણીજીને આરામ થવા લાગ્યો અને સર્વની ચિન્તા ઓછી થઇ ગઇ. રાજવૈદ્યની સૂચનાથી રાણીજીને પલંગ પર લઇ જઇ સુવાડવામાં આવ્યાં અને તેઓને સંપૂર્ણ શાન્તિથી ઉંઘવા દેવાનું કહેવામાં આવ્યુ.

તદનુસાર રાણીજી બરાબર એક કલાક સુધી આરામથી ઉંઘી ગયાં. દરમ્યાન મામાસાહેબે દિવાનસાહેબ તથા રાજ્યના લશ્કરના સેનાપતિને બોલાવી મંગાવ્યા અને તેમને ઝાંસી સંસ્થાન કંપની સરકારે ખાલસા કર્યાની વાત કરી ખલિતાની હકીકતથી વાકેફ કર્યા

કલાકેકના આરામ અને ઉંઘ પછી જ્યારે લક્ષ્મીબાઈ ફરીથી જાગી ઉઠ્યાં ત્યારે તેમને પોતે કોઇ સ્વપ્નમાથી જાગી ઉઠયાં હોય એવુ ઝાંખું ભાન થયું. જાણે કંપની સરકારના તરફથી ઝાંસી ખાલસા થવાનો હુકમ આવ્યો છે અને કંપની સરકારનું લશ્કર ઝાંસીના કિલ્લા ફરતું ફરી વળ્યું છે અને પોલીટીકલ એજન્ટ તેમની પાસે આવી અત્યંત નમ્રતાથી કિલ્લો ખાલી કરવાનું કહી રહ્યો છે; એવી તેમના મનમાં કલ્પના આવી. શું એ સ્વપ્ન હતું કે સાચુ દશ્ય હતું ?

પાસે ઉભેલી દાસીને રાણીજીએ સભ્રમમાં પૂછ્યું· "હું ક્યાં છુ ? આ મકાન કોનું છે ?"

દાસી બિચારી આ પ્રશ્નથી ગભરાઈ ગઈ, છતાં ધીરજથી બોલી: "રાણીજી ! આપ આપના ઝાંસીના કિલ્લામાં છો અને આ મકાન ઝાંસીના રાજવાડાનું છે."

"તો શું કંપની સરકારનાં માણસોએ આવી અને કિલ્લામાંથી જતા રહેવાનું કહ્યું, એ ખોટું?"

દાસી રાણીનો આ પ્રશ્ન બરાબર સમજી નહીં, તેથી નિરુત્તર રહી.

થોડી વારે આંખો ચોળી સ્વસ્થ થતાં રાણીને ભાન આવ્યું કે કંપની સરકારનો ખલીતો આવતાં અને તેમાં આપેલો નિર્ણય સાંભળતાં જ તે બેભાન બની ગયાં હતાં! પોતાના જેવી એક વીર નારી, બુદ્ધિમાન અને હિમ્મતવાળી સ્ત્રી એટલા સમાચારમાત્રથી બેશુદ્ધ બની જાય એ ઠીક નહીં! એટલી મનની નબળાઈ કહેવાય! મરાઠાના સોઠીમાં આટલી નબળાઈ ન શોભે! ઝાંસી સંસ્થાનની રાણીને આટલી બીકણ-લાગણીવશતા ન શોભે!

લક્ષ્મીબાઈને પોતાની જાત ઉપર-પોતાના હૃદયની નબળાઈ ઉપર તિરસ્કાર આવ્યો! "જો હું પોતે આમ ઝાંસી ખાલસા થવાના નિર્ણય માત્રથી બેશુદ્ધ બની જઈશ, તો આ કિલ્લાનો ત્યાગ કરતી વખતે મારી શી દશા થશે? આ હૃદયની ક્ષુદ્રતા, આ બીકતા, આ દુર્બળતા, ઝાંસી સંસ્થાનની રાણીને શોભતાં નથી! મહાભારતના યુદ્ધ વખતે અર્જુનને આવો જ વિષાદ થયો હતો; પણ તેને પ્રેરણા કરનાર શ્રીકૃષ્ણ હાજર હતા. क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप એમ શ્રીકૃષ્ણે અર્જુનને કહેતાં જ તેનો વિષાદ નષ્ટ થયો હતો, પણ મને એવા શબ્દો કહી ઉત્તેજના આપનાર કોણ છે? મારે તો શિવાજી અને અન્ય મરાઠા વીરોની સ્મૃતિમાંથી જ પ્રેરણા અને ધીરજ લેવી રહી!"

આમ વિચાર કરી તે પલંગ પરથી ઊઠી મુખપ્રક્ષાલન કરી, વસ્ત્રો ઠીકઠાક કરી પુનઃ દાસીને સંબોધી બોલવા લાગ્યાં: "જો તો, મામાસાહેબ ક્યાં છે, જ્યાં હોય ત્યાંથી સત્વર બોલાવી લાવ."

રાણીને શુદ્ધિમાં આવેલાં જોઈ હર્ષ પામતી દાસી બીજા ખંડમાં ગઈ અને ત્યાંથી અભ્યાસખંડમાં જઈ મામાસાહેબને બોલાવી લાવી.

મામાસાહેબને જોતાં જ મહારાણીએ પૂછ્યું, "આપ ચિંતા ન કરશો. મારી છાતી હવે વજ્ર જેવી મજબૂત બની ગઈ છે! હું હવે કોઈ પણ વિકટ પ્રસંગને માટે તૈયાર છું. તમે દિવાનસાહેબ અને આપણા લશ્કરના સેનાપતિને બોલાવો; એટલે આપણે આ બાબતનો શાંતિથી વિચાર કરીએ."

પોતાની પુત્રીને ફરીથી શુદ્ધિમાં આવેલી અને હિમ્મતથી બોલતી જોઇ, મામાસાહેબની એક ચિંતા ટળી ગઇ. તેમણે તુર્ત જ જવાબ આપ્યોઃ "આપની આજ્ઞા પહેલાં જ મેં દિવાનસાહેબને અને સેનાપતિને અત્રે બોલાવ્યા છે. દિવાનસાહેબ તો ક્યારનાય આવી ગયા છે, અને સેનાપતિજી હજી આવ્યા નથી, પણ થોડી વારમાં આવી પહોંચશે એમ તેમણે કહાવ્યું છે."

"વારૂ મામાસાહેબ, તમે જાઓ, હું આવી પહોંચું છું."

"આપના અભ્યાસખંડમાં જ બેઠક રાખીશું ને?" જતાં જતાં મામાસાહેબે પૂછ્યું.

"હા. હા. ત્યાં જ ઠીક પડશે, ખરૂં ને!" લક્ષ્મીબાઇએ અનુમતિ આપી.

મામાસાહેબ જ્યારે પાછા લક્ષ્મીબાઇના અભ્યાસખંડમાં આવ્યા ત્યારે સેનાપતિજી પણ આવી ગયા હતા. તેને આવેલા જોઇ મામાસાહેબ બોલી ઉઠ્યાઃ "ચાલો, સારૂં થયું, તમે આવી ગયા તે, નહિતર ફરીથી માણસ મોકલવું પડતે."

"આજે આપણાં તોપખાનાંની નિરીક્ષા કરવા ગયો હતો, એટલે એ કામ પૂરૂં થયા વગર આવવું ઠીક નહીં, એમ ધારીને જ જરા મોડું થઇ ગયું." સેનાપતિએ મોડા પડવાનું કારણ દર્શાવ્યું.

"રાજ્યના કામને અંગે મોડું થાય તેમાં કશો વાંધો નહીં. કોને ખબર છે; તોપખાનાનો ઉપયોગ કરવાનો વખત હમણાં જ આવી પડે તો!" દિવાનસાહેબે ગર્ભિત સૂચન કર્યું.

"સેનાપતિજી! બનાવો એવા બની રહ્યા છે, કે આવતી કાલે શું થશે તે અત્યારે ન કહી શકાય. શસ્ત્રસજ્જ રહેવાનો આ યુગ છે. જ્યાં મિત્રોના રૂપમાં દુશ્મનો ફરતા હોય છે, ત્યાં આપણાં શસ્ત્રાસ્ત્રો અને લશ્કર સદા તૈયાર રાખવાં જ જોઇએ!" મામાસાહેબે દિવાનસાહેબના કથનને પુષ્ટિ આપતાં કહ્યું.

"તમારૂં આ ગૂઢ અને અસ્પષ્ટ કથન મારાથી બરાબર સમજી શકાતું નથી." સેનાપતિએ આ ગૂઢ કથન પરત્વે પોતાનું અજ્ઞાન દર્શાવ્યું.

"હમણાં જ તમે સમજી શકશો. એ સમજાવવાને માટે તો તમને અહીં બોલાવ્યા છે." દિવાનસાહેબે હસીને કહ્યું.

ખાલસા કરવાનો ઠરાવ કર્યો છે, અને બે ચાર દિવસમાં જ એ ઠરાવનો અમલ પણ તેના અધિકારીઓ આવીને કરશે. આવી સ્થિતિમાં આપણે શું કરવું?" લક્ષ્મીબાઈએ છેવટે મુદ્દાનો સવાલ કર્યો.

"આવી સ્થિતિમાં આ નિર્ણયને કબૂલ રાખ્યા સિવાય આપણે શું કરી શકીએ તેમ છીએ?" દિવાનસાહેબે મામાસાહેબ તરફ જોઈ સંદિગ્ધ ઉત્તર આપ્યો.

"બીજો કોઈ રસ્તો હોય અને તમને તે સૂઝતો હોય તો બતાવો." મામાસાહેબે લક્ષ્મીબાઈ તરફ જોઈ જવાબ આપ્યો.

સેનાપતિજી!" લક્ષ્મીબાઈએ સેનાપતિને ઉદ્દેશીને પૂછ્યું: "તમે શું કહો છો?"

"મારૂં કહેવું તમને નહીં રૂચે? મર્હૂમ મહારાજ દત્તક જ્યારથી ઝાંસીનો કારભાર સ્વતંત્રપણે સોંપેલો હતો, ત્યારથી કંપની સરકારે તેમને અમુક પ્રમાણમાં જ લશ્કર રાખવાનું કહેલું હતું; અને લશ્કર રાખવાનો જો કોઈ પણ હેતુ હોય તો તે આવે પ્રસંગે તેનો ઉપયોગ કરવાનો. પ્રતિકાર કરવો એ રાજાઓનો ધર્મ છે અને રાજ્યના રક્ષણ માટે, સ્વમાનના રક્ષણ માટે અને પ્રતિષ્ઠા જાળવવા માટે યુદ્ધ કરવું એ ક્ષત્રિયોનો સ્વભાવસિદ્ધ ધર્મ છે; એમાં વિચાર કરવાનો કે મસલત કરવાનો અવકાશ જ નથી. એ વાદવિવાદનો વિષય જ નથી. જેના બાહુમાં બળ છે અને જેની છાતીમાં હિમ્મત છે તે સીધો કાર્ય કરવા મંડી પડે છે, શબ્દોની ચર્ચામાં ઉતરતો નથી." સેનાપતિએ એક વીર યોદ્ધાને શોભે એવા વિચારો દર્શાવ્યા.

"સેનાપતિજી! તમારી નસોમાં આપણા વીર પૂર્વજોનું સાચું લોહી વહે છે; તમે સાચા શૂરા મરાઠા સરદાર છો; બાકી આ દિવાનસાહેબ અને મામાસાહેબ તો શૂરવીર યોદ્ધાઓ મટી માત્ર મુત્સદ્દીઓ બનતાં જાય છે!" લક્ષ્મીબાઈએ બન્નેને ટોણો માર્યો.

"રાણીસાહેબ!" મામાસાહેબે પોતાનો બચાવ કરતાં કહેવા માંડ્યું, "અમારી નસોમાં પણ મરાઠાઓનું જ લોહી ઉછળે છે; પણ સમય અને સંજોગોને લીધે જ અમે મુત્સદ્દીગીરી પણ શીખ્યા છીએ."

"હા. રાણીજી!" દિવાનજી વચમાં બોલી ઉઠ્યા: "મારા બાહુમાં હજી અંગ્રેજોને પૂરો પડું એટલું જોર છે. પણ યુદ્ધ કરવાથી આપણો કચ્ચર-

ઘાણ નીકળી જાય એ વાત ચોક્કસ જાણવા છતાં, યુદ્ધમાં ધસવું એ તો બુદ્ધિથી વિરુદ્ધ છે. શૂરવીરતા એટલે સાહસ, શૌર્ય અને હિમ્મત, અવિળાયાં નહીં, અવિચારીપણે કપાઇ જવાની તમન્ના નહીં; પણ વિજય મેળવવાની શક્તિ !"

"વારૂ ! તમારી વીરતા વિષે મને લેશ પણ શંકા નથી, પણ તમારૂં દૃષ્ટિબિંદુ મને બરાબર સમજાતું નથી." લક્ષ્મીબાઇએ પોતાના વિચારો જણાવ્યા. "આ સંસ્થાન આપણું છે, આપણા પૂર્વજોએ સ્વપરાક્રમથી મેળવેલું છે અને સ્વપરાક્રમથી તે ટકાવી રાખેલું છે; તે આપણી પાસેથી કંપની સરકાર કે કોઇ બીજી સત્તા શા માટે લઇ લે ? એ પ્રમાણે આપણું રાજ્ય લઇ લેવાનો કંપની સરકારને શો અધિકાર છે ? દિવાનસાહેબ ! આ રાજ્યનો સીધો વારસ નથી તો આટલા સમય સુધી ચાલ્યું આવતું હતું, તેમ આપણે દત્તક લઇશું અને તે પ્રમાણે આપણે દત્તક લીધો પણ છે; છતાં કંપની સરકારને વચમાં પડવાનું કારણ શું ? એને આપણા ઉપર હુકમ કરવાની સત્તા કોણે આપી ?" આટલું બોલી લક્ષ્મીબાઇ દિવાનસાહેબ તરફ ઉત્તરની આશાથી જોઇ રહ્યાં.

"રાણીસાહેબ !" દિવાનસાહેબ કંઇક ગર્વથી બોલ્યા. "તમારાં આ વચનો સાંભળી મને ગર્વ થાય છે. ઝાંસી સંસ્થાનની રાણીમાં આવું ક્ષાત્રતેજ જાણી મને સંતોષ થાય છે, પણ અત્યારના સમય અને સંયોગો અગાઉના જેવા રહ્યા નથી, તેથી મને ખેદ થાય છે. આપણું આ રાજ્ય આપણા પૂર્વજોએ સ્વપરાક્રમે મેળવેલું અને સ્વપરાક્રમે જાળવી રાખેલું એ વાત ઠીક છે, અને મેળવતી વખતે સ્વપરાક્રમ દાખવ્યું હશે એ વાત પણ ખરી છે, પણ તેને ટકાવી રાખવામાં બુદ્ધિનો ઉપયોગ બહુ ઓછો કર્યો છે. મર્હૂમ મહારાજાને રાજ્ય સોંપાયું તે કંઇ થોડું જ સ્વપરાક્રમથી સોંપાયું હતું ? કંપની સરકારે ધાર્યું હોત તો તે જ વખતે તે ખાલસા કરી શકત; પણ તે સમયે કંપની સરકારની મનોવૃત્તિ જૂદા પ્રકારની હતી અને અનુકૂળ તક નહોતી. બાકી ઝાંસી મર્હૂમ મહારાજાને સોંપતી વખતે કેટલો બધો મુલક તેમની પાસેથી લઇ લેવામાં આવેલો ? તે વખતે આપણું પરાક્રમ ક્યાં ગએલું ? ખરી વાત એ છે કે જેમ જેમ સમય જતો જાય છે, તેમ તેમ હિંદનું પ્રત્યેક રજવાડું ક્ષીણ અને નિર્બળ બનતું જાય છે અને કંપની સરકાર વધુ પ્રબળ

સેનાપતિ કાંઈ બોલવા જાય તે પહેલાં તો લક્ષ્મીબાઈએ ને ગંગાબાઈની સાથે ખંડમાં પ્રવેશ કર્યો અને પોતાને માટે બિછાવેલી રેશમી ગાદી ઉપર બેઠક લીધી. ગંગાબાઈ તેની પાસે પણ ગાદીની નીચે બેઠી.

રાજ્યના ત્રણેય મુખ્ય અધિકારીઓએ રાણીને ઉભા થઈ નમન કર્યું અને રાણીજી બેસી ગયા પછી તેનાથી થોડે દૂર રાખેલા આસન ઉપર બેઠા.

તુર્ત જ લક્ષ્મીબાઈએ ગંગાબાઈને ઉદ્દેશીને કહ્યું: "જા, આ ખંડ પછીના ખંડ વટાવી તેના બારણાં આગળ ઉભી રહેજે અને મારી પરવાનગી વગર કોઈને પણ અંદર આવવા દેતી નહીં અને જ્યાં સુધી તને બીજી આજ્ઞા ન થાય ત્યાં સુધી તારી એ જગાએથી ખસતી નહીં."

ગંગાબાઈ નમન કરીને ચાલી ગઈ, એટલે ખિન્ન છતાં ગંભીર મુખમુદ્રાથી પોતાના અધિકારીઓ તરફ જોઈ લક્ષ્મીબાઈએ વાતની શરૂઆત કરી: "આજે તમોને અત્યંત મહત્ત્વના અને ગંભીર કામ માટે અહીં બોલાવ્યા છે. આ ગંભીર પ્રસંગની તમે સહેજે કલ્પના કરી શકશો. તેમ છતાં હું જણાવીશ કે મહારાજના મૃત્યુ પછી ઝાંસીની રાજગાદી સંબંધી અત્યાર સુધી આપણો તદ્દન અનિશ્ચિત સ્થિતિમાં હતાં તેનો આજથી અંત આવ્યો છે. આજથી ઝાંસીના પ્રકરણનો છેવટનો નિર્ણય કંપની સરકારના અહીંના મુખ્ય અધિકારી ગવર્નર જનરલે કરી નાખ્યો છે અને એ નિર્ણયથી ઉભી થતી પરિસ્થિતિનો વિચાર કરવા આપણે આજે અહીં એકત્ર થયા છીએ."

"શો નિર્ણય આવ્યો છે?" નરસિંહરાવ તથા સેનાપતિ એકદમ બોલી ઉઠ્યા.

"મામાસાહેબ! તમે ગર્વનર જનરલ તરફથી આવેલો એ ખલિતો દિવાનસાહેબ તથા સેનાપતિજીને વાંચવા આપો, એટલે તેઓની ઉત્સુકતા શાંત પડે." લક્ષ્મીબાઈએ મામાસાહેબને સૂચના કરી.

મામાસાહેબે પ્રથમ દિવાનજીના હાથમાં ખલીતો આપ્યો અને દિવાનસાહેબે તે વાંચી સેનાપતિને આપ્યો. સેનાપતિએ તે વાંચી ફરીથી મામાસાહેબને આપ્યો. બન્નેના મુખ અતિ ગંભીર થઈ ગયાં

ત્રણેય અધિકારીઓને સ્તબ્ધ બની ગયેલા જોઈ લક્ષ્મીબાઈએ કહ્યું: "કલકત્તાનો લાટસાહેબ ઝાંસીની વફાદારી અને સવિશ્વાસ ભૂલી જઈ આવો ઉત્તર આપશે એવી મેં આશા રાખી નહોતી. લોર્ડ ડલહાઉસીનો રાજ્યલોભ આટલી સીમાપર્યંત પહોંચ્યો હશે તેનો મને ખ્યાલ નહોતો!"

"રાણીસાહેબ! આપને એ વાતનો ખ્યાલ નહીં હોય; પણ મને અને મામાસાહેબને તો એ ખ્યાલ જ્યારથી દત્તકવિધાનની ક્રિયા કરવામાં આવી ત્યારથી જ આવ્યો હતો. આ અંગ્રેજો પોતાની લુચ્ચાઇ અને કુટિલ રાજનીતિથી હિંદમાં સર્વોપરિ બની બેઠા છે. દેશી રાજ્યો પરસ્પર દ્વેષ, કચ્ચાં અને મારામારીથી નબળાં પડી ગયાં છે. અંદરઅંદરની તેમ જ બહારની લડાઇઓએ મરાઠાઓને, રજપૂતોને અને સીખોને છેક જ નિર્બળ અને નિર્માલ્ય બનાવી દીધા છે, અને ધીમે ધીમે એક યા બીજા નિમિત્તે એક પછી એક દેશી રાજ્યો કંપની સરકારની હસ્તક જતાં જાય છે, તે જોવા છતાં બીજાં રાજ્યોના પેટનું પાણી પણ હલતું નથી. કેમ જાણે પોતાને કશું જ બીવાનું ન હોય તેમ એ રાજ્યો મોજશોખમાં પડી ગયાં છે. પણ એક પછી એક સહુનો વારો આવવાનો છે અને આ સર્વભક્ષી કંપની એક પછી એક બધાંનો કોળીયો કરી જવાની છે, એટલી સાધારણ વાત પણ તેમની અલ્પ બુદ્ધિમાં ઉતરતી નથી. એ સઘળું સમયબળ નહીં તો બીજું શું છે!" દિવાનસાહેબે પોતાનું રાજદ્વારી જ્ઞાન ઠાલવી નાંખવા માંડ્યું

"સતારા જેવું મરાઠાનું મુખ્ય રાજ્ય ખાલસા થયું, નાગપુર પણ એવી જ રીતે કાળચક્રમાં ફસાયું; ત્યારે ઝાંસી કેવી રીતે બચવાનું હતું? કંપની સરકારનો આ નિર્ણય આવશે એમ હું અગાઉથી જ જાણતો હતો, પણ મર્હૂમ મહારાજની ઇચ્છા વિરુદ્ધ મારે ચા માટે પડવું જોઇએ?" મામાસાહેબે પણ દિવાનસાહેબની વાતને પુષ્ટિ આપી.

"દિવાનજી! હવે એ ગઇ વાતને યાદ કરવાથી લાભ નથી. દત્તક ન લીધો હોત તો પણ આવો જ નિર્ણય આવવાનો હતો, અને એ નિર્ણય અત્યારના કરતાં વધારે જલ્દીથી આવ્યો હોત. પણ દત્તક લેવાથી આપણને કલકત્તા સુધી અરજ કરવાની તક મળી અને અત્યાર સુધી દત્તકને નામે આપણે રાજકારભાર કરી શક્યાં એ પણ કાંઇ ઓછો લાભ નથી, પરંતુ અત્યારે આપણે એ વિચાર કરવાનો નથી. કંપની સરકારે ઝાંસી

અનતી જાય છે; એટલે બળિયાના બે ભાગના નિયમે કંપની સરકાર જે ઠરાવ કરે તે રજવાડાંઓને માન્ય રાખવો પડે છે! જગતમાં સર્વ કોઈ બળના અધિકારથી જ શાસન કરે છે; પછી તે બળના પ્રકારમાં ભલે ભેદ હોય, પણ શાસનનો આધાર બળ ઉપર રહેલો છે અને આ કંપની સરકાર પણ બળના અધિકારથી જ આપણા ઉપર પોતાના નિર્ણયનો અમલ કરવાની ફરજ પાડી શકે છે.”

“દિવાનસાહેબ!” કંઈક ઉશ્કેરાઈને લક્ષ્મીબાઈએ કહેવા માંડ્યું: “ત્યારે એમ જ કહોને કે આપણામાં તાકાત નથી, આપણામાં સામર્થ્ય નથી, પ્રતિકાર કરવાની શક્તિ નથી, માટે જ કંપની સરકાર આપણા ઉપર શાસન ચલાવે છે અને દત્તક લેવા જેવી આપણી સામાજિક અને ધાર્મિક બાબતમાં પણ માથું મારી શકે છે! જો આમ જ હોય તો પછી આપણે પણ આપણું પાણી બતાવવું જોઈએ! આપણને કયાં લડતાં નથી આવડતું? આપણામાં કયાં તાકાત નથી? આપણી પાસે કયાં લશ્કર નથી!”

“વાતનો સાર તમે કહો છો તેવો જ છે.” મામાસાહેબે ઉત્તર આપ્યો. “આપણામાં પ્રતિકાર કરવાની શક્તિ હોત તો શા માટે આપણે દત્તકવિધાનની બાબતમાં કંપની સરકારની મંજુરી લેવી પડત! શા માટે તેના નાના અધિકારીઓને રાજવાડામાં મોંઘી ભેટસોગાદ આપી રીઝવવા પડત? અને શા માટે તમારે કલકત્તા સુધી જવાની તસ્દી લેવી પડત! અને હવે તમે પાણી બતાવવાની વાત કરો છો તે કેમ ચાલે? કંપની સરકારના લશ્કર આગળ આપણું નાનું શું સૈન્ય કેટલી ઘડી ટકવાનું? એ તો હાથે કરીને મૃત્યુના મ્હોંમાં પડવાનું છે!”

“હાસ્તો!” દિવાનસાહેબે સમ્મતિ આપી. “કયાં કંપની સરકારનું વિપુલ લશ્કર અને કયાં ઝાંસીનું અલ્પ સૈન્ય! આપણામાં, આપણા સૈનિકોમાં ભલે તેટલી વીરતા હોય, ભલે તેટલી હિમ્મત હોય, છતાં આપણે કંપનીના વિશાળ સૈન્ય, અને યુદ્ધસામગ્રી સામે શી રીતે ટકી શકવાના?”

“તો શું આપણાં બીજાં રાજ્યો આપણને મદદ નહીં કરે? આપણી આવી દશા થતી શું તેઓ નીચે મુખે જોઈ રહેશે? આજે આપણો તો કાલે તેમનો એ વારો આવશે એટલું સમજી શું તેઓ સતેજ નહીં બને!” લક્ષ્મીબાઈએ અધિરાઈથી પ્રશ્ન કર્યો.

"હિંદનાં રજવાડાઓમાં જો પરસ્પર સંપ હોત, એક બીજાને મદદ કરવાની લાગણી હોત, સ્વદેશભક્તિની સુંદર ભાવના હોત તો કંપની સરકાર આટલી બધી સબળ કદાપિ બનત જ નહીં સતારા અને નાગપુર ખાલસા થયાં; કોણે તેમને મદદ કરી? પેશવાના વારસ તરીકે નાનાસાહેબનો અસ્વીકાર કર્યો, કોણે વિરોધ ઉઠાવ્યો? સીખો પાસેથી પંજાબ લીધું; કોણે આંગળી ઉંચી કરી? અરે! આ રજવાડાંઓની મનોદશા જૂદા જ પ્રકારની છે. તેમની પરસ્પરની ઇર્ષ્યા એટલી તો તીવ્ર બની ગઇ છે અને અંગત સ્વાર્થવૃત્તિ એટલી તો ક્ષુદ્ર બની ગઇ છે કે તેઓ પોતાના દેશભાઇઓને હણવા–નાબુદ કરવા કંપની સરકારને સહાય કરી રહ્યા છે. આટલો દેશદ્રોહ–આટલો જાતિદ્રોહ–આટલી ક્ષુદ્રબુદ્ધિ, આટલું અધઃપતન, આટલી કમઅક્કલ, બીજે ભાગ્યે જ જોવામાં આવશે!" દિવાનસાહેબે બળાપો કર્યો.

"શું ત્યારે ઝાંસીના બચાવની એક પણ આશા નથી?" લક્ષ્મીબાઇએ દીર્ઘ નિઃશ્વાસ નાંખી પૂછ્યું.

"રાણીજી! ઝાંસી પ્રત્યેનો અમારો પ્રેમ તમારા કરતાં જરા પણ ઓછો છે એમ રખે સમજતાં. સ્વમાન અને પ્રતિષ્ઠા અમોને પણ અત્યંત પ્રિય છે. અમારૂં ચાલત તો અને શક્ય હોત એટલે કે આપણને વિજય મળે એમ હોત તો અમે કંપની સરકાર સામે યુદ્ધ કરવા ક્ષણવારમાં તૈયાર થઇ જાત અને તમારા કહેવાની રાહ પણ ન જોત, કિન્તુ યુદ્ધ કરવાથી લાભ કરતાં હાનિ વિશેષ છે!" મામાસાહેબે પોતાના ખરા વિચારો દર્શાવ્યા.

"કેવી રીતે હાનિ વધારે છે?" લક્ષ્મીબાઇએ આતુરતા બતાવી.

"યુદ્ધ કરીએ, એટલે આપણી હાર તો ચોકસ છે, યુદ્ધમાં જેટલાં માણસો મરાય તે ઉપરાંત જેટલા જીવતાં પકડાય તેમની કત્લ થાય અને છેવટે ઝાંસી સંસ્થાન અગ્રેજોના હાથમાં જતા તેની પ્રજાની સ્થિતિ હાલના કરતાંય વધારે કફોડી થાય પછી તો રાણીજી! તમારી કે કુમાર દામોદરરાવના જીવવાની પણ આશા ન રહે! ઝાંસીનું નામ–ઝાંસીના રાજવંશનું નામ હમેશને માટે નાબુદ થઇ જાય! તેના કરતાં તો ઝાંસી ખાલસા થવા દેવું અને કંપની સરકાર જે વર્ષાસન બાંધી આપે તે સ્વીકારવું, કુમાર દામોદરરાવને ઉછેરવા, યોગ્ય તાલીમ આપવી અને ભવિષ્યની આશામાં જીવન વીતાવવું એ વિશેષ શ્રેયસ્કર છે." મામાસાહેબે સલાહ આપી.

"પણ તેથી કાંઈ ઝાંસી થોડું પાછું મળવાનું હતું?"

"કદાચ મળે પણ ખરૂં. હિંદના રજવાડાઓ આ ગવર્નર જનરલની રાજનીતિથી બહુ જ અસંતુષ્ટ થયા છે અને સહુ મનમાં બળ્યા કરે છે કદાચ નજીકના ભવિષ્યમાં આ અસંતોષ એક ભયંકર ઝંઝાવાતનું રૂપ ધારણ કરી કંપની સરકારને પરાસ્ત કરે તો નવાઈ નહીં!" દિવાનસાહેબે ભવિષ્ય ભાખ્યું

' ત્યારે શું " લક્ષ્મીબાઈ જરા આવેશથી બોલી ઉઠ્યા "આ અપમાન મૂંગે મોઢે સહી લેવું એમ જ તમારી સલાહ છે ને?"

"વર્તમાન સંયોગોમાં એથી વધારે સારી બીજી સલાહ આપી શકાય તેમ નથી' દિવાનસાહેબે મક્કમતાથી કહ્યું

"માનભંગ થઈ જીવવું તેના કરતાં માનસહિત મરવું બહેતર છે. રાણીએ પોતાનો વિચાર દર્શાવ્યો

"રાણીજી! આપે વીરત્વને છાજે તેવી વાત કરી! હું તો સરકારે આપેલા લુકા અન્નથી જીવવા કરતાં સમરક્ષેત્રમાં મરવાનું વધુ પસંદ કરૂં! માનભંગ થઈ અપમાન સહિત જીવવું, તે કરતાં, સ્વમાનથી, સામી છાતીએ લડતા મરવું હજારગણું શોભાભર્યું છે!" સેનાપતિ વચમાં બોલી ઉઠ્યા

"એ તો લાગણીની બાબત છે અને પ્રત્યેકની માન્યતાનો વિષય છે એમાં મતભેદ હોઈ શકે સમય અને સંયોગોનો વિચાર કરી પોતાને ઓછામાં ઓછી હાનિ થાય એવું પગલું ભરવાનું રાજનીતિનું સૂત્ર છે વળી સમગ્ર વસ્તુનો નાશ થતો હોય ત્યારે જેટલું બચે તેટલું બચાવવું એ પણ નીતિ-વ્યવહાર કુશળતા છે" દિવાનસાહેબે રાજનીતિનું સૂત્ર ઉચ્ચાર્યું.

' પણ ધારો કે, તમારી આટલી સમજાવટ છતા હું ઝાંસી ખાલી ન કરતા કંપની સરકારની સામે થાઉં તો-?"

"રાણીસાહેબ! ક્ષમા કરજો પણ તેવે વખતે અમે તમારી સાથે ઉભા રહી કંપની સરકારની સામે થઈશું નહીં જોસબંધ વહેતા પાણીની સામે થવામાં કાંઈ સાર ન નીકળે જાણી જોઈને મૃત્યુના મુખમાં પડવાની મૂર્ખાઈ અમારાથી નહીં થ વા!' દિવાનસાહેબે ભર્યાં ગઢાણી ઉત્તર આપ્યો.

"અને સેનાપતિજી! તમે શું કરશો?"

"દિવાનસાહેબની આજ્ઞા પ્રમાણે હું વર્તવાનો."

"પણ દિવાનસાહેબની વતી હું આજ્ઞા કરું તો?"

"તો તે પ્રમાણે વર્તવાની મારી ફરજ છે."

"રાણીજી! વિચાર કરો. રાજકાજનાં કામમાં આકળાં ઉતાવળાં થવાથી લાભ થતો નથી. સેનાપતિજી તો લડી જાણે, કંપની સરકાર સાથેની રાજખટપટમાં એમને બહુ ગમ ન પડે. દિવાનસાહેબ અને મારા અભિપ્રાયને તમે વજન નહીં આપશો તો હાલના કરતાં વધારે દુ:ખી થશો અને ઝાંસીની પ્રજાને પણ દુ:ખી બનાવશો એ ચોક્કસ માનજો. બાકી કંપની સરકાર સાથે યુદ્ધ કરવાનો અનુકૂળ સમય આવશે ત્યારે અમે તમને તેમ કરવાની સલાહ આપવામાં મોળા પડીશું નહીં અને લશ્કરને મોખરે રહી અમારા પ્રાણની આહુતિ આપવામાં પાછી પાની કરીશું નહીં!" મામાસાહેબે લક્ષ્મીબાઈને શાંત પાડવાનો પ્રયાસ કર્યો.

"રાણીસાહેબ!" દિવાનસાહેબે કહેવા માંડ્યું: "તમારામાં શૌર્ય છે, હિમ્મત છે, સાહસ છે, પણ તમારી ઉમ્મર નાની છે, રાજકાજનાં કામોનો બહુ અનુભવ નથી, દુનિયાદારીનું-હિંદની પરિસ્થિતિનું અને આ કંપની સરકારની આંટીઘુંટીનું તમને જ્ઞાન નથી, તેથી જ તમે લોર્ડ ડલહાઉસીના નિશ્ચયની સામે થવાની વાત કરો છો. કંપની સરકારની ભરતખંડમાં અત્યારે કેટલી પ્રબળ સત્તા છે, અને બ્રિટિશ સરકાર તરફથી તેને કેટલી મદદ મળી શકે તેમ છે તેનો જો તમને ખ્યાલ હોત તો તમે તેની સામે થવાનો વિચાર કર્યો ન હોત! પણ તમારી આવી વીરતા અને સાહસ આજે નહીં તો કોઈ દિવસ કામ લાગશે! અત્યારે હિંદમાં રજવાડાંઓ કંપની સરકારના વહીવટ-રાજનીતિ સામે ધુંધવાઈ રહ્યાં છે, પ્રજા પણ અસંતુષ્ટ થઈ છે, અને છુટાછવાયા ધુંધવાતા અગ્નિનો સમુદાય જ્યારે એકત્ર મળી ભભુકી ઉઠશે, ત્યારે તે વખતે તમારા જેવી વીર્યશાળી સ્ત્રી શાન્ત બેસી શકશે નહીં. એવે વખતે તમે કંપની સરકાર સામે હાથ ઉગામી શકશો અને જો એ અગ્નિનો વિજય થયો, કંપની સરકારનું બળ તૂટ્યું, તો પુનઃ ઝાંસી સંસ્થાનનાં તમે રાજમાતા થશો. બોલો શું કહો છો?" નરસિંહરાવના શબ્દોથી ખંડ ગાજી રહ્યો.

"દિવાનજી! મને કાંઈ સમજ પડતી નથી. તમારૂં કથન ખોટું છે, અગર તમારો અનુભવ બરાબર નથી એમ હું કહી શકતી નથી, તોપણ કંપની સરકારનો નિર્ણય ચૂપચાપ સ્વીકારતાં દિલ ચાલતું નથી. પ્રાણપ્રિય ઝાંસીનો ત્યાગ કરવાનો વિચાર માત્ર મને કંપાવી નાખે છે. દિવાનજી! પિતાજી! ઝાંસીને બચાવો! મારી ખાતર ઝાંસીને બચાવો! હા! ઝાંસી વગર હું કેમ જીવી શકીશ!"

આટલું કહેતાંમાં લક્ષ્મીબાઈની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગી અને તેમનાં ડૂસકાંનો અવાજ મોટેથી સંભળાવા લાગ્યો. રાજ્યના નોકર અધિકારીઓ પણ આ કરૂણ દૃશ્ય જોઈ ગળગળા બની ગયા, અને એક વીરાંગનાની લાચાર સ્થિતિ જોઈ શરમાઈ ગયેલો સૂર્ય પણ પોતાનાં લાલ કિરણો ફેલાવતો નજર બહાર થઈ ગયો.





શુ પ્રે મુંબઈ     દિવાનજી! પિતાજી! . મારી ખાતર આમીને બચાવો!     (પૃષ્ઠ ૧૩૨)

# મહારાણી લક્ષ્મીબાઈ

અથવા

# ખાલસાનું ખપ્પર



## ખંડ ૨ જો



## વીરાંગના



# ખંડ ૨ જો



## વીરાંગના



### પ્રકરણ ૧ લું

### રાજમાતાનું અપમાન


ત્રણુ વર્ષ જોતજોતામાં વહી ગયાં. સાચી વાત છે કે સારા દિવસો બહુ જલ્દીથી પસાર થતા હોય એમ લાગે છે અને ખરાબ દિવસો કેમેય કર્યા જતા ન હોય-લબાતા હોય એમ લાગે છે. સમયની મર્યાદા એકસરખી હોવા છતાં માનસિક સ્થિતિના ભેદને કારણે આમ જણાય છે. આટલું છતાં સારા યા માઠા દિવસો બેસી તો રહેતા જ નથી! અને મનુષ્યનો સ્વભાવ પરિસ્થિતિને અનુકૂળ થવા ટેવાઈ જાય છે.' મનુષ્ય સ્વભાવની આ ખાસિયત જ તેને દુઃખના સમયમાં જીવન ટકાવી રાખવાનું બળ આપે છે, નહિતર આજે બને છે તે કરતા અનેક ગણી સખ્યામાં આપઘાતો બનતા હોત.

જ્યાં સુધી અમુક આપત્તિ આવી નથી હોતી ત્યાં સુધી તે વધારે ભયંકર અને અસહ્ય લાગે છે, પણુ જ્યારે તે સાચેસાચ આવી પડે છે ત્યારે તેનો ક્ષણિક આઘાત શમી ગયા બાદ, મનુષ્ય તે સહી શકે એટલો ધીરજવાન બને છે અને સમય જતાં એવી આપત્તિથી ટેવાઇ જઇ, છેવટે તેને આપત્તિ ન માનતા સામાન્ય સ્થિતિ સમજે છે. મનુષ્યના મનની આવી સ્થિતિને લીધે અનેક દુઃખથી ભરેલા આ જગતમાં માણુસો સુખ માની જીવન ગાળી શકે છે.

રાણી લક્ષ્મીબાઈનું પણ આજ પ્રમાણે થયું. જ્યારે ઝાંસી ખાલસા થવાનો સરકારી ખલીતો આવ્યો; ત્યારે તે ક્ષણિક દુઃખના ભારથી અને લાગણીની પ્રબળતાથી મૂર્છાવશ બની ગયાં હતાં; અને શુદ્ધિમાં આવ્યા પછી ઝાંસીનો કબજો અંગ્રેજ સરકારને ન સોંપતાં તેની સામે યુદ્ધ કરવાના વિચારનાં હતાં, પણ દિવાનસાહેબ તથા મામાસાહેબની સમજાવટથી તેમણે યુદ્ધ કરવાનો વિચાર મોડી વાળ્યો હતો. અને આખરે પોતાને પ્રાણથી પણ અધિક પ્રિય ઝાંસીનો કિલ્લો છોડવાની નામરજી છતાં, એ કિલ્લો છોડી પોતે શહેરમાં આવેલા રાજવાડામાં રહેવા ગયાં હતાં.

જે દહાડે તેમણે ઝાંસીના કિલ્લાનો ત્યાગ કર્યો, તે દહાડે લક્ષ્મીબાઈના મનની વેદના અત્યંત તીવ્ર હતી અને મહારાજના મૃત્યુ વખતે તેમના હૃદયમાં જેટલો સંતાપ થયો હતો તે કરતાં આ પ્રસંગે તેમને અનેકગણો વધારે સંતાપ થયો હતો. આ સંતાપને કારણે બે દિવસ સુધી તેમણે અનાજ ખાધું ન હોતું અને શયનખંડમાંથી બહાર નીકળ્યાં ન હોતાં, તેમ જ કોઈને પણ મોઢું બતાવ્યું ન હોતું.

ઝાંસી સંસ્થાનની રાણી—લાખોની ઉપજના સંસ્થાનની રાણી અને રાજમાતા આજે સામાન્ય સ્ત્રી બની ગઈ હતી ! જેના પૂર્વજોએ અનેક કષ્ટ વેઠી અને વીરતા બતાવી ઝાંસી સંસ્થાનની સ્થાપના કરી અને સાચવી રાખ્યું તેની રાજવધૂ આજે અપુત્ર હોવાને કારણે કંપની સરકારની કુટિલ રાજનીતિનો ભોગ બની રાજગાદીથી વંચિત બની હતી. આજે તેના પ્રિય કિલ્લા ઉપર કંપની સરકારનો યુનિયન જેક ફરફરી રહ્યો હતો અને મરાઠાઓનો રાષ્ટ્રધ્વજ ભગવો ઝુંડો અદશ્ય થઈ ગયો હતો. આજે એ કિલ્લામાં મરાઠી સરદારોની દોડધામ શમી ગઈ હતી. તેનું સ્થાન કંપની સરકારની ગોરી પલટણે લીધું હતું. સંસ્થાનની સર્વ સમ્પત્તિ રાણી લક્ષ્મીબાઈની મટી આજે કંપની સરકારની માલેકીની બની ગઈ હતી ! જે રાણી ઇચ્છામાં આવે ત્યારે સંસ્થાનના રાજભંડારમાંથી આશ્રિતોને અને સરદારોને યથેચ્છ સંપત્તિ અને દાન આપી શકતી હતી, તેને આજે કંપની સરકારની દયા ઉપર જીવવાનો વખત આવ્યો હતો ! કંપની સરકાર મહીને દહાડે રૂ. ૫૦૦૦) આપે તેમાંથી તેને પોતાનું તમામ ખર્ચ ઉપાડવાનું હતું ! અનેક મનુષ્યો ઉપર મહેરબાની દર્શાવનાર રાજરાણીને કંપની સરકારની મહેરબાની ઉપર જીવવાનો

સમય આવ્યો એ કાળચક્રની અતિવિચિત્ર ગતિ નહીં તો બીજું શું? ભાગ્ય-દેવીની વિચિત્રતા નહીં તો બીજું શું?

પણ હવે તો નવી સ્થિતિમાં મૂકાયાને ત્રણ વર્ષ વીતી ગયાં હતાં, અને ત્રણ વર્ષના એ ગાળામાં તો લક્ષ્મીબાઈ પ્રાપ્ત થયેલી પરિસ્થિતિને અનુકૂળ થતાં શીખી—ના—ટેવાઈ ગયાં હતાં આટલું છતાં, જ્યારે જ્યારે તેમની નજર ઝાંસીના કિલ્લા ઉપર ઉડતા યુનિયન જેક તરફ પડતી, ત્યારે ત્યારે તેમની આંખમાં કાંઈ અસામાન્ય ચમકારો દેખાઈ આવતો અને ભ્રમર સંકોચાતી, તેમ જ હોઠ દૃઢતાથી ભીડાતા જ્યારે જ્યારે પૂર્વજીવનનો પ્રસગ નીકળતો અગર તેની સ્મૃતિ તાજી થતી, ત્યારે ત્યારે રાણીના હૃદયમાંથી છુપો છતાં ઊંડો નિ:શ્વાસ નીકળી જતો

હિંદના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહી જાય એવી ૧૮૫૭ની સાલ અર્ધી ખલાસ થવા આવી હતી ચૈત્ર મહીનાનો આરંભ થઇ ચૂકયો હતો અને સામાન્ય રીતે અતિશય ગરમીવાળા ઝાંસીના પ્રદેશમાં ઉનાળાના પ્રખર તાપથી ગરમીનું પ્રમાણ બેવડું થયું હતું

સાંજના પાંચ વાગ્યા પછી મહારાણી લક્ષ્મીબાઈ શુક્રવાર હોવાથી મહાલક્ષ્મી માતાના દર્શન કરવા મ્યાનામાં બેસી રાજવાડામાંથી બહાર નીકળ્યાં

ઝાંસી સસ્થાન ખાલસા થયા પછી લક્ષ્મીબાઈ ભાગ્યે જ રાજવાડાની બહાર નીકળતાં હતાં, પોતાનો ઘણોખરો સમય ઈશ્વરભજનમાં જ ગાળતાં હતાં તેઓ પ્રાત:કાળમાં ચાર વાગ્યે ઉઠી સ્નાનવિધિ કરી પાર્થિવપૂજા કરતાં. રાજવાડામાં ઘોડા ઉપર બેસી થોડાં ચક્કર મારતાં અને અગિયાર વાગ્યે ફરીથી સ્નાન કરી તિલદાન કરી ભોજન કરતાં સાંજના ત્રણ વાગતાં સુધી ૧૧૦૦ રામનામ લખી માછલાંને નાંખતા. સાંજના પુરાણ સાંભળતાં અને તે પછી કોઇને મળવું હોય તો મુલાકાત લેતા તથા આપતાં રાત્રે સ્નાન કરી ભોજન કરતા. શુક્રવારે મહાલક્ષ્મી દેવી ઉપરની અપૂર્વ શ્રદ્ધાને લીધે ઉપવાસ કરતા અને સંધ્યાકાળે તેમના દર્શન કરવા જતા હતાં આ તેમનો સામાન્ય ક્રમ હતો.

સસ્થાન ખાલસા થયા પછી દરબારી લોકોને રજા આપવામાં આવી હતી રાણીસાહેબનો કારભાર દિવાન તથા મામાસાહેબ કરતા હતા રાજ-વાડામાં શૂન્યકાર થઇ રહ્યો હતો પૂર્વની જાહોજલાલી અને દોરદમામ તથા

ભવ્યતા નામશેષ થઇ ગયા હતા સામાન્ય સ્થિતિના, દૈન્ય અવસ્થાનાં સર્વત્ર ચિહ્નો દેખાતાં હતાં. રાણી પોતે પણ દૈન્ય અવસ્થામા રહેતાં હતાં, સામાન્ય સ્ત્રીની જેમ જ રહેતા હતાં

રાજવાડામાંથી બહાર નીકળ્યાં ત્યારે લક્ષ્મીબાઇએ પોતાની સાથે માત્ર એક જ દાસીને લીધી હતી તે મ્યાનાની પાછળ પાછળ ચાલતી હતી

મહાલક્ષ્મીનું મદિર શહેરમા એક તળાવની વચમાં આવેલું હતું અને મદિરમાં જવા માટે પથરનો નાનો સરખો પૂલ બાધ્યો હતો તળાવની પાળ આગળ મ્યાનામાંથી ઉતરી લક્ષ્મીબાઇ આગળ ચાલ્યાં સરોવરનાં શાંત અને સ્થિર જળમાં મહાલક્ષ્મીનાં મદિરનું ભવ્ય પ્રતિબિમ્બ અને સામે જ મદિર જોઇ લક્ષ્મીબાઈની શ્રદ્ધા વૃદ્ધિ પામી સુખમાં—વૈભવવિલાસના સમયમાં ઈશ્વર કે દેવ ઉપર શ્રદ્ધા ઓછી થાય છે અને નાસ્તિક થવાનું મન થાય છે, પણ દુ ખના સમયમાં માણસ અંતર્મુખ વિરોષ થાય છે, એટલે તે ઈશ્વર ઉપર અગર તો કોઇ એવી બીજી અલૌકિક શક્તિ ઉપર વધુ શ્રદ્ધા રાખે છે અને વધુ દીન બને છે।

લક્ષ્મીબાઇએ મહાલક્ષ્મીના મદિરમા જઇ દેવી સમક્ષ પ્રણામ કર્યાં અને દેવીની સ્તુતિ કરી, થોડી વાર હાથ જોડી તેમની સામે ઉભાં રહ્યાં આ દેખાવ અપૂર્વ હતો એક દેવી હતા પણ દેવી છતાં નિર્જીવ હતાં, જ્યારે બીજા મનુષ્ય રૂપે સાક્ષાત્ દેવી જેવાં હતાં કેમ જાણે સાક્ષાત્ લક્ષ્મીજી સદેહે પૃથ્વી ઉપર અવતર્યાં નહીં હોય એવો રાણીને જોતાં ભાસ થતો હતો।

રાણીએ પરિચારિકાને ત્યાં થોભવાનું કહી પોતે હોડીમાં બેસી તળાવને સામે કિનારે ગયા જ્યારે જ્યારે લક્ષ્મીબાઈ મહાલક્ષ્મીનાં દર્શન કરવા આવતાં હતાં ત્યારે ત્યારે તેઓ તળાવને સામે કિનારે આવેલા પોતાના ઉદ્યાનમાં ફરવા નિમિત્તે જતા હતા

આ ઉદ્યાન સારા પ્રમાણમાં વિશાળ હતો અને તેમાં જાતજાતનાં સુગધી પુષ્પોના છોડ અને લતાઓ ઉપરાંત ફળઝાડો પણ સારી સખ્યામાં ઉછેરવામા આવ્યાં હતાં આ ઉદ્યાન રાણીની અંગત માલેકીનો હતો અને તેથી તેમાં રાણી, મામાસાહેબ, દિવાનસાહેબ અને રાણીના અનુચરો સિવાય અન્ય કોઇને જવા દેવામા આવતા ન હોતા

તળાવના શાંત-સ્થિર પાણીને અસ્થિર બનાવતી હોડી ચાલતી હતી, ત્યારે રાણીને પૂર્વ કાળના દિવસો યાદ આવ્યા. મહારાજને પરણ્યા પછી બન્ને દરરોજ સાંજે મહાલક્ષ્મીના દર્શન કરવા આવતાં અને હોડીમાં બેસી તળાવમાં ચક્કર મારતા અને ત્યાંથી ઉદ્યાનમાં જઈ પુષ્પો વીણી એક બીજાને આપતાં એ દિવસો સ્મરણમાં આવ્યા. આજે મહાલક્ષ્મીજીનું મંદિર પણ એનું એ જ હતું, તળાવ, હોડી, ઉદ્યાન અને પોતે પણ એ જ હતાં; છતાં મહારાજના અવસાનથી બધું પલટાઇ ગયું લાગતું હતું! સૌભાગ્યના એ દિવસો ફરી કાંઇ થોડા આવવાના હતા!

તળાવને કિનારે હોડી ઉભી રહેતાં લક્ષ્મીબાઇએ તેમાંથી ઉતરી કિનારા ઉપર આવી ઉદ્યાનમાં પ્રવેશ કર્યો. તળાવને કિનારેથી જ ઉદ્યાન શરૂ થતો હતો. આ વખતે સૂર્યનારાયણ ક્ષિતિજ ઉપરથી નીચે ઉતરતા હતા અને પશ્ચિમ દિશા રક્તવર્ણી બની ગઇ હતી.

ઘડીકમાં અસ્ત પામતા સૂર્ય તરફ, ઘડીકમાં પાછળ તળાવનાં સ્થિર જળ ઉપર, ઘડીકમાં તળાવમાં આવેલા મહાલક્ષ્મીના મંદિરનાં શિખર તરફ અને ઘડીકમાં આજુ બાજુ આવેલાં પુષ્પવૃક્ષો તરફ નજર નાખતાં લક્ષ્મીબાઇ આગળ વધતા હતા એક બાજુની ક્યારીમાં ડોલરના ખીલેલાં મીઠી સુગંધ આપી રહેલા બેચાર પુષ્પો ચૂંટી રાણીએ ગ્રીષ્મમંડપ તરફ ચાલવા માંડયું આ ગ્રીષ્મમંડપ રાણીએ પોતાના ઉપયોગ માટે ખાસ અલગ રાખ્યો હતો ઉદ્યાનના એ એકાંત ભાગમાં આવેલો હતો અને ચારે બાજુ ભાતભાતનાં વૃક્ષો અને છોડવાઓથી ઢંકાએલો હતો. મંડપને ચારે બાજુ જાઇજૂઇની વેલો ચઢાવી દીધી હતી અને માત્ર એક જ પ્રવેશદ્વાર રાખ્યુ હતું અંદરના ભાગમાં બે માણસો બેસી શકે એવી આરસની બેઠક હતી ગ્રીષ્મમંડપમાં રાણી લક્ષ્મીબાઇ મહારાજની સાથે લગભગ હમેશાં આવી બેસતાં હતાં. આ કારણથી આ મંડપ તેમને અત્યન્ત પ્રિય હતો અને મહારાજના અવસાન પછી પણ તેઓ ત્યાં આવી બેસતાં અને ગત જીવન સંભારી કોઇ વાર પ્રસન્ન થતાં તો કોઇ વાર ગમગીન બની જતાં.

ગતસૌભાગ્યના સુખી દિવસોનું સ્મરણ કરતા લક્ષ્મીબાઇ ગ્રીષ્મ-મંડપ તરફ ચાલતાં હતાં, ત્યારે અસ્ત પામતા સૂર્યનાં ઝાંખા પ્રકાશ અને

લાલિમાથી તેમનું ગૌર મુખ તેજસ્વી લાગતું હતું અને તેમનું આખું બદન સ્વર્ગના ઉદ્યાનમાં વિહરતી અપ્સરા જેવું મનોહર લાગતું હતું.

આજે વખતે શ્રીકંમમંડપમાં એક વ્યક્તિ મંડપનાં અગણિત પુષ્પોની માદક સુવાસથી ઉત્સાહિત બની કંઇ કંઇ તરંગોમાં રાચતી હતી.

"એક સમય એવો હતો કે જ્યારે મહારાજ ગંગાધરરાવના દિવાન તરીકે ઝાંસી સંસ્થાનની દિવાનગીરી કરવામાં મને રસ પડતો હતો અને જીવનમાં જોમ અને ઉત્સાહ આવતો હતો. મારું એકલું-અટુલું જીવન-સ્ત્રી અને સંતતિ વગરનું એકલવાયું જીવન-રાજની સેવા કરતાં અને લક્ષ્મીબાઇના સૂર્યસમ પ્રકાશિત મુખકમળને જોતાં કાંઇક રસિક બનતું હતું.

"પછી તો એ એકલવાયું જીવન અકારું અને અસહ્ય થઇ પડતાં મેં રાજનર્તકી ગજરા સાથે દોસ્તી બાંધી અને જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ એ દોસ્તી વધારે ગાઢ બનતી ગઇ. આજે લગભગ હું અને ગજરા ભિન્ન દેહ છતાં એકાત્મા જેવાં બની રહ્યાં છીએ. તો પણ મારું રાજસી હૃદય માત્ર ગજરાથી તૃપ્ત થાય તેવું ક્યાં છે? ગજરા ગમે તેવી તોય એક નર્તકી, વારાંગના! રાજનર્તકી થઇ તો શું થયું? રાણીના જેવું તેનું સૌંદર્ય અને પ્રતિભા ક્યાંથી હોય!

"મહારાજ પરણ્યા ત્યારે લક્ષ્મીબાઇની ઉમ્મર યુવાનીમાં પગ મૂકવા જેટલી હતી અને મહારાજ જીવનને આરે આવી ઉભા હતા. આ વિષમતાથી લક્ષ્મીબાઇ અસંતુષ્ટ રહે એ સ્વાભાવિક હતું અને એમના મનનો ગુપ્ત કલેશ ગજરા જાણી શકી હતી અને તેના કહેવાથી હું પણ તે જાણી શક્યો હતો; તેથી જ તો મેં મનમાં એ યુવાન રાણી ઉપર મોહજાળ બિછાવવાનો યત્ન આદર્યો હતો; અને મારી પ્રિયપાત્રી ગજરાને જ તે કાર્ય માટે નિયુક્ત કરી હતી.

"મહારાજના અવસાન પછી અમુક સમય સુધી આ તદબીર સફળ થાય એવો સંભવ હતો, પણ ઝાંસી ખાલસા થતાં અને રાણીને ઝાંસીના કિલ્લાનો ત્યાગ કરી શહેરમાં રાજવાડામાં રહેવાની ફરજ પડતાં અને તમામ પરિસ્થિતિ બદલાઇ જતાં, રાજવૈભવ અને સત્તા નષ્ટ થતાં, મારી ધારણા તત્કાળમાં પાર પડે એવાં ચિહ્નો જણાતાં નહોતાં. આ કારણથી મેં અલ્પકાળને માટે મહારાણીની રજા લઇ યાત્રા કરવાનું ઉચિત ધાર્યું અને

ગજરાની સાથે લગભગ તમામ મુખ્ય તીર્થોની યાત્રા કરી. યાત્રા કરવામાં ધાર્યા કરતાં વિશેષ સમય વ્યતીત થયો અને પછી કાશ્મીરમાં થોડો સમય ગાળવાનું મન થતાં ત્યાં રોકાયો. આ પ્રમાણે લગભગ બે વર્ષ મેં યાત્રામાં કાઢી નાંખ્યાં. યાત્રા કરી પાછા ફર્યા અને હજી ૭ માસ જ થયા છે. પણ તે દરમ્યાન ગજરાની સહાયથી મારી યુક્તિ પુનરપિ ચાલુ છે. ગજરાના કહેવા ઉપરથી હું સમજી શકું છું કે કદાચ આટલા લાંબા કાળ પછી રાણીનું દિલ દ્રવ્યું હોય, તે મારા જેવા વીરપુરૂષ તરફ આકર્ષાઈ હોય અને કદાચ મારી માગણી માન્ય રાખે તો નવાઇ નહીં.

"માટે જ આજે છેલ્લો પાસો નાંખી જોવો. એકાદ બે વાર દાણો દાબી તો જોયો છે; પણ સ્ત્રીના હૃદયની સહેલાઇથી ખબર પડતી નથી. જો રાણી મારી માગણી સ્વીકારે તો એનો વગર પગારનો નોકર થઇ રહેવામા પણ સ્વર્ગસમ સુખ મળે એમ છે; પણ જો મારી માગણીનો અનાદર થાય તો પછી રાણીની સેવામાં એક દિવસ પણ રહેવુ ઉચિત નથી, અને હવે રાણીની સેવામા રહીને કરવાનું પણ શુ છે? જે કાંઇ થોડો ઘણો વહીવટ કરવાનો છે તે મામાસાહેબ કરે છે, મારી બુદ્ધિનો કે કુશળતાનો ઉપયોગ કરવાનો અહીં અવકાશ ક્યાં છે? મારે મારી કાર્યશક્તિને ખહે-લાવવા આથી વિશાળ ક્ષેત્રની જરૂર છે, અને કંપની સરકારની નોકરીમાં આજકાલ ઠીક તડાકા પડે તેમ છે. પૈસો અને પ્રતિષ્ઠા બન્ને એકી સાથે મળે એમ છે. એટલે જો આજે આપણું ધાર્યું ન થાય તો આ રાણી અને ઝાંસી બન્નેનો ત્યાગ કરવો અને કાનપુર, દિલ્હી કે કલકત્તા–ગમે ત્યાં જઇ કંપની સરકારની નોકરી લેવી. હું ગમે ત્યાં જાઉં, પણ ગજરા તો મારી સાથે જ! ગજરા તો ફુલના ગજરા જેવી છે; કોમળ અને સુવાસિત, મનોહર અને મીઠી!

"આજે શુક્રવાર છે, એટલે રાણી અવશ્ય આ બાજુ આવવાં જોઇએ!"

આમ વિચાર કરી નરસિંહરાવે ગ્રીષ્મમંડપમાથી બહાર જોયુ તો સામેથી લક્ષ્મીબાઇને આવતાં દીઠાં તેનું દિલ ધડકવા લાગ્યુ. જે પ્રસંગની પોતે હમણા જ કલ્પના કરી હતી અને જે સમયની તે દીર્ઘકાળથી રાહ જોઇ રહ્યો હતો તે પ્રસંગ સન્મુખ એક રીતે આવી પહોચ્યો હતો!

ગ્રીષ્મમંડપમાં નરસિંહરાવ એકલો જ હતો. ગ્રીષ્મ ઋતુનો સાયંકાળ અને સરોવરનાં જળ ઉપરથી આવતો શીતળ પવન, પુષ્પોની સુવાસ અને એકાંત રમણીય સ્થાનઃ આ સર્વ કોઈ પણ પુરુષનું ચિત્ત વિહ્વળ કરવા માટે પૂરતાં હતાં, તો પછી નરસિંહરાવ જેવા કામી પુરુષના મનનું શું પૂછવું?

અને રાણી લક્ષ્મીબાઈ અત્યારે યૌવનના પૂર બહારમાં હતાં; વિધવા હતાં, વિધવાને શોભે તેવાં સાદાં આભૂષણો તેમણે ધારણ કર્યાં હતાં, છતાં તેમનું સ્વાભાવિક સૌંદર્ય એટલું બધું આકર્ષક અને મોહક હતું કે ગમે તેવા ત્યાગી પુરુષનું મન પણ ચંચળ બની જાય! શ્વેતરંગની રેશમી સાડી, એવી જ તંગ ચોળી તેના ભરાવદાર શરીરને બરાબર બંધ બેસતાં હતાં. પગની મોજડીઓ મંદ છતાં દૃઢ ગતિથી ચાલતી વખતે ચમ્‌ચમ્ અવાજ કરી વાતાવરણને સંગીતમય બનાવતી હતી. કાળા વિશાળ કેશકલાપમાં તેજસ્વી વદન કાળાં વાદળાંમાં પ્રકાશતા સૂર્ય જેવું લાગતું હતું. ભલભલા માણસોનું ચિત્ત સ્થિર રહી શકે તેમ ન હોતું, તો પછી નરસિંહરાવનું શું કહેવું!

લક્ષ્મીબાઈએ જ્યારે ગ્રીષ્મમંડપમાં પ્રવેશ કર્યો, ત્યારે સૂર્ય અસ્ત પામ્યો હોવા છતાં હજી અંધકાર ફેલાયો ન હોતો. પ્રકાશ જરા ઝાંખો પડવા માંડ્યો હતો.

ગ્રીષ્મમંડપમાં નરસિંહરાવને જોઈને રાણી એકાએક બોલી ઉઠ્યાં: "ઓહો! તમે અહીં ક્યારના આવી ચઢ્યા છો?"

રાણી અને નરસિંહરાવ આ ઉદ્યાનમાં ઘણી વાર એકાંતમાં મળતાં હતાં, એટલે નરસિંહરાવને ગ્રીષ્મમંડપમાં જોઈ રાણીને આશ્ચર્ય પામવાનું કશું કારણ નહોતું.

"પધારો!" કહી નરસિંહરાવે ઉભા થઈ રાણીને આસન આપ્યું, અને રાણીજી બેઠા પછી પોતે એક જ આસન ઉપર છતાં રાણીજીથી જરા દૂર બેઠા. "મને અહીં આવ્યાં ઘણો સમય થયો."

"કેમ, આજ કંઈ ઘેરથી બહુ વહેલા નીકળી પડ્યા?"

"ઘરમાં ન ગોઠ્યું એટલે આ ઉદ્યાનમાં આવ્યો. જાણ્યું કે તમે વહેલાં આવશો, એટલે બે ઘડી વાતચીત કરી વખત પસાર કરીશું: પણ

આજ તો તમેય મોડાં આવ્યાં, એટલે એકનો એક પચ્યો પચ્યો વિચાર કરતો હતો." નરસિંહરાવે બાજી ગોઠવવાની શરૂઆત કરી.

"શા વિચાર કરતા હતા, દિવાનજી!" રાણીએ મુખ ઉપર સ્મિત ફરકાવી પ્રશ્ન કર્યો.

એ સ્મિત નિર્દોષ ભાવથી કરવામાં આવ્યું હતું, છતાં વિકારવશ બનેલા અને પોતાના જ દૃષ્ટિબિંદુથી બીજાને માપતા નરસિંહરાવને એમા વિકાર લાગ્યો. એ સ્મિતમાં કાંઇક ગુપ્ત હેતુ લાગ્યો અને પોતાની ઇષ્ટ સિદ્ધિની તૈયારી લાગી ખરેખર कामी स्वतां पश्यति। તે જરા પ્રસન્ન થઈ બોલ્યો "રાણીજી! હવે બીજા શા વિચાર કરવાના હોય? કંપની સરકારની કૃપાથી રાજકાજની ખટપટ અને બોજો તો મારે માથેથી અને તમારે માથેથી પણ ઉતરી ગયો છે. જે કાંઇ થોડું ઘણું સભાળવાનું છે તે મામાસાહેબ સભાળે છે. આવી સ્થિતિમા વિચાર તો માત્ર એકલવાયાપણાના જ આવે—બીજા ન આવે"

"શુ દિવાનજી, તમારી આટલી ઉમ્મરે પણ તમને એકલવાયાપણું લાગે છે ખરૂ?" રાણીએ સીધો સવાલ પૂછી નાંખ્યો

"રાણીજી! કેમ ન લાગે? જગતમાં સ્ત્રી અને પુરૂષની જોડી ઇશ્વરે હેતુપૂર્વક યોજી છે," દિવાનની આંખમા જૂદી જ ચમક રમી રહી "એક બીજાનું પૂરક છે. સ્ત્રીને પુરૂષ વગર ચાલતુ નથી અને પુરૂષને સ્ત્રી વગર ચાલતું નથી એમા ઉમ્મરનો ભેદ આડે આવતો નથી યુવાનીમા જ સ્ત્રી પુરૂષને પરસ્પરની ઝંખના થાય અને પછી એ ઝંખના શમી જાય એવુ કાંઇ નથી! યુવાનીમાં જુસ્સો પ્રબળ હોય છે, એટલે સ્ત્રી પુરૂષને પરસ્પરના સમાગમની ઇચ્છા વધુ તીવ્ર અને ઉત્કટ હોય છે, પણ જેમ જેમ દિવસો જતા જાય છે અને યુવાનીનાં પગનાં અદૃશ્ય થતાં જાય છે તેમ તેમ સ્ત્રી પુરૂષ દરેકને પરસ્પરના સહચાર અને સહવાસની વધુ ઇચ્છા થાય છે યૌવન ગયા પછી પરસ્પરાવલમ્બન આવશ્યક—ના—અનિવાર્ય થઇ પડે છે, અને રાણીજી!" નરસિંહરાવે પોતાની મૂછ ઉપર અજાણતાં જ હાથ ફેરવી આગળ ચલાવ્યુ; "મારી વય કાંઇ બહુ મોટી થઇ નથી તમે કેટલા વરસ ધારો છો?"

"ચાળીસ—બેતાળીસ!" રાણીએ જવાબ આપ્યો. દિવાનજીના આ ભાષણથી તેના હૃદયમા સતેની લાગણીઓ—દબાઇ ગયેલી અને દબાવી

રાખેલી લાગણીઓ બહાર આવવા જોર કરવા લાગી. તેમના મુખ ઉપરથી આ ફેરફાર સ્પષ્ટ દેખાતો હતો.

"ના, ના, તેમ નથી!" નરસિંહરાવ હસીને બોલ્યો: "હજી તો ૩૫ મું વર્ષ પણ પૂરૂં નથી થયું. પણ તમને કેટલામું વર્ષ ચાલે છે?"

"મને? હા અને ૨૧-૨૨ મું વર્ષ ચાલે છે. તમારી અને મારી ઉમ્મર વચ્ચે ઘણું અંતર છે!" રાણીજીએ કાંઇક સંકોચથી જવાબ આપ્યો.

"ભૂલો છો. ૧૨-૧૩ વર્ષનો ગાળો એ કાંઇ બહુ અંતર ન કહેવાય. પણ સ્ત્રીને પુરૂષ કરતાં વહેલી યુવાની આવે છે. એટલે ૩૫ વરસે મારી વય વધારે ન જ કહેવાય. જેમ તમે અત્યારે યૌવનમાં આવી ઉભાં છો તેમ હું પણ યુવાવસ્થામાં આવી ઉભો છું, તમે એક ડગલું ભર્યું હશે, તો મેં કદાચ બે ડગલાં ભર્યાં હશે, પણ બન્ને યુવાનીમાં તો ખરાં જ!" દિવાન સાહેબે આજ વધુ પડતી છૂટ લઈ બોલવા માંડ્યું હતું.

"તો પણ તમે કેમ અકાળે વૃદ્ધ થયા હો એવા લાગો છો? તમારા મુખ ઉપર કોઇ કોઇ કરચલીઓ કેમ દેખાય છે? અને તમારૂં મુખ હસતું તો ભાગ્યે જ જોવામાં આવે છે તેનું શું કારણ?" રાણીજી પણ આજે છૂટથી વાતો કરતાં હતાં. અતિ પરિચયને લીધે આટલી છૂટથી વાતો કરવામાં તેમને વાંધો લાગ્યો નહીં.

"રાણીજી! તમારી વાત ખરી છે!" નરસિંહરાવે રાણીની આંખો સામે તાકીને જોઇ રાણીજી સાંભળી શકે એવો નિઃશ્વાસ નાખી કહ્યું: "હું યુવાન છું, છતાં વૃદ્ધ જેવો દેખાઉં છું એ ખોટું નથી. પણ તેનું કારણ છે. રાણીજી! હું સત્તર વર્ષની વયે પરણ્યો, આઠ વર્ષ સુધી મેં ગૃહસ્થાશ્રમ ભોગવ્યો; છતાં મારા ભાગ્યમાં જે સ્ત્રી મળી હતી તે મારા હૃદયની હોંશ પૂરી કરી શકી નહીં. અને જ્યારે અમે બન્ને એકમેકને સમજવા લાગ્યાં, યૌવનની શરૂઆતમાં દાખલ થયાં; ત્યારે મારી સ્ત્રી અકાળે ચાલી ગઈ—આ જગતમાંથી સદાને માટે ચાલી ગઇ અને હું એકલો રહી ગયો. તે પછી કોણ જાણે કેમ, પણ મને ફરીથી પરણવાનો વિચાર આવ્યો જ નહીં, અને હું એકલવાયું જીવન ગાળવા લાગ્યો. મારી સ્ત્રી કાંઈ તેના સ્મરણ ચિહ્ન તરીકે સંતતિ મૂકી ગઇ ન હોતી, એટલે મારા જીવનમાં ગૃહસૌખ્ય જેવું કશું જ રહ્યું ન હોતું. રાજ્યની નોકરીમાં બધો સમય ગાળવા લાગ્યો અને એ રીતે

મારા એકલવાયા જીવનને વિસારવા લાગ્યો. પણ મન બારેલા અગ્નિની જેમ બહારથી સંતુષ્ટ અગર પ્રસન્ન દેખાવા છતાં અંદરખાનેથી અસંતુષ્ટ, અપ્રસન્ન અને સળગતું હતું. મારું અંતર એક જ્વાળામુખિ જેવું હતું. કવચિત તેમાંથી અસંતોષનો-સંતાપનો વહ્નિ બહાર નીકળી આવતો, બાકી તો તે સદૈવ શાંત લાગ્યા કરતું. રાણીજી! હવે તમે સમજી શકશો કે આટલી વયમાં શા માટે મારું મુખ કરમાઈ ગયું છે! જે સ્નેહની, જે ઉષ્માની મને જરૂર છે તેને અભાવે પાણી વિના જેમ કોમળ વેલ સુકાઈ જાય તેમ મારું હૃદય શુષ્ક બનતું જાય છે અને મારું શરીર કૃશ બની અકાળે વૃદ્ધત્વ પામતું જાય છે!"

"તો પછી શા માટે કોઈ યુવાન અને સૌંદર્યવતી મનગમતી સ્ત્રી સાથે લગ્ન કરી સંતોષ નથી મેળવતા!" લક્ષ્મીબાઈએ તુર્ત જ સીધો પ્રશ્ન પૂછી નાખ્યો.

આ સીધો પ્રશ્ન સાંભળી નરસિંહરાવ જરા ગુંચવાયો, શો ઉત્તર આપવો તે નક્કી કરી શક્યો નહીં પોતાના મનની અભિલાષા રાણી આગળ કેવી રીતે વ્યક્ત કરવી તેના તે વિચારમાં પડી ગયો.

"કેમ કાંઈ જવાબ આપતા નથી? લગ્ન કરવું એ તમારા અખત્યારની વાત છે, છતાં તમે તે કરતા નથી અને પછી એકલવાયાપણાની ફરિયાદ કરો છો એ કેટલું નવાઈ જેવું લાગે છે! તમારા જેવા બાહેશ અને શ્રીમંત માણસને જોઈએ તેવી કન્યા મળી શકે તેમ છે!" લક્ષ્મીબાઈને લગ્ન ન કરવાનું કારણ જાણવાની ચટપટી થઈ.

"રાણીજી! શો જવાબ આપું!" દિવાનજીએ રાણીના લાલાશ પડતા મુખ તરફ જોઈ જવાબ આપ્યો. "લગ્ન કરવું એ મારા અખત્યારની વાત છે એ ખરું, પણ મને જોઈએ તેવી સ્ત્રી મળી શકે તેમ છે એ વાત બરાબર નથી. આટલાં વરસોમાં મેં કેટલીક સ્ત્રીઓ જોઈ છે, પણ તેમની સાથે લગ્ન કરવાની મને ઈચ્છા થઈ નથી. જ્યાં સુધી મનગમતી યુવતી ના મળે ત્યાં સુધી આમ જીવન વીતાવવું રહ્યું."

"શું કહો છો! દિવાનજી! તમારે લાયક ઝાંસી સંસ્થાનમાં કોઈ યુવતી જન્મી નથી કે શું? શું તમે સ્વર્ગની અપ્સરાની અપેક્ષા રાખો છો!" લક્ષ્મીબાઈએ હસીને ટકોર કરી અને તેનું હસતું વદન વધુ આકર્ષક બન્યું.

"ઝાંસીમાં એક એવી યુવતી છે કે જેના ઉપર મારી આંખ ઠરી છે, જેણે મારૂં ચિત્ત હરી લીધું છે અને જે ધારે તો મને પોતાનો પ્રેમ અર્પી મારા શુષ્ક જીવનને રસભર બનાવી શકે તેમ છે; પરંતુ એમ થવાની સંભવિતતા કેટલી અલ્પ છે અગર તો અશક્ય છે; એ જાણી હું મનમાં ને મનમાં જ સમસમી રહ્યો છું."

"દિવાનજી! જે યુવતીએ તમારૂં ચિત્ત હરી લીધું હોય તે ખરી ભાગ્યશાળી હોવી જોઇએ. ઝાંસી સંસ્થાનના માજી દિવાનની પસંદગી ગમે તેના ઉપર કાંઇ થોડી ઉતરે છે!, છતાં, એવી યુવતી કોણ છે કે જે તમારા હાથનો-સ્નેહનો અંગીકાર કરવા તૈયાર છે?" રાણીએ નિર્દોષતાથી પ્રશ્ન પૂછ્યો.

સમય કટોકટીનો આવ્યો હતો. ચોક્કસ જવાબ આપ્યાં વગર ચાલે તેમ નહોતું, અને ચોક્કસ જવાબ આપવામાં મોટું જોખમ ખેડવાનું હતું નરસિંહરાવની છાતી જોરથી ધબકવા લાગી. તેની નીચેની જમીન જરા સરી જતી હોય એવો તેને અનુભવ થયો. છતાં તેણે સઘળી હિમ્મત એકઠી કરી જવાબ આપ્યો: "રાણીજી! એ યુવતીનું નામ આપવાથી શો લાભ! એ કાંઇ થોડી મારી માગણી સ્વીકારવાની છે!"

"જો હું એ યુવતીનું નામ જાણું તો જરૂર તેને તમારી સાથે લગ્ન કરવા સમજાવું."

"પણ એ યુવતી કોઇની સમજાવી સમજી શકે તેમ નથી. એના પોતાના વિચારો જ એને સમજાવી શકે તેમ છે; અને એ ન સમજી શકે તેમાં નવાઇ પણ નથી."

"પણ, તમે વધુ વિસ્તાર કર્યા વગર મને એ યુવતીનું નામ કહોને, એટલે હું જોઇ લઇશ!" રાણીજીએ યુવતીનું નામ જાણવાની અધિરાઇ બતાવી.

"રાણીજી! બીજી પણ મુશ્કેલી છે! જે યુવતીમાં મારો પ્રેમ બંધાયો છે, તે સામાન્ય યુવતી નથી; એટલું જ નહીં પણ તે એક વાર પરણેલી છે અને વિધવા થએલી છે; અને એટલા કારણથી તે મારી સાથે ફરીથી લગ્નમાં જોડાઇ શકે એ હિંદુધર્મ પ્રમાણે સંભવિત નથી." દિવાનજીએ રાણીની સામે જોવાની હિમ્મત કર્યા વગર જવાબ આપ્યો.

હવે લક્ષ્મીબાઈને દિવાનજીના કથનમાં કાંઈક શંકા આવી, છતાં પુનઃ ખાત્રી કરવાના આશયથી પ્રશ્ન કર્યો "દિવાનજી! તમે એ યુવતીનું નામ ક્યાં સુધી ગુપ્ત રાખશો?"

"રાણીજી! મને વચન આપો કે તમે ગુસ્સે નહીં થાઓ, તો હું એ યુવતીનું નામ આપું." દિવાને આંખો નચાવતાં કહ્યું

"જાઓ, દિવાનજી! હું એવું વચન આપું છું." રાણીએ ધડકતે દિલે ઉત્તર આપ્યો લક્ષ્મીબાઈને હવે વિશેષ શંકા પડવા લાગી હતી.

"ત્યારે આજ ઘણે દિવસે મારૂં હૃદય તમારી આગળ ખુલ્લું કરવાની હિમ્મત કરૂં છું જે યુવતીમાં મારૂં મન પરોવાયું છે, જેના તરફ હું આકર્ષાયો છું અને જેના સૌંદર્યે મને મુગ્ધ કર્યો છે તે સુંદરી તમે પોતે જ છો!" દિવાનજી આટલું બોલી લક્ષ્મીબાઈ ઉપર પોતાના એ કથનની શી અસર થાય છે તે જોવા થોભી ગયો લક્ષ્મીબાઈ કાંઈ પણ બોલ્યા વગર વેધક દૃષ્ટિથી નરસિંહરાવ તરફ જોઈ રહ્યાં હતાં

રાણીજીને મૌન રહેલાં જોઈ નરસિંહરાવે આગળ ચલાવ્યું "તમે મહારાજ ગંગાધરરાવનાં ધર્મપત્ની છો, ઝાંસી સંસ્થાનનાં મહારાણી છો, એ જાણવા છતાં તમને જોયાં ત્યારથી જ હું તમારા તરફ આકર્ષાયો છું, ત્યારથી જ તમારા સૌંદર્ય ઉપર મુગ્ધ બન્યો છું. કોઈની ધર્મપત્ની અને એક સંસ્થાનની મહારાણી ઉપર મુગ્ધ ન બનવું જોઈએ એમ સમજવા છતાં હું મારા હૃદયને દબાવી શક્યો નથી, પણ મારા મનને વશ તો રાખી શક્યો છું અત્યાર સુધી મેં મારા હૃદયને દાબી રાખ્યું છે, પણ આજે પ્રસંગ નીકળ્યો ત્યારે જ મેં તમારી સમક્ષ મારૂં હૃદય ખુલ્લું કર્યું છે આટલાં વરસો થયાં મેં કદાપિ મારા મનના વિચારો તમારી આગળ પ્રકટ થવા દીધા નથી, એટલું જ નહીં, પણ તમને વીસરી જવા મેં ઝાંસીનો ત્યાગ કરી તીર્થયાત્રાનો શ્રમ લીધો હતો પરંતુ મારૂં હૃદય તમને ભૂલી શક્યું નથી રાણીજી! તમારૂં અલૌકિક સૌંદર્ય, તમારૂં અપ્રતિમ યૌવન અને તમારી અસાધારણ તેજસ્વિતા મારા ચિત્તને વિવશ અને પરવશ બનાવી દે છે રાણીજી! હું કામદેવનો અવતાર નથી, પણ તમે સાક્ષાત્ રતિનો અવતાર છો! અગર તમને રતિ સાથે સરખાવવાની પણ જરૂર નથી! રતિનું સૌંદર્ય પણ તમારા કરતાં ચડી જાય એવું શા માટે ન માનવું? આજે

પણ તમારૂં નામ આપવાની મારી ઈચ્છા ન હોતી; પણ તમારા અત્યાગ્રહથી મારે નામ આપવું પડ્યું છે. હું જાણું છું કે આ વાત તમને નહીં રૂચે અને એમ થાય એ સ્વાભાવિક છે. રાણીજી મને ક્ષમા કરશો!" આટલું બોલી નરસિંહરાવ લક્ષ્મીબાઈના મુખ સામે તાકી રહ્યો.

નરસિંહરાવની આ માગણી સાંભળી લક્ષ્મીબાઈ આશ્ચર્યમાં ગરક થઈ ગયાં; તો પણ જે શબ્દોમાં તેણે એવી માગણી કરી હતી તે શબ્દો માઠું લાગવાને બદલે હૃદયના તાર ઝણઝણાવી મૂકે એવા હતા. ઘડીભર લક્ષ્મીબાઈના હૃદયમાં યૌવનના, સ્નેહના, આનંદના, ભોગવિલાસના અને મોજશોખના વિચારતરંગો આવી ગયા, પણ તેના ઉપર કાબુ ધરાવી તેણે વાતને દાબી દેવા પ્રયાસ કર્યો.

"દિવાનજી! તમારા જેવો ભણેલો ગણેલો અને ચતુર બુદ્ધિશાળી મુત્સદ્દી પણ પરસ્ત્રીના મોહપાશમાં બદ્ધ થાય છે એ ખેદની વાત છે—અત્યંત શોચનીય વસ્તુ છે!"

"રાણીજી! બુદ્ધિને અને મુત્સદ્દીપણાને મોહપાશ સાથે કશો સંબંધ નથી. વિદ્વાન માણસ પણ વિકારવશ બને છે; વિકારવશ બનવું એ માનવસ્વભાવ છે."

"અને માનવસ્વભાવની એ નિર્બળતા ઉપર વિજય મેળવવો એ સત્પુરૂષનું કર્તવ્ય છે!" રાણીજીએ એકાએક વાક્ય પૂરૂં કર્યું.

"રાણીજી! યથાર્થ કહો છો; પણ હું પૂછું છું કે તમને કોઈ દહાડો વિકાર નથી થયો? કોઈ દહાડો તમારા મનમાં આવી નબળાઈ નથી આવી? કહે છે કે મેજર એલીસ તરફ તમે આકર્ષાયાં હતાં, લૉર્ડ ડલહાઉસી તરફ પણ તમે આકર્ષાયાં હતાં, અને પેલા ગંગાદાસ મહારાજ તરફ પણ તમારો અનન્ય ભાવ હતો! રાણીજી! માનવીને સુલભ અને સ્વાભાવિક એવી નિર્બળતાથી શું તમે પર છો?"

નરસિંહરાવના આ આક્ષેપોથી જરા ક્રોધમાં આવી લક્ષ્મીબાઈએ ઉત્તર આપ્યો: "દિવાનજી! માણસ માત્ર પોતાના ઉપરથી જ બીજાની તુલના કરે છે. તમે નિર્બળ છો, વાસનાના ગુલામ છો, માટે બીજાઓ પણ તમારી જેમ નિર્બળ હશે અને વાસનાના દાસ હશે એમ માની લીઓ છો, એ તમારી ભૂલ છે. હું વિશુદ્ધ છું, મારૂં ચારિત્ર્ય વિશુદ્ધ છે,

તેની તમારાથી ના પાડી શકાશે નહીં. આવો અનુચિત આક્ષેપ કરતાં તમારે શરમાવું જોઈએ."

"તમારી વિશુદ્ધતા માટે મને શંકા નથી, તમારા ચારિત્ર્ય માટે મેં પ્રશ્ન પૂછ્યો નથી. હું તો માત્ર એટલું જ પૂછું છું કે તમારા મનમાં કદી વાસના ઉદ્‌ભવી નથી? તમારૂં ચિત્ત કદી વિકારવશ બન્યું નથી? જો એમ હોય તો હું કહીશ કે તમે સામાન્ય સ્ત્રી નહીં, પણ દેવી છો!"

દિવાનજીના આ પ્રશ્નથી રાણીએ જરા અચકાઈને ઉત્તર આપ્યો: "વાસનાઓ ઉત્પન્ન ન થાય એ સ્થિતિ તો સ્થિતપ્રજ્ઞ પુરુષો અને યોગીઓજ પ્રાપ્ત કરી શકે છે. બાકી આપણાં જેવાં સામાન્ય મનુષ્યો બહુ થાય તો વાસનાઓ ઉપર વિજય મેળવી શકે છે, વાસનાઓના વેગને રોકી શકે છે, મનમાં વિકાર આવતાં તેને શમાવવાનો શુભ પ્રયાસ કરી શકે છે અને એટલું થાય તો પણ બસ છે."

"રાણીજી! માણસને વિકાર થાય, વાસના જન્મે, તે પછી તેની પરિતૃપ્તિ શા માટે ન સાધવી? માણસના મનની અધુરી રહેલી કામનાઓ તૃપ્ત થવા દેવાને બદલે અતૃપ્ત રહેવા દેવામાં શો લાભ છે? શું એમાં આપણી ઉન્નતિ છે? શું એ નતિ કદી ચલાશે? શું એ દંભ ન કહેવાય? રાણીજી! વાસનાઓને અતૃપ્ત રહેવા દેવી તે સર્વદા અહિતકર છે એટલું જ નહીં, પણ ધર્મ અને નીતિની દૃષ્ટિએ પણ અતૃપ્ત વાસનાઓ પુનર્જન્મ અપાવનારી છે તો પછી જે વાસનાઓ આ જન્મમાં પૂર્ણ કરી શકાય એવી હોય તો તેની શા માટે આ ભવમાજ તૃપ્તિ ન કરી લેવી?" દિવાનજીએ પોતાની નવી ફિલસૂફી રજુ કરવા માંડી.

સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય જામતું જતું હતું અને રાણીજીને આ વાદવિવાદમાં બહુ આનંદ આવતો ન હોવાથી તેમણે કુહાણુથી જ પતાવવાની શરૂઆત કરી અને પોતાને કંટાળો આવ્યો હોય તેમ એક બગાસું ખાધું.

"જુઓ, દિવાનજી! જે વિકાર અને વાસનાઓ શુદ્ધ હોય, ધર્મમૂલક હોય અને જેની તૃપ્તિ કરવાથી નીતિધર્મ સચવાતો હોય, માણસનું અધઃપતન ન થતું હોય અને સમાજ ઉપર માઠી છાપ ન પડતી હોય તો તેની પરિતૃપ્તિ સાધવામાં કાંઈ જ વાંધો નથી. મારા જેવી રાજમાતા અને

નિર્વંશતાની એવી વાસના–દેહના ઉપભોગની વાસના સમાજની દૃષ્ટિએ અહિતકર હોઈને ત્યાજ્ય છે; અને તેથી જ તે અધર્મ્ય છે! એવી વાસનાનું પોષણ કરવા જતાં સમાજમાં રાજકુટુંબ પ્રતિ જે આદર–જે માનભાવ છે તે નષ્ટ થાય છે, હિંદુઓની કૌટુંબિક સંસ્થાના મૂળમાં ફટકો પડે છે અને સમાજની સ્થિરતામાં, આંચ આવી પડે છે; તેથી જ તે વર્જ્ય છે! કુમારના હિત ખાતર અને સમાજના સમગ્ર હિતની દૃષ્ટિએ હું મારી અંગત વાસના ન પોષું એ જ શ્રેયસ્કર છે; અને તેથી જ તેના ઉપર વિજય મેળવવાનો મેં નિશ્ચય કર્યો છે!"

"રાણીજી! તમે આટલાં કઠોર હશો એમ હું નહોતો જાણતો! આટલા સમય સુધી મેં ધીરજ રાખી તે શું આ જવાબ સાંભળવા માટે! તમે મને નથી ઓળખી શક્યાં! હું નરસિંહરાવ, ધારું તો તમને ઝાંસીનું રાજ્ય પાછું અપાવું અને ધારું તો તમને આ રાજવાડામાંથી એક દિવસમાં અદૃશ્ય કરી દઉં! બોલો, તમે મારી વિનતિ સ્વીકારવા તૈયાર છો કે નહીં!" નરસિંહરાવે હવે ધમકીનો છેલ્લો પાસો અજમાવી જોયો.

રાણીએ સ્થિરચિત્તે જવાબ આપ્યો: "દિવાનજી! કંપની સરકારના સાધારણ અધિકારી આગળ ઝૂકીને સલામ ભરનારા મારા જેવી એક સ્ત્રી આગળ શેખી શું જોઈને કરો છો? બોલો, મેં ઝાંસી તો ગુમાવ્યું છે; હવે વધુ ગુમાવવાનું શું રહ્યું છે. જાઓ, આજથી તમારું કાળું મુખ મને ના બતાવતા. તમારા જેવા વિચારવાળી કોઈ વારાંગના શોધી લો. આજથી તમે મારા નોકર મટી જાઓ છો અને મારે અને તમારે કોઈ પણ પ્રકારનો સંબંધ રહેતો નથી. આ રાજવાડામાં ફરીથી પગ મૂક્યો, એટલે તમારા ઉપર રીતસર કામ ચાલશે, સમજ્યા?" રાણીનો રોષ વધતો જતો હતો.

"તમે ઝાંસી ગુમાવ્યું છે; પણ તે પાછું અપાવવાની મારામાં શક્તિ છે. જો તમે મારી માગણી કબૂલ રાખતાં હો તો ઝાંસી પાછું અપાવવાનું માથે લઉં, નહિતર તમને આમ સુખેથી રહેવા દેવાનો નથી."

"નરસિંહરાવ! ઝાંસીની ખાતર બીજા બધાનો ભોગ આપી શકું, પણ મારા શિયળ અને સચ્ચારિત્ર્યનો ભોગ ન આપી શકું; ઝાંસી કરતાં એ બે વસ્તુ મને વિશેષ પ્રિય છે, જીવન કરતાં પણ એ બે વધુ પ્રિય છે. શિયળ અને સચ્ચારિત્ર્યના ભોગે મારા જેવી વીરાંગના એક ઘડી પણ

જીવન નટકાવી રાકે તમે શું ઝાંસી પાછું અપાવવાના હતા? કપની સરકારની ખુશામત કરી પેટ ભરનાર અને પરસ્ત્રીના રૂપમા પતંગિયાંની પેઠે અંધ બની વિવેકબુદ્ધિ ગુમાવનાર તમે શી વીરતા દાખવવાના હતા? ઝાંસી અવિધ્યમા પાછું મળશે તો તે મારા આ બાહુબળે! નરસિંહરાવ! જેમ તમે અગાઉ તીર્થયાત્રા કરવા નીકળી પડ્યા હતા તેમ આવતી કાલથી નીકળી પડો, એજ તમારે માટે ઠીક છે. તમે મહારાજના જૂના અને વિશ્વાસુ મુખ્ય અધિકારી છો, એટલે તમને વિશેષ નથી કહેતી, બીજો કોઈ હોત તો આ ખંજર ભોકી તેનો અત્યારે ને અત્યારે પ્રાણ લેત!' કરડી આંખો મોટી કરી લક્ષ્મીબાઈએ કેડમાં ખોસેલી સોનાની મૂઠવાળી કટારી બહાર કાઢી અને વધતા જતા અંધકારમા તેનું પાનું ચળકાટ મારી રહ્યું

ચળકતા ખંજરને દેખી નરસિંહરાવ ધ્રુજી ઉઠ્યો, છતાં બહારથી હિમ્મત બતાવી બોલ્યોઃ "રાણીજી! પ્રાણ લેવ હેય તો પણ મારી ના નથી જેના પતિની મેં એકનિષ્ઠાથી સેવા કરી અને મહારાજની માંદગીમાં અને મૃત્યુ પછી રાજકાજ સભાળી જેને મેં આટલી સ્થિતિએ સુરક્ષિત રાખ્યાં, તે રાણી તેના વફાદાર દિવાનને ખંજરથી મારી નાંખવા તૈયાર હોય તો મારી છાતી ખુલ્લી છે! શું જુઓ છો, કરો ઘા અને આ દુખી જીવનનો અત લાવો!"

નરસિંહરાવના શબ્દોમા એક પ્રકારનો કટાક્ષ હતો તે લક્ષ્મીબાઈ ન સમજી શકે એમ નહોતું તેણે ખંજર મ્યાન કર્યું અને રોષભરી દૃષ્ટિથી નરસિંહરાવ સામે જોઈ જતા જતા કહેવા માંડ્યું 'દિવાનજી! આજથી આપણો સબંધ પૂરો થયો તમે તમારે રસ્તે અને હું મારે રસ્તે! ઝાંસીનો ત્યાગ કરશો તો તેમાં તમારૂ વધારે શ્રેય છે, અહીંયા રહેશો તો કોઈ દિવસ અથડાઈ પડશો, અને તે વખતે આ ખંજર તમારો ભોગ લીધા વગર તૃપ્ત નહીં થાય તે યાદ રાખજો!'

'રાણીજી! લક્ષ્મીબાઈ! રાણી અને દિવાન તરીકેનો, તમારા વિશ્વાસુ અધિકારી તરીકેનો સબંધ આજથી પૂરો થયો એ ખરી વાત પણ આજથી હું તમારો મિત્ર મટી દુશ્મન બનું છું તે સમજી લેજો ઝાંસીનો ત્યાગ કરવો યા ન કરવો તે મારી મરજીની વાત છે. મારૂં શ્રેય શામા છે તે હું તમારા

કરતાં વધુ સારી રીતે સમજી શકું છું! યાદ રાખજો કે આ રૂપીઆ ૫૦૦૦નું સાલીયાણું સુખથી ભોગવો છો તે ઝાઝીવાર ટકવાનું નથી. નરસિંહરાવ સાથે વેર બાંધીને કાંઇ કાચું કાપ્યું છે તે તમે ફાવશો!"

દિવાનજીના છેલ્લા શબ્દો આવેશથી બોલાયા હતા અને લક્ષ્મીબાઈ ગ્રીષ્મમંડપની બહાર નીકળી ગયાં હતાં, છતાં આ ધમકીભર્યા આકરા શબ્દો તેમના કર્ણ ઉપર અથડાયા હતા; પણ તેની લેશ પણ દરકાર કર્યા વગર લક્ષ્મીબાઈ ઉતાવળે પગલે આગળ જતાં હતાં. રાણીજીના અંતરમાં અને બહાર સર્વત્ર અંધકાર પથરાઇ રહ્યો હતો.

---

## પ્રકરણ ૨ જું

## અગ્નિમાં આહુતિ

ઝાંસીનું વાતાવરણ તદ્દન અનિશ્ચિત હતું. ઝાંસીની આજુબાજુના લશ્કરમાં અશાન્તિ પુષ્કળ હતી, એટલું જ નહીં, પણ બરહાનપુર, મીરત, દિલ્હી વગેરે ઠેકાણે લશ્કરી ટુકડીઓએ ખુલ્લું બંડ કર્યું હતું અને બ્રિટિશ રાજસત્તાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો હતો. તેમજ ઠેકઠેકાણેથી દરૂગોળાનો કબજો લઇ કંપની સરકારના ગોરા સૈન્ય સામે લડવાની તૈયારી કરી દીધી. કેટલેક ઠેકાણે દેશી પલટણે પોતાના ગોરા અધિકારીઓને ઠાર કર્યા. પણ ઝાંસીના લશ્કરમાં હજી આ બળવાનો પવન ફેલાયો નહોતો અને ઝાંસીના બ્રિટિશ અધિકારીઓ એમ માનતા હતા કે ઝાંસીમાં કદાપિ બળવાખોરો ફાવી શકે એમ નહોતું. ઝાંસીની દેશી પલટનની વફાદારીમાં તેમને પૂરતી શ્રદ્ધા હતી.

આ અરસામાં દામોદરરાવને સાત વરસ પૂરાં થતાં લક્ષ્મીબાઇએ તેને ઉપવીતસંસ્કાર આપવાનું નક્કી કર્યું. આ પ્રસંગે ખરચ કરવા જેટલા રાણી લક્ષ્મીબાઇ પાસે પૈસા નહોતા. મહારાજ ગંગાધરરાવની દરબારી સીલકમાંના ૬ લાખ રૂપીઆ દામોદરરાવને નામે સરકારી ખજાનામાં જમે કરવામાં આવ્યા હતા, જેમાંથી જનોઇના પ્રસંગ માટે રાણી

સાહેબે એક લાખ રૂપીઆની માગણી કરી સરકાર તરફથી તેનો એવો ઉત્તર મળ્યો કે 'રૂપીઆ દત્તકને નામે જમે છે, એટલે તમને અપાય નહીં, કારણ કે ઉમ્મરમાં આવ્યા પછી દ મોદરરાવ તે રૂપીઆ માટે સરકાર ઉપર દાવો કરે તો સરકારને તે ફરી આપવા પડે તમને જો રૂપિયાની જરૂર હોય તો ચાર પ્રતિષ્ઠિત માણસની જામીનગીરી લખી આપો કે છોકરો મોટો થયા પછી રૂપીઆ માગે તો અમે તમને પાછા આપીએ '

કાળની ગતિ કેવી વિચિત્ર છે! ઝાંસીની રાણીને પોતાના દત્તક પુત્રને ઉપવીત આપવાને પોતાના સ્વામીના રૂપીઆ લેતા પણ જામીનગીરી લખી આપવાનો પ્રસગ આવ્યો! કેવુ વિચિત્ર! રૂપીઆ વગર છૂટકો નહોતો, તેથી આખરે રાણી સાહેબે મોરોપંત તાંબે, શેઠ લક્ષ્મીચંદ જયપુરવાળા અને બીજા બે શ્રીમ ત ગૃહસ્થોના જામીન દઇ દામોદરરાવને જનોઇ દેવાના પ્રસગ માટે કપની સરકાર પાસેથી એક લાખ રૂપીઆ લીધા અને વ્રતબધનનો સમારભ માંડ્યો

આ પ્રસગે રાણી લક્ષ્મીબાઇએ શ્રીમત બાજીરાવ પેશવાના દત્તક શ્રીમત નાનાસાહેબ, તેના મુખ્ય સલાહકાર અને સેનાપતિ તાત્યા ટોપી અને રાણીના મિત્ર વર્ગમાં મૂકી શકાય એવા તેમ જ ઝાંસી સસ્થાન સાથે સબધ ધરાવનારા કેટલાક બુદેલ સરદારોને નિમત્ર્યા હતા.

સમારભ યથાવિધિ પાર પડી ગયો વાતાવરણ આસપાસની લશ્કરી ગડમથલને લીધે કાંઇક ક્ષુબ્ધ હતુ અને દરેકના મનમાં કઇ નવાજુની થવાની કલ્પના હતી, છતાં રાણીનો આ પ્રસગ નિર્વિઘ્ને અને શાન્તિથી પાર પડી ગયો

સમાવર્તનની વિધિ પૂરી થયા પછી બ્રહ્મચારી વેશમાં ઉભેલા દામોદરરાવને તેડીને તાત્યા ટોપીએ હસતા હસતાં કહ્યુ "કુમાર! ઉપવીત સસ્કાર એટલે વિદ્યાધ્યયનની શરૂઆત, તમે હવે કઇ વિદ્યા ભણશો?'

"રાણીમાતાએ મને પ્રથમ યુદ્ધવિદ્યા શીખવાનુ કહ્યું છે અને રાવ અપ્પાની પાસેથી એ જ પ્રકારની તાલીમ મને અત્યાર સુધી મળતી રહી છે મારે યુદ્ધકળામાં હુશિયાર બનવુ છે, કે જેથી આપણા શિવાજી અને નાનાપ્રભુ દેશપાંડે તેમ જ બીજા મરાઠા વીરોની માફક હું પણ જરૂર પડતા રણમાં ઘૂમી શકુ."

કુમારનો આ ઉત્તર સાંભળી સર્વ મંડળી આનંદ અને આશ્ચર્યમાં પડી ગઈ. રાણીસાહેબના મુખ ઉપર સંતોષનું સ્મિત ફરક્યું. શ્રીમંત નાનાસાહેબને હર્ષ થયો અને તાત્યો ઉમંગમાં આવી ગયો.

"કુમાર! આ બધી યુદ્ધવિદ્યા ક્યાં શીખશો?" તાત્યાએ બીજો પ્રશ્ન પૂછ્યો.

"અહીં જ તો, યુદ્ધવિદ્યા બીજે ક્યાં શીખી શકાય તેમ છે? રાવ આપાને યુદ્ધકળા ઘણી સારી આવડે છે. તો પણ રાજમાતા બીજી કોઈ વ્યવસ્થા કરવાનાં હોય તો કોણ જાણે!" આમ કહી દામોદરરાવે રાણીમાતા સામે જોયું.

"તાત્યા! કુમારને યુદ્ધની તાલીમ અહીંઆં જ આપવાનો મારો વિચાર છે. અહીંના જેવી સારી વ્યવસ્થા બીજે ક્યાંય પણ થઈ શકે તેમ નથી. એવું કયું મરાઠા રાજ્ય અત્યારે અસ્તિત્વમાં છે કે જ્યાં કુમારને તાલીમ લેવા મોકલી શકાય? અને અત્યારનો સમય પણ કેવો છે! હાલે શું બનશે તે કોણ કલ્પી શકે એમ છે? ચારે બાજુ ગડગડાટ, વીજળી અને કડાકાભડાકા થઈ રહ્યા છે; કઈ ઘડીએ તોફાન ફાટી નીકળશે અને ઝાંસીને વીંટી વળશે તે કહેવાય નહીં; એટલે આવા સંયોગોમાં કુમારને અહીંઆં-મારી આંખ આગળ રાખવો એજ ઉચિત માર્ગ છે." રાણીએ વિસ્તારથી જવાબ આપ્યો.

"પણ રાજમાતા, પેલો કલકત્તાનો લોર્ડ ડલહાઉસી મને વાંચતાં લખતાં શીખવાનું શા માટે કહેતો હતો? શું લડાઈની તાલીમ કરતાં એ તાલીમ વધારે જરૂરની છે?" કુમારે કંઈ યાદ આવવાથી નવો જ પ્રશ્ન પૂછ્યો.

"કુમાર! એ ડલહાઉસી તો અત્યારે અહીંઆં નથી. એના મનમાં હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ સ્થાપવાના કોડ હતા; તેથી જ તેની એવી ઇચ્છા હતી કે ક્ષત્રિયો રાજપૂતો-મરાઠાઓ-શીખો-તમામ લડાયક વર્ગો યુદ્ધની તાલીમ ન લેતાં લખતાં વાંચતાં શીખે તો તેમને તાબે કરવા અને રાખવા સહેલા બને અને ભવિષ્યમાં કોઈ દહાડો માથું ઉંચું કરી શકે નહીં!" તાત્યાએ લક્ષ્મીબાઈને બદલે જવાબ આપી દીધો.

"ચાલો, આજે કુમારનો સમાવર્તન સંસ્કાર પૂરો થયો છે; અને સાંજના વેત્રવતીને કિનારે સહેલગાહની ગોઠવણ કરી છે; ખાસ કરીને શ્રીમંતના આનંદપ્રમોદ માટે, એટલે ત્યાં જવાની આપણે તૈયારી કરીએ." લક્ષ્મીબાઈએ વાતનો વિષય બદલી આજના પ્રસંગની આવશ્યક બાબતનો ઉલ્લેખ કર્યો, અને સર્વ મંડળી સહેલગાહે જવાની તૈયારી કરવા લાગી.

ઝાંસીથી ત્રણ માઈલ દૂર આવેલી વેત્રવતી નદીનો કિનારો આજે મનુષ્યોના કોલાહલથી ગાજી રહ્યો હતો. કિનારાની એક બાજુએ એક મોટો તંબુ ઉભો કરવામાં આવ્યો હતો અને આજુ બાજુ નાની મોટી રાવટીઓ ઉભી કરવામાં આવી હતી અને આ સર્વ રાવટીઓ અને તંબુની ઘણે દૂર એક ખાસ રાવટી ઉભી કરવામાં આવી હતી. આ રાવટીની આગળ પ છળ બે સૈનિકો ખુલ્લી તરવાર લઈ પહેરો ભરતા હતા.

સાંજના પાંચ વાગતાં રાણી લક્ષ્મીબાઈ, શ્રીમંત નાનાસાહેબ, તાત્યો ટોપી અને અન્ય સરદારો એક પછી એક મુખ્ય તંબુમાં આવી પહોંચ્યા અને ઝાંસીના કેટલાક ગૃહસ્થો તેમ જ કંપની સરકારના કેટલાક અધિકારીઓ પણ આવી લાગ્યા

આમંત્રિત સમુદાય આવી પહોંચતાં રાણીજીની સૂચનાથી ભાતભાતના મિષ્ટપદાર્થો, મેવા સરબત વગેરે મિજબાનો આગળ આવવા લાગ્યા અને સહુ તેનો ઉપભોગ કરવામાં મશગૂલ બની ગયા. પાનસોપારી લીધા પછી બધા તંબુની બહાર નીકળ્યા અને બેચારની મંડળીમાં મોજથી વાતો કરતા નદીને કિનારે આમતેમ ફરવા લાગ્યા.

વેત્રવતીના શીતળ અને ધીમી ગતિથી વહેતાં નીર આ સ્થળે અવાજ કર્યા વગર વહી જતાં હતાં. કિનારા ઉપરનાં વૃક્ષો મંદ મંદ સમીરથી પોતાનાં પાંદડાં હલાવી કર્ણપ્રિય અવાજ કરી રહ્યાં હતાં અને નદીનાં જળ ઉપરથી આવતો શીતળ વાયુ ચિત્તને અપૂર્વ શાંતિ અર્પતો હતો.

કિનારાની એક બાજુ ખેતરો આવેલાં હતાં, પણ ઉનાળાને લીધે તે વનસ્પતિ વગરનાં ઉજ્જડ હતાં બીજી બાજુ નાના મોટા ડુંગરાની હારની હાર પથરાઈ રહી હતી અને વેત્રવતીનો આટલો ભાગ ડુંગરાઓની ધારમાં નાના સરખા સરોવર જેવો લાગતો હતો

અને મોટા પ્રમાણમાં છે, એટલે અમને તો ચિંતા નથી. બુંદેલ સરદારો કોઇ શું કે ચાં કરી શકે એમ નથી. અધાતે એક યા બીજી રીતે દબાવી રાખેલા છે. પણ ઝાંસી શહેરના કેટલાક શ્રીમંત ઠાકોરોમાં ચળવળાટ જણાય છે. પણ એ લોકોથી શુ થવાનુ છે ?"

"કેપ્ટન સાહેબ ! હું તો એટલું જ કહું છું કે માત્ર શુ થવાનું છે એમ માની નિરાંતે ઉંઘી ના રહેતા ? તોફાન થાશે એમ માની સાવચેત રહેશો તો ફાવશો, નહિતર ભારે પડી જશે ! કારણ કે લોકોના–ઉશ્કેરાયેલા લોકોનાં ટોળાં આગળ મુઠ્ઠીભર સૈનિકો લઇ તમે ટકી શકશો નહીં. અને આ બંડ પણ ચેપી રોગ જ સમજજો. એનો ચેપ લાગતાં જરા વાર નહીં લાગે. બુંદેલ સરદારોને તમે કયાં નથી ઓળખતા ? અને મીરત, કાનપુર, દિલ્હી, ફિરોજપુર, બરેલી, મુરાદાબાદ, શાહજહાનપુર, લખનૌ પછી ઝાંસીનો વારો આવતાં કેટલી વાર ?"

"અચ્છા ! અચ્છા ! રાણી સાહેબ ! દેખે જાયગા !" કહી હસતો હસતો કેપ્ટન સ્કીન વેત્રવતીના શાંત જળમાં પોતાની સોટી વડે કુંડાળાં કરવા લાગ્યો અને લક્ષ્મીબાઇ ત્યાંથી આગળ વધી બીજા અતિથિઓ સાથે હળતાં મળતાં, કોઇની સાથે થોડી વાતચીત કરતાં મુખ્ય સ્થાનથી થોડે દૂર ઉભી કરેલી રાવટીમાં જઇ પહોંચ્યાં.

નાનાસાહેબ અને તાત્યા ટોપી અંદર આવી રાણીજીના આગમનની પ્રતીક્ષા કરતા બેઠા હતા. રાણીજીને જોતાં જ બન્નેએ ઉભા થઇ નમન કર્યું અને પોતાને આસને બેઠા.

"જ્યાં સુધી અમે આ રાવટીમાંથી બહાર ન નીકળીએ ત્યાં સુધી કોઇને પણ આ રાવટીમાં પ્રવેશ કરવા ન દેવો અને રાવટીની ફરતે ૨૦–૨૦ હાથ સુધી કોઇને ઉભો રહેવા ન દેવો, છતાં જો કોઈ પ્રવેશ કરવાની કે ઉભા રહેવાની હઠ કરે તો તેનો આ નગ્ન તરવારથી તુર્ત જ શિરચ્છેદ કરવો !" આવી પહેરેગીર સૈનિકને આજ્ઞા આપી મહારાણી અંદર ગયાં અને પોતાને માટે ખાલી રાખેલા એક આસન ઉપર જઈ બેઠાં.

"તાત્યા ! અત્યારે આ તંબુમાં આપણે ત્રણ જ જણાં છીએ, અને આપણે અહીં એકત્ર થયાં છીએ, તેની પણ ઘણાં થોડાં માણસોને જાણ છે. સર્વે પોતપોતાના આનંદમાં મુસ્તાન છે, ખાણીપીણીની મોજ ઉડાવી

રહ્યાં છે અને વાર્તાવિનોદ કરી રહ્યા છે; એટલે કેપ્ટન સ્કીનને મોમાં રહ્યાં છે અને વાર્તાવિનોદ કરી રહ્યા છે; એટલે કેપ્ટન સ્કીનને મોમા-સાહેબ સાથે વાતે વળગાડી હું અહીં આવી પહોંચી છું. તાત્યા! આ હેતુથી આપણી ત્રિપુટીની અહીં આ ખાનગી મુલાકાત ગોઠવી છે તે હવે સત્વર કહી નાંખ! પેશ્વાના ગાદીવારસ મારા જેવી પદભ્રષ્ટ થયેલી રાણી પાસેથી શી અપેક્ષા રાખી રહ્યા છે તે જાણવાને હું આતુર છું." રાણી લક્ષ્મીબાઈ નાનાસાહેબ તરફ માનભરી દૃષ્ટિ કરી પછી તાત્યા સામે જોયું.

"રાણીજી! તમે મારી વિનતિનો સ્વીકાર કરી આ સ્થળે અમને એકાંતમાં મળવાની કૃપા કરી તે બદલ હું અને શ્રીમંત નાનાસાહેબ તમારા અત્યંત આભારી છીએ. આપણી આ ખાનગી મસલતની વાત ખાનગી જ—ગુપ્ત જ રહેવી જોઈએ એવી અમારી ઇચ્છા છે; અને તે વિષે કોઈનો કશો પણ વહેમ ન આવે તેટલા માટે આપણે ત્વરાથી તે આટોપી લેવાની છે."

આટલું કહી તાત્યાએ લક્ષ્મીબાઈ તરફ અર્થસૂચક દૃષ્ટિ કરી.

"તાત્યા! આપણી આ વાત ગુપ્ત જ રહેશે અને આ તંબુની ચાર દિવાલો ભેદી બહાર નીકળવા પામશે નહીં તેની ખાત્રી રાખજો."

"અત્યારનો સમય કટોકટીનો આવ્યો છે તે તો તમે જાણો છો; કંપની સરકારના વહીવટ સામે લોકોનો રોષ ફાટી નીકળ્યો છે. સિપાઈઓમાં અસંતોષ છે અને તેથી કેટલેક ઠેકાણે દેશી પલ્ટનોએ બંડ ઉઠાવ્યું છે; અને અમુક સ્થાનોનો કબજો પણ આ બંડવાળાઓએ લીધો છે. દેશી રાજ્યો ડલહાઉસીની ઘાતક રાજનીતિથી કંપની સરકારે પચાવી પાડ્યાં છે તે પણ આ બંડમાં સામેલ થયાં છે. કંપની સરકારે જેવી રીતે પેશ્વાનું રાજ્ય લઈ લીધું છે અને શ્રીમંતને મળતું પેન્શન પણ બંધ કર્યું છે; તેવી જ રીતે તમારું ઝાંસી પણ લઈ લીધું છે અને એ રીતે શ્રીમંત નાનાસાહેબને તેમ જ તમને એક સરખો અન્યાય થયો છે. એટલે આપણે આ તકનો લાભ લેવા બહાર પડવું જોઈએ." આટલું બોલી તાત્યો નાનાસાહેબ તરફ જોઈ રહ્યો.

"રાણીજી! તાત્યાએ તો વ્યવહારકુશળતાની વાત કરી છે. અત્યારે કંપની સરકાર સામે જે દાવાનલ પ્રકટ્યો છે તેની આગેવાની લેવામાં અને તેમાં સામેલ થવામાં આપણને લાભ છે; કારણ કે આપણે જો

આ દાવાનલમાં સહાય કરીએ તો એ દાવાનળની પ્રચંડતા અને દાહક શક્તિ એટલી બધી વધી જાય કે તેની આંચ કંપની સરકારથી સહેવાય નહીં, અને એક વાર આપણો વિજય થતાં આપણી રાજગાદી આપણા હાથમાં પાછી આવે. પ્રજામાં હજી આપણા માટે માન ઓછું થયું નથી અને આપણા રાજત્વના સંસ્કારો જ્યાં સુધી લુપ્ત થયા નથી ત્યાં સુધી આમ બનવું શક્ય છે, પણ એક વાર એ સંસ્કારો નષ્ટ થયા અને પ્રજાનો ચાહ નાબુદ થયો, પછી આપણે માટે પુનઃ રાજ્યપ્રાપ્તિની આશા તદ્દન નિષ્ફળ છે. માટે અમારી તમને વિનતિ છે કે જેવી રીતે કાનપુર, મીરત વગેરે સ્થળે લોકોએ–સિપાઈઓએ બંડ કર્યું છે અને અમારા જ ખાસ માણસોએ આગેવાની લીધી છે, તેવી જ રીતે તમે પણ ઝાંસીમાં બંડની આગેવાની લો અને ઝાંસીનો કિલ્લો કબજે કરી તેના ઉપર શિવાજી મહારાજના સમયનો, આપણા મરાઠાઓનો વીરતાપ્રેરક ભગવો ઝુંડો ફરકાવો.” નાનાસાહેબે મુદ્દાની વાત કહી નાંખી.

“અને રાણીજી! અમે કાંઈ માત્ર વાતો કરીને જ બેસી રહેનારા નથી. ઠેકાણે ઠેકાણે આગ મૂકવાના કામ ઉપરાંત, લોકોને અને સૈનિકોને કંપની સરકારની વિરુદ્ધ ઉશ્કેરવાના કામ ઉપરાંત અમે પોતે એક મોટું સૈન્ય તૈયાર કર્યું છે અને મારી પોતાની આગેવાની નીચે દિલ્હી ઉપર કૂચ કરવાનો વિચાર રાખ્યો છે. દિલ્હીના છેલ્લા મોગલ બાદશાહ બહાદુરશાહ ઝફરને દિલ્હીની ગાદીએ બેસાડવાની લાલચે તેને પણ બંડમાં સામેલ કર્યો છે અને તમામ નાનાં મોટાં જે દેશી રાજાઓનાં રાજ્ય કંપની સરકારે એક યા બીજા બહાના નીચે ખાલસા કરી લઈ લીધાં છે તે સર્વને પોતપોતાનાં રાજ્ય પાછાં આપવાની ખાત્રી આપી એ સર્વનો સહકાર મેળવવાનો યત્ન કર્યો છે. રાણીજી! એક વાર અમારો–ના આપણો વિજય થયો, એટલે ઝાંસી સંસ્થાન પૂર્વવત્ તમારા અધિકારમાં આવશે!” તાત્યાએ વાતનો જરા વિસ્તાર કર્યો.

અત્યાર સુધી લક્ષ્મીબાઈ આ સર્વ વૃત્તાન્ત એક ધ્યાનથી સાંભળી રહ્યાં હતાં, તેમણે હવે ઉત્તર આપ્યો.

“શ્રીમંતસાહેબ અને તાત્યાસાહેબ! કંપની સરકારની તાબેદારી ફગાવી દઈથી સ્વતંત્ર થવાનું કોને નહીં ગમે? ઝાંસીના કિલ્લાનો કબજો

લઇ તેના ઉપરનો કંપની સરકારનો પુનિત જેક ઉતારી નાખવો ઝંડો શરપવંનું કોને નહીં ગમે ? હજી સુધી મરાઠાઓની નસમાં ક્ષત્ર લોહી વહ્યાં કરે છે અને તેની ગરમી હજી એટલી શાન્ત નથી પડી કે તે સ્વતંત્રતા કરતાં પરતંત્રતાને વધુ પસંદ પડે ! સ્વતંત્રતાની ખાતર, ટેક ખાતર અને પોતાની પ્રતિષ્ઠાની ખાતર પ્રાણાર્પણ કરનારા મરાઠા આવા પ્રસંગમાં પાછ કેમ હઠે—"

બધે જણાનાં મુખ ઉપર હાસ્ય ચમકી રહ્યું અને રાણી પોતાન પક્ષમાં છે એમ તેમણે સંતોષ અનુભવ્યો.

"—પરંતુ"

આ પરંતુ શબ્દ સાંભળી બધે જણા ચમકયા.

"—પરંતુ, તમે જે રીતે આ દાવાનલનું વર્ણન કર્યું છે, તે યથાર્થ ન નીકળે તો, આપણી કેવી સ્થિતિ થાય તેનો પણ વિચાર કરવાનો છે. કેટલાંક રાજ્યો—એટલે કે રાજાઓ બંડમાં સામેલ છે અગર થવાના છે એટલાના ઉપર મદાર બાંધવો એ બરાબર નથી. નિઝામ, સીંધીયા, હોલકર અને પંજાબનાં શીખ રાજ્યો બળવામાં ભળ્યાં નથી અને ભળશે પણ નહીં એવી મને શંકા રહ્યા કરે છે. મારા તમારા જેવા કેટલાંક નાનાં રાજ્યો અને તેનું લશ્કર છૂટુંછવાયું બંડ કરે તો તેથી ક્ષણવારને માટે કંપની સરકારને મુંઝવવાનો સમય આવે, પણ તેનાં એકંદર સાધનો અને વ્યવસ્થા આગળ આપણાથી ટકી શકાય એમ હું માનતી નથી. આપણા પોતામાં જ અંદરઅંદર જ્યાં સુધી સંપ નથી, ફાટફૂટ છે, ત્યાં સુધી કંપની સરકારની સામે થઇને આપણો વિજય થવાનો નથી. ઉલટું આપણે માટે પરિણામ બહુ જ ખરાબ આવશે એમ મને તો ધારતી રહે છે."

"રાણીજી !" તાત્યાએ લાલચોળ આંખો કરી કહેવા માંડયું "અત્યાર સુધી હું એમ માનતો હતો કે ઝાંસીનાં રાણી વીરાંગના છે, મરાઠાઓનાં ક્ષાત્ર તેજથી ભરેલાં છે અને સમરક્ષેત્રમાં દુશ્મનની સામે જવા હમેશાં તત્પર છે, પણ મારી એ ભૂલ આજે મને સમજાય છે. અંગ્રેજ સરકારનું પેન્શન ખાઇ લક્ષ્મીબાઇનું ખમીર અને ક્ષાત્રતેજ મંદ પડી ગયું હશે તેની મને ખબર નહોતી. ઝાંસી ખાલસા થવાને વખતે જે

રાણીએ ઝાંસીના કિલ્લાનો કબજો છોડવા કરતાં યુદ્ધ કરવાની તત્પરતા બતાવી હતી અને જેને કિલ્લાનો ત્યાગ કરતી વખતે મૂર્છા આવી ગઈ હતી તે રાણી શું આજે પોતાના દુશ્મન સામે હાથ ઉગામવાની ના પાડે છે? આજે જ્યારે હાથ ઉગામવાની તક સાંપડી છે, આજે જ્યારે ચોમેરથી કંપની સરકાર ઉપર પ્રહારો થવા લાગ્યા છે; ત્યારે શું ઝાંસીની રાણી તટસ્થ બેસી બધું જોઇ રહેશે? શ્રીમંતસાહેબ! તમે પણ એક વખત આવો જ વિષાદ સેવતા હતા! તે દૂર કરવા માટે મારે કયાં પરિશ્રમ નથી લેવો પડ્યો!"

"તાત્યા! મારા જેવા વીરપુરુષને પણ જો અંગ્રેજ સરકારનું આપેલું ભિક્ષાન્ન ખાઇને સંતોષ માનવાનો આનંદ થતો હતો, તો પછી આ તો ગમે તેવી ય તે સ્ત્રીજાતિ જ છે ને! રાણીજી! હું પણ એક વાર, અરે થોડા સમય પહેલાં જ બ્રહ્માવર્તમાં અંગ્રેજ સરકારની બક્ષીસના ટુકડા ખાઇ આનંદ માનતો હતો અને મારા પૂર્વજોના પરાક્રમ અને વીરતાને વીસરી ગયો હતો. પણ આ તાત્યાએ અને એક ગુરુ મહારાજે આવી મારા નિષ્પ્રાણ જીવનમાં ક્ષત્રીવટના પ્રાણ પૂર્યા, મારા બુઝા અંતરમાં સ્વમાનની ભાવના જગાડી અને મારા સંતુષ્ટ મનમાં અસંતોષનાં બીજ નાંખ્યાં. રાણીજી! શ્રીમંત બાજીરાવ પેશવાને મળતા વર્ષાસનના ઉપભોગથી હું પણ એશઆરામી બની ગંગાનદીને કિનારે ક્ષત્રિય છતાં સાધુ જીવન ગાળતો હતો; પણ એ વર્ષાસન બંધ થયું છે, છતાં શ્રીમંતની અંગત મિલકત મારા ઉપભોગ માટે ઓછી નથી; પણ એક સુભગ ઘડીએ મારામાં પરિવર્તન થયું અને ગયેલી પેશવાઇ-હિંદુપદ પાદશાહી-મેળવવાનો મને મનોરથ આવ્યો. કાંઇ નહીં તો શા માટે આપણા દુશ્મનના હાથની ભિક્ષા ખાઇ જીવન ટકાવવું? એના કરતાં તો સામી છાતીએ મરવું સારું! ક્ષત્રિયોને માટે તો યુદ્ધ એ જ પરમ ધર્મ છે. એ જ પ્રથમ કર્તવ્ય છે. દુશ્મન સામે સમરાંગણમાં ઝુઝતાં મૃત્યુ થાય તો સ્વર્ગની પ્રાપ્તિ થાય અને વિજય થાય તો પુનઃ રાજ્યપ્રાપ્તિ થાય, પણ આ એક પ્રકારનું વર્ષાસન ખાવાતું દાસત્વ ક્ષત્રિયોને ન શોભે! પૂનાના પેશવાના વંશજોને ન શોભે અને એ જ રીતે ઝાંસીની રાણીને પણ ન શોભે! એ વર્ષાસન નથી, એ બક્ષીસ નથી, એ તો માત્ર ભિક્ષા છે. કોઇ શ્રીમંત જેમ તિરસ્કારથી, દયા લાવીને ગરીબને પાઇપૈસો આપે તેવી જ રીતે આ કંપની

સરકારે આપણાં ઉપર મહેરબાની કરી તિરસ્કાર સાથે આપણને આ શિક્ષા આપે છે અને એ શિક્ષા ખાઈને આપણે હતવીર્ય થઈ ગયા છીએ અને શિક્ષા માટે આપણે લડી રહ્યા છીએ! કેટલો અધઃપાત! કેટલું કમભાગ્ય! આપણા વીર પૂર્વજો શિવાજી, વિશ્વાસરાવ, માધવરાવ, સદાશિવરાવ આપણી આ લાચારી—આ માનભંગ જોઈ આંખમાંથી આંસુ સારતા હશે!" શ્રીમંત નાનાસાહેબે એકાએક આવેશમાં આવી પોતાના હૃદયની વરાળ ઠાલવી નાખી.

લક્ષ્મીબાઈ શ્રીમંતનાં આવાં પ્રેરક વચનો સાંભળી ઉત્તેજિત થઈ બોલી ઉઠ્યાં: "શ્રીમંત સાહેબ, જે તૈયારી શરૂઆતમાં કરવી જોઈતી હતી, તે હવે કરવાથી કશો લાભ નથી. જ્યારે કંપની સરકારે પોતાની કુટિલનીતિ—ફાટફુટ પડાવવાની નીતિ પ્રથમ શરૂ કરી, ત્યારે જો આપણે બધા સમજી ગયા હોત અને તેની સામે થયા હોત તો, આજે આ પ્રસંગ જ ન આવત. પણ એ વાતને યાદ કરવાથી હવે શો લાભ થાય તેમ છે? આજે પણ જો આપણામાં સંપ હોય, વ્યવસ્થા હોય, દીર્ઘદૃષ્ટિ હોય અને મુત્સદ્દીગીરી હોય તો કંપની સરકાર સામે આપણો જરૂર વિજય થાય તેમ છે. પણ આજે તેમ છે ખરું? તાત્યા જેવા વીર પુરુષો આજે કેટલા છે? નાના જેવા મુત્સદ્દીગીરી જાણનારા આજે કેટલા છે? તાત્યાસાહેબ અને શ્રીમંત સાહેબ! તમે રખે માની બેસતા કે હું અબળા છું માટે યુદ્ધની વિરુદ્ધ છું—બંડની વિરુદ્ધ છું. યુદ્ધ કરવાનો અગર તો બંડ કરવાનો મોકો છે કે નહીં અને તે સફળ થાય એવા સંયોગો છે કે નહીં તેનો ચારે બાજુથી પાકો વિચાર કરીને જ પછી તેમાં પડવું એવો મારો મત છે. જીવવાનો મને મોહ નથી, મરવાનો મને ડર નથી, ઝાંસી મારે મન સ્વર્ગ કરતાં પણ અધિક પ્રિય છે અને તેની ખાતર હું મારું સર્વસ્વ અર્પણ કરવા તત્પર છું; પણ મેં મારા અનુભવથી એટલું જાણી લીધું છે કે આપણામાં એક રાગ—એક વિચાર નથી અને સર્વને પ્રોત્સાહિત કરે એવી કોઈ સામાન્ય ભાવના નથી."

"રાણીજી! ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ ક્ષત્રીવટ કરતાં મુત્સદ્દીગીરીમાં વધારે કુશળ હશે એમ મેં આજે જ જાણ્યું!" તાત્યાસાહેબ જરા કચવાઈને બોલી ઉઠ્યા: "તમે કહો છો તે વાત સાચી



રાણીજી! ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ ક્ષત્રીવટ કરતા મુત્સદ્દીગીરીમાં વધારે હશે,
એમ મેં આજેજ જાણ્યું। (પૃષ્ઠ ૧૬૨)

ગુ. પ્રેસ, મુંબઈ

સરકારે આપણા ઉપર મહેરબાની કરી તિરસ્કાર સાથે આપણને આ ભિક્ષા આપી છે અને એ ભિક્ષા ખાઈને આપણે કૃતાર્થ થઈ ગયા છીએ અને ભિક્ષા માટે આપણે લડી રહ્યા છીએ! કેટલો અધઃપાત! કેવું-કમભાગ્ય! આપણા વીર પૂર્વજો શિવાજી, વિશ્વાસરાવ, માધવરાવ, સદાશિવરાવ આપણી આ લાચારી-આ માનભંગ જોઈ આભમાંથી આંસુ સારતા હશે!" શ્રીમંત નાનાસાહેબે એકાએક આવેશમાં આવી પોતાના હૃદયની વરાળ કાઢવી નાંખી

હોય તો પણ હવે વિચાર કરવાનો અવકાશ નથી. ચારે બાજુ અગ્નિ ફરી વળતો જાય છે. તેની આંચ તો આમેય લાગવાની છે અને તેમેય લાગવાની છે. બળવાખોરોની સાથે નહીં જોડાઇએ તો કંપની સરકાર આપણને આપણી વફાદારીનો કોઇ પણ બદલો આપે એવી આશા નકામી છે, એટલું જ નહીં, પણ બંડવાળાઓ આપણા ઉપર તુટી પડે તો આપણું રક્ષણ પણ કરી શકે તેમ નથી. અને કંપની સરકારનો પક્ષ કરવા કરતા બંડવાળાઓ જે આપણા જાતભાઇઓ છે તેનો જ પક્ષ કરવો આપણને શોભે. આપણે બધાએ અત્યારે તો આંખો મીંચીને બંડમાં ભળી જવું જોઇએ, બધાએ બંડ ઉઠાવી કંપની સરકારને શિકસ્ત આપવી જોઇએ; પછી વિજય મળ્યા પછી જોઈ લેવાશે અને કદાચ આપણી હાર થઇ તો પણ આપણે શું ગુમાવવાનું હતું! આપણે સર્વસ્વ ગુમાવી તો બેઠેલા જ છીએ! આપણા જેવા બંડમાં સામેલ હશે–આગેવાન હશે તો બંડ એ ભારતવર્ષનું સિપાઇઓનું બંડ ન રહેતાં સ્વાતંત્ર્ય યુદ્ધ થઇ પડશે અને ભારતમાતાને પરદેશીઓના પાશમાંથી મુક્ત કરવાનો યત્ન કર્યાનો આપણને થોડો ઘણો યશ મળશે. આવે વખતે આપણે જો હાથ જોડી બેસી રહીશું અને શું થાય છે તે ટગર ટગર જોયા કરીશુ તો બંડવાળાઓનો પક્ષ એટલો નિર્બળ બનશે અને પરિણામે તેઓની હાર થશે, તો એ હારની જવાબદારી આપણા ઉપર રહેશે! ભવિષ્યની પ્રજા આપણા આ દેશદ્રોહ માટે આપણા નામ ઉપર શાપ વરસાવશે અને આપણા ઉપર ધિક્કાર વરસાવશે! માટે રાણીજી! ગમે તે દૃષ્ટિબિંદુથી વિચારતાં આ બંડમાં સામેલ થવામાં જ–અરે–બંડની આગેવાની લેવામાં જ આપણું અને આપણા દેશનું હિત છે. ઝાંસીનો કિલ્લો અગત્યનું લશ્કરી મથક છે. એ કિલ્લો તમારા કબજામાં હશે તો તેમાં રહી આ કંપની સરકારનાં મોટાં લશ્કરને પણ તમે હંફાવી શકશો! બાકી તમે દેશ–પ્રેમની સર્વસામાન્ય ભાવનાની વાત કરો છો, તે ઠીક છે. આ બંડ એ જ એ ભાવનાનું પ્રતીક છે, એમ સમજી લીઓ. એ ભાવનામાંથી જ આ બંડ જન્મ્યું છે એમ માની લીઓ. એ ભાવનાને પોષવા અને વિકસાવવા માટે બંડમાં ભળવાની જરૂર છે! રાણીજી! આવો સુઅવસર હજાર વર્ષે પણ ભાગ્યે જ પ્રાપ્ત થાય છે તેને જતો કરવો એ પાપ છે, મૂર્ખાઇ છે, એટલું જ નહીં પણ ભયંકર

પ્રજાદ્રોહ છે !" આટલું કહી તાત્યો પોતાના આસન પરથી ઉઠયો અને શ્રીમંત નાનાસાહેબ તરફ ફરી બોલ્યો: "ચાલો, શ્રીમંતસાહેબ ! આપણને રાણીજીના દેશપ્રેમ અને વીરતામાં અખુટ શ્રદ્ધા છે. એમને માટે શંકા રાખવાનું કાંઈ કારણ નથી."

"રાણીજી !" શ્રીમંત નાનાસાહેબે ઉઠતાં ઉઠતાં કહ્યું: "ક્ષમા કરજો ! અમારા બેમાંથી કોઈથી વધુ પડતું બોલાઈ ગયું હોય તો ક્ષમા કરજો. અમે જે કાંઈ કહ્યું છે તે આ પ્રસંગે અમારાં હૃદય અસંત ઉકળેલાં હોઈને જ કહ્યું છે અને તમારા હૃદયમાં અમારા કરતાં ઓછો ઉકળાટ છે અગર ઓછી દેશભક્તિ છે કે ઓછી વીરતા છે એમ કહેવાનો અમારો લેશ માત્ર પણ ઇરાદો નથી. રાણીજી ! આપની વીરતા અને આપની પ્રજાભક્તિ માટે અમને અનહદ માન છે અને અમારી જેમ કંપની સરકાર તરફથી તમને પણ અન્યાય થયો છે; તેથી જ અમે તમારી સમક્ષ અમારું આ ઉકળતું દિલ—અમારા બળતા દિલની આહ ઠાલવી છે."

"શ્રીમંતસાહેબ તથા તાત્યાસાહેબ !" લક્ષ્મીબાઈએ પોતાના આસન ઉપરથી ઉભા થઈ તંબુમાંથી બહાર નીકળતાં કહ્યું: "તમે કહ્યું જ, અઘટિત કહ્યું નથી. તમારા જેવા જ્યાં સુધી મરાઠા વીરો અસ્તિત્વમાં છે, ત્યાં સુધી આ ભારતભૂમિની યશગાથા જીવતી રહેશે. તમારા શૌર્ય અને વીર્યભર્યા ઉદ્ગારોથી મારા અંતરની સુષુપ્ત ભાવનાઓ આજે ફરી જાગી છે. મારાં રોમાંચ ખડાં થઈ જાય છે અને આ કમરબંધ ઉપર હાથ પડે છે ! મને તો પ્રથમથી જ યુદ્ધમાં શ્રદ્ધા છે, યુદ્ધ એ મારે મન આવશ્યક જીવનક્રમ છે; પણ છેલ્લાં ત્રણ ચાર વર્ષથી જે અનુભવો મને થતા ગયા છે અને આપણાં રાજાઓની મનોદશા હું જોતી આવી છું તેથી મારી એ ભાવનાઓ અને ઉર્મિઓ ઉપર પડદો ફરી વળ્યો હતો. આજે તમે એ પડદો દૂર કર્યો છે. મારા જેવા વિચારના, મારા જેવાં સ્વપ્નસેવનારા સાથીઓ છે તેથી મને પ્રોત્સાહન મળે છે. ખાત્રી રાખજો કે યોગ્ય સમય આવશે અને જરૂર જણાશે તો ઝાંસીની રાણી આ યજ્ઞમાં ભાગ લેતાં વાર નહીં લગાડે ! દેશની મુક્તિ ખાતર જો મારૂં બલિદાન આવશ્યક હશે તો તે આપતાં હું પાછીપાની નહીં કરૂં, એટલું જ નહીં, પણ હસતે મુખે આપીશ તે ચોક્કસ માનજો. હિંદુપદ પાદશાહી ફરીથી સ્થાપવાના તમારા પ્રયત્નમાં

ઝાંસીની રાણીનો તમને પૂરેપૂરો ટેકો છે એમ માનીને તમે સુખેથી આગળ વધજો. ઇચ્છું છું કે તમને યશ મળે !"

આટલું કહી શ્રીમંત અને તાત્યાસાહેબ તરફ એક તીવ્ર દૃષ્ટિ ફેંકી લક્ષ્મીબાઈ તંબુમાંથી બહાર નીકળ્યાં. સર્વત્ર અંધકાર પ્રસરી રહ્યો હતો. વેત્રવતીનાં ધેરાં-ગંભીર નીર મધુર નિનાદ કરતાં વહે જતાં હતાં અને અંધકારની ભીષણતા વધારતાં હતાં. આ ભીષણ અંધકારમાં પણ આ ત્રણ વ્યક્તિઓનાં અંતર ક્રાંતિનિર્માણની કલ્પનાથી પ્રકાશતાં હતાં.

---



## પ્રકરણ ૩ જું
## ઝાંસીમાં બળવાની શરૂઆત

દામોદરરાવના ઉપનીત નિમિત્તે યોજાએલો આનન્દોત્સવ પૂરો કરી લક્ષ્મીબાઇ પાછાં ફર્યાં ત્યારે શહેરમાં કોલાહલ મચી રહ્યો હતો. ઠેકઠેકાણે લોકોનાં નાનાં મોટાં ટોળાં ગુસપુસ ગુસપુસ વાતો કરી રહ્યાં હતાં. કિલ્લામાંથી ધુમાડા ફૂંકાઇ રહ્યા હતા અને અવારનવાર ઘોડેસવારો રાજમાર્ગ ઉપરથી ત્વરાથી દોડી જતા હતા. કોઇ ઉલ્કાપાત થવાની તૈયારી હોય, કોઇ મહાભય માથે આવી પડવાની આગાહી થઇ હોય તેમ ઝાંસી શહેર આખુંય ખળભળી રહ્યું હતું.

ધડકતે દિલે અને કંઇક આશંકા સાથે લક્ષ્મીબાઇએ રાજવાડામાં પ્રવેશ કર્યો ત્યારે દેવડી ઉપર ચોકીદારોની હાર શસ્ત્રસજ્જ થઇ ઉભી હતી. આ દૃશ્ય જોઇ રાણીની શંકા દૃઢમૂળ બની. તેને ચોક્કસ ખાત્રી થઇ કે ઝાંસીમાં બળવો ફાટી નીકળ્યો છે. બળવો કોણે કર્યો છે, કેવી રીતે શરૂ થયો છે તે જાણવા તેઓ અધીર બની ગયાં. રાજવાડામાં પ્રવેશ કરતાંની સાથે જ ગંગાબાઈ તેમની પાસે આવી

ગંગાબાઈના મોઢા ઉપર બિલકુલ તેજ નહોતું. તે તદ્દન ભયભીત બની ગઈ હતી અને હવે શું થશે એ વિચારમાં ને વિચારમાં તે બાવરી બની ગઈ હતી.

લક્ષ્મીબાઈએ પોતાનાં વસ્ત્રો બદલવાની દરકાર કર્યા વગર આસન ઉપર બેસી ગંગાબાઈને પાસે બોલાવી પૂછ્યું: "કેમ, ગંગાબાઈ! શું છે? તારા મોઢા ઉપર આટલી બીક કેમ દેખાય છે? અમારા અહીંથી ગયા પછી કાંઈ નવાજુની થઈ હોય એમ લાગે છે. તું જે જાણતી હો તે સત્વર કહે. હું છું ત્યાં સુધી તારો વાળ વાંકો થાય એવો સંભવ નથી."

આ પ્રમાણે લક્ષ્મીબાઈ તરફથી મળેલા આશ્વાસનથી કાંઈક હિંમત લાવી અને લક્ષ્મીબાઈની હાજરીમાં પોતાને વધુ નિર્ભય માની ગંગાબાઈએ રાણીની નજીક જઈ ધીમા અવાજે કહેવા માંડ્યું: "રાણીજી! ઝાંસીના લશ્કરમાં પણ બળવાની શરૂઆત થઈ ચૂકી છે. કંપની સરકારનું દેશી લશ્કર ફરી બેઠું છે અને એક ટુકડીએ તો દારૂગોળાનો કબજો પણ લઈ લીધો છે. બીજી ટુકડીઓ પણ સામેલ થવાના ઉડતા સમાચાર મળ્યા છે."

"ગંગાબાઈ! સૈનિકોમાં કંઈ બુદ્ધિ થોડી હોય છે! આખરે સિપાઈઓ તે સિપાઈઓ જ! એ તો સેનાપતિના હુકમ પ્રમાણે લડી જાણે અને મરી જાણે! કયે વખતે શું કરવું તેની તે બિચારાઓને ક્યાંથી ખબર પડે! આખરે અહસાનઅલીની યુક્તિ સફળ થઈ હોય એમ લાગે છે! કેટલાય દહાડાથી એ સૈનિકોને ઉશ્કેરવાનો પ્રયાસ કરી રહ્યો હતો. પણ અહસાનઅલી તે કાંઈ માણસ છે? મને લાગે છે કે હવે જેલના દરવાજા ઉઘડતાં વાર નહીં લાગે અને જો એમ બન્યું અને વધારે સૈનિકો બળવામાં સામેલ થયા તો પછી કોણ જાણે કેવું ભયંકર પરિણામ આવશે!" લક્ષ્મીબાઈએ લાગણી સાથે જવાબ આપ્યો.

"રાણીજી! તો પછી આવી અચોક્કસ અને ચારે બાજુ ભયથી ભરેલી સ્થિતિમાં રહેવાની શી જરૂર છે? આ બંડમાં કોઈની પૂરેપૂરી સલામતી નથી. એક વખત વિફરેલા સૈનિકો શું શું કરી બેસશે તે કોઈથી કહેવાય નહીં. કાંઈ કાંઈ બનાવો બનવાની આગાહી થઈ રહી છે. આપણે અહીંથી બીજે સ્થળે જતા રહીએ તો તમામ ચિંતા દૂર થાય."

"ગંગાબાઈ ! તું શું બોલે છે ?" લક્ષ્મીબાઈએ જરા કડકાઈથી કહ્યું: "મરાઠાના શાહી કુટુંબમાં જેનો જન્મ થયો છે અને ઝાંસી સંસ્થાનના રાજવાડામાં જેણે સગભગ જીવન વીતાવ્યું છે, તેના મોઢામાં આવા શબ્દો શોભતા નથી. તારી ઇચ્છા હોય તો તું ઝાંસીનો ત્યાગ કરી કોઈ સુરક્ષિત ઠેકાણે જઈ પહોંચ, પરંતુ હું તો અહીંઆં જ રહીશ. ગમે તેવો વિકટ સમય આવે તો પણ અહીં રહેવાની મારી ફરજ છે. જે દહાડે ઝાંસીની પ્રજાનું રક્ષણ કરવા કોઈ બહાર નહીં પડે, તે દહાડે રાણી લક્ષ્મીબાઈ તે માટે પોતાનો પ્રાણ પાથરવા તૈયાર રહેશે. વરુ આવી પડતાં શીયાળીયાં નાસી જાય છે, પણ સિંહ સામા થઈ ઉભા રહે છે !"

"રાણીજી ! મને માફ કરો. મારા કહેવાનો આશય તમે બરાબર સમજી શક્યાં નથી. મારું એમ કહેવું નહોતું કે આપણે આપણી સલામતી ખાતર ઝાંસીનો ત્યાગ કરવો. રાણીજી ! આવા તોફાનના અને બંડના વખતમાં આપણે માટે કયો માર્ગ લેવો ડહાપણભર્યો અને શ્રેયસ્કર છે તેનો જ હું વિચાર કરતી હતી. બાકી, કંપની સરકારનું લશ્કર બળવો કરે તેમાં આપણે શું ? કંપની સરકાર તેને દાબી દેવા સમર્થ છે. અને આવા અશાન્ત વાતાવરણમાં રહી આપણી જીંદગી અને પ્રતિષ્ઠાને જોખમમાં નાખવા કરતાં અહીંથી ચાલી જવામાં ડહાપણ છે. પછી જ્યારે એક યા બીજા પક્ષની જિત થાય ત્યારે આપણને પાછા ફરતાં કોણ અટકાવનાર છે?" ગંગાબાઈએ પોતાની સામાન્ય બુદ્ધિ અનુસાર સલાહ આપી.

"ગંગાબાઈ !" રાણીએ કાંઈક કંટાળો દર્શાવીને જવાબ આપ્યો: "તારી આ દુનિયાદારીની વાત મને કંટાળો ઉપજાવે છે. તું હુશિયાર છો, પણ તને માણસના હૃદયના ભાવ અને ઉર્મિઓ કેવી રીતે કામ કરતાં હોય છે તેની બહુ માહિતી નથી. ઝાંસીને હું કેટલી ચાહું છું તે તો તું જાણે છે ? હવે જ્યારે ઝાંસીનું રક્ષણ કરવાની સહુથી વધારે જરૂર હોય ત્યારે શું હું તેનો ત્યાગ કરી શકું અને ઝાંસીની પ્રજાને બળવાખોરોના હાથમાં છોડી શકું ? જે ઘરમાં આપણા પૂર્વજોની કેટલીએ પેઢીઓથી વસીને આશ્રય મેળવ્યો હોય અને જ્યાં તેમણે અને આપણે જીવન વ્યતીત કર્યાં હોય એ ઘરના કોઈ એકાદ ભાગમાં આગ લાગે ત્યારે આપણે શું એ ઘરનો ત્યાગ કરીએ છીએ ? શું આપણે આગ બુઝાવવાનો પ્રયાસ કરી આખાયે

મકાનને બચાવવાનો પ્રયાસ નથી કરતા? ઝાંસીની હકુમત દૈવયોગે આજ આપણા હાથમાં નથી, તેથી શું થયું? તેથી શું કાંઈ ઝાંસીનો ને આપણો જુનો સંબંધ મટી ગયો? તેથી શું કાંઈ ઝાંસીની પ્રજા પ્રત્યેનો આપણો ચાહ મટી ગયો? તેથી શું કાંઈ ઝાંસી સંસ્થાન તરફનું આપણું કર્તવ્ય નષ્ટ થઈ ગયું?"

"પણ, રાણીજી!" ગંગાબાઈએ પોતાની વ્યવહારકુશળતાનો વિશેષ પરિચય આપ્યો: "ધારો કે કંપની સરકાર આ બળવાખોરોને દાબી દીએ તો પછી અંગ્રેજ અમલદારો પાછળ રહેલા ઝાંસીના મુખ્ય મુખ્ય પ્રજાજનોનો દોષ કાઢશે, કે તેમણે જ સિપાઈઓને ઉશ્કેર્યા અને બંડમાં સામેલ કર્યા અને તેમાં આપણું નામ પહેલું આવશે, અને જો બળવાખોરોનો વિજય થયો અને તેમના હાથમાં સત્તા આવી તો તેઓ પોતાનું રાજ સ્થાપશે અને ઝાંસીની ગાદી ઉપર કોઈ મુસલમાન સૈનિક આવી બેસશે. માટે રાણીજી! બેઉ વાતે સંકટ છે. અહીં રહેવામાં કોઈ રીતે લાભ નથી. સાલીયાણું અને રાણી તરીકેનો માનમરતબો હરજાએ બંને ગુમાવવાના છે."

"બસ, ગંગાબાઈ! બસ, બહુ થયું!" રાણીએ અકળાઈને કહેવા માંડ્યું: "આવા બધા સંતાપજનક વિચારોથી મારા મગજને ક્ષુબ્ધ બનાવવાની જરૂર નથી. તમે બધાં એકસરખા વિચાર ધરાવતાં નથી. તું કહે છે કે મારે ઝાંસીનો ત્યાગ કરી સલામત સ્થાને પહોંચી જવું. આ નાનાસાહેબ અને તાત્યાસાહેબ મને ઝાંસીમાં બંડ કરવાની ઉશ્કેરણી કરે છે. મારા પિતાજી અને લક્ષ્મણરાવ બાઉ હવે એમ કહે છે કે મારે તક મળે તો બંડખોરો સાથે જોડાઈ જવું. બીજી બાજુથી મહારાજા સીંધીયા અંગ્રેજ સરકારને વફાદાર રહેવાનો મને અત્યંત આગ્રહ કરે છે; આમાં મારે શું કરવું તેની મને સમજ નથી પડતી! ગંગાબાઈ! મારું મગજ ભમી ગયું છે. કોનું સાંભળવું અને કોનું ન સાંભળવું, તે એક ગહન પ્રશ્ન થઈ પડ્યો છે! કયો માર્ગ ગ્રહણ કરવો વાજબી છે તેનો નિર્ણય કરવાનું કામ કેટલું બધું વિકટ છે તે તું જ સમજી શકશે. કુમારની ખાતર જ હું આ જીવન ટકાવી રહી છું, એ ન હોત તો આ જીવનનો અંત લાવી બધીયે જંજાળ અને ચિંતામાંથી મુક્ત થાત. મીરત વગેરેમાં બળવો થયાના સમાચાર જ્યારથી મારે કાને આવ્યા છે, ત્યારથી મારી આંખોમાંથી ઉંઘ પણ ઉડી

ગઇ છે. અને આજે જ્યારે ઝાંસીમાં બળવાની શરૂઆત થઇ સાંભળું છું ત્યારે મને ઉગી આવે છે કે લાંબા સમય સુધી હવેથી આપણને શાંતિ મળવાની નથી ગંગાબાઇ! જ્યાં હોય ત્યાંથી મારા પિતાને બોલાવી લાવ. તેમને કદાચ વધારે માહિતી હશે–હોવી જ જોઇએ મારે કાંઇક કરવાનો સમય આવી લાગ્યો છે! મોડુ થાય તે પહેલા કાંઇક અવશ્ય કરવુ જોઇએ કે જેથી ઝાંસીનું સારી રીતે રક્ષણ થાય અને કંપની સરકારના માણસો નાહકનાં માર્યાં ન જાય. કંપની સરકારની કૃપાથી હું માત્ર નામની જ રાણી રહી છુ, છતાં ઝાંસીની પ્રજા હજી મને ચાહે છે અને માન આપે છે અને તેથી જ તે મારા શબ્દો સાંભળશે મારી આજ્ઞા કદાચ ઉથાપશે નહીં''

ગંગાબાઇ મામાસાહેબને બોલાવવા બહાર નીકળી; એટલામાં જ લક્ષ્મણરાવ બાંડે સાથે મામાસાહેબે રાજવાડામાં પ્રવેશ કર્યો અને સીધા રાણીજી પાસે જઇ પહોંચ્યા બન્નેના ચહેરા ઉપર ગ્લાનિ અને ગુપ્ત સંતોષની છાયા હતી. બન્ને કાંઇક અસાધારણ બનાવ બન્યાની ખબર આપવા આવ્યા હતા એમ તેમના દેખાવ ઉપરથી લાગતું હતું

"લક્ષ્મીબાઇ!" મામાસાહેબે બહારથી આનંદ પ્રદર્શિત કરતા કહ્યું "બહુ જ આનંદના સમાચાર છે ઝાંસીમાં ફરીથી મરાઠાનો અમલ સ્થાપવાનો મોકો આવી લાગ્યો છે. જે ઝાંસીની ગાદી ઉપરથી તમારે તમારી ઇચ્છા વિરુદ્ધ ઉતરી રાણીપદનો ત્યાગ કરવો પડ્યો છે તે ગાદી આજે તમારી રાહ જોઇ રહી હોય એમ લાગે છે ઘોડેસવારોની પલટણે પણ સિપાઇઓના બળવામાં જોડાવાનો નિશ્ચય કર્યો છે."

"હવાલદાર ગુરૂબક્ષે, જ્યાં બંદુકો, દારૂગોળો અને ખજાનો રાખવામા આવે છે તે નાનો કિલ્લો સ્ટારફોર્ટ કબજામા લીધો છે અને જેલનો દારોગો બક્ષીસઅલી કેદીઓને છોડી મૂકવાના હુકમની જ રાહ જોઇ રહ્યો છે" લક્ષ્મણરાવ બાંડેએ નવા સમાચાર આપ્યા.

"પિતાજી, તમારા વિચારોથી મને આશ્ચર્ય થાય છે." લક્ષ્મીબાઇએ જરા તીવ્ર અવાજથી કહ્યું "સિપાઇઓની આ પ્રકારની નિમકહરામીને તમારા તરફથી–આપણા તરફથી કોઇ પણ પ્રકારે ઉત્તેજન ન જ મળવુ જોઇએ. સિપાઇઓની વફાદારીને ડગાવવાનો પ્રયાસ આપણને શોભતો નથી.

મકાનને બચાવવાનો પ્રયાસ નથી કરતાં? ઝાંસીની હકુમત દૈવયોગે આજ આપણા હાથમાં નથી, તેથી શું થયું? તેથી શું કાંઇ ઝાંસીનો ને આપણો જુનો સંબંધ મટી ગયો? તેથી શું કાંઇ ઝાંસીની પ્રજા પ્રત્યેનો આપણો ચાહ ઘટી ગયો? તેથી શું કાંઇ ઝાંસી સંસ્થાન તરફનું આપણું કર્તવ્ય નષ્ટ થઇ ગયું?"

"પણ, રાણીજી!" ગંગાબાઇએ પોતાની વ્યવહારકુશળતાનો વિશેષ પરિચય આપ્યો: "ધારો કે કંપની સરકાર આ બળવાખોરોને દાબી દીએ તો પછી અંગ્રેજ અમલદારો પાછળ રહેલા ઝાંસીના મુખ્ય મુખ્ય પ્રજાજનોનો દોષ કાઢશે, કે તેમણે જ સિપાઇઓને ઉશ્કેર્યા અને બંડમાં સામેલ કર્યા અને તેમાં આપણું નામ પહેલું આવશે, અને જો બળવાખોરોનો વિજય થયો અને તેમના હાથમાં સત્તા આવી તો તેઓ પોતાનું રાજ સ્થાપશે અને ઝાંસીની ગાદી ઉપર કોઇ મુસલમાન સૈનિક આવી બેસશે. માટે રાણીજી! બેઉ વાતે સંકટ છે. અહીં રહેવામાં કોઇ રીતે લાભ નથી. સાલીયાણું અને રાણી તરીકેનો માનભર્યો દરજ્જો બંને ગુમાવવાનાં છે."

"બસ, ગંગાબાઇ! બસ, બહુ થયું!" રાણીએ અકળાઇને કહેવા માંડ્યું: "આવા બધા સંતાપજનક વિચારોથી મારા મગજને ક્ષુબ્ધ બનાવવાની જરૂર નથી. તમે બધાં એકસરખા વિચાર ધરાવતાં નથી. તું કહે છે કે મારે ઝાંસીનો ત્યાગ કરી સલામત સ્થાને પહોંચી જવું. આ નાનાસાહેબ અને તાત્યાસાહેબ મને ઝાંસીમાં બંડ કરવાની ઉશ્કેરણી કરે છે. મારા પિતાજી અને લક્ષ્મણરાવ બાડિ હવે એમ કહે છે કે મારે તક મળે તો બંડખોરો સાથે જોડાઇ જવું. બીજી બાજુથી મહારાજા સીંધીયા અંગ્રેજ સરકારને વફાદાર રહેવાનો મને અસંત આગ્રહ કરે છે; આમાં મારે શું કરવું તેની મને સમજ નથી પડતી! ગંગાબાઇ! મારૂં મગજ ભમી ગયું છે. કોનું સાંભળવું અને કોનું ન સાંભળવું, તે એક ગહન પ્રશ્ન થઇ પડયો છે! કયો માર્ગ ગ્રહણ કરવો વાજબી છે તેનો નિર્ણય કરવાનું કામ કેટલું બધું વિકટ છે તે તું જ સમજી શકશે. કુમારની ખાતર જ હું આ જીવન ટકાવી રહી છું, એ ન હોત તો આ જીવનનો અંત લાવી બધીયે જંજાળ અને ચિંતામાંથી મુક્ત થાત. મીરત વગેરેમાં બળવો થયાના સમાચાર જ્યારથી મારે કાને આવ્યા છે, ત્યારથી મારી આંખોમાંથી ઉંઘ પણ ઉડી

ગયું છે. અને આજે જ્યારે ઝાંસીમાં બળવાની શરૂઆત થઇ સાંભળું છું ત્યારે મને ઉગી આવે છે કે લાંબા સમય સુધી હવેથી આપણને ગ્લાનિ મળવાની નથી ગગાબાઇ! જ્યાં હોય ત્યાંથી મારા પિતાને બોલાવી લાવ. તેમને કદાચ વધારે માહિતી હશે–હોવી જ જોઇએ મારે કાંઇક કરવાનો સમય આવી લાગ્યો છે! મોડું થાય તે પહેલા કાંઇક અવશ્ય કરવું જોઇએ કે જેથી ઝાંસીનું સારી રીતે રક્ષણ થાય અને કંપની સરકારનાં માણસો નાહકનાં માર્યાં ન જાય. કંપની સરકારની કૃપાથી હું માત્ર નામની જ રાણી રહી છું, છતાં ઝાંસીની પ્રજા હજી મને ચાહે છે અને માન આપે છે અને તેથી જ તે મારા શબ્દો સાંભળશે મારી આજ્ઞા કદાચ ઉથાપશે નહીં"

ગગાબાઇ મામાસાહેબને બોલાવવા બહાર નીકળી, એટલામા જ લક્ષ્મણરાવ બાડે સાથે મામાસાહેબે રાજવાડામાં પ્રવેશ કર્યો અને સીધા રાણીજી પાસે જઇ પહોંચ્યા બન્નેના ચહેરા ઉપર ગ્લાનિ અને ગુપ્ત સતોષની છાયા હતી. બન્ને કાંઇક અસાધારણ બનાવ બન્યાની ખબર આપવા આવ્યા હતા એમ તેમના દેખાવ ઉપરથી લાગતું હતું

"લક્ષ્મીબાઇ!" મામાસાહેબે બહારથી આનદ પ્રદર્શિત કરતા કહ્યું "બહુ જ આનન્દના સમાચાર છે ઝાંસીમાં ફરીથી મરાઠાનો અમલ સ્થાપવાનો મોકો આવી લાગ્યો છે જે ઝાંસીની ગાદી ઉપરથી તમારે તમારી ઇચ્છા વિરુદ્ધ ઉતરી રાણીપદનો ત્યાગ કરવો પડ્યો છે તે ગાદી આજે તમારી રાહ જોઇ રહી હોય એમ લાગે છે ઘોડેસવારોની પલટણે પણ સિપાઇઓના બળવામાં જોડાવાનો નિશ્ચય કર્યો છે."

"હવાલદાર ગુરબક્ષે, જ્યાં બદુકો, દારૂગોળો અને ખજાનો રાખવામા આવે છે તે નાનો કિલ્લો સ્ટારફોર્ટ કબજામા લીધો છે અને જેલનો દારોગો બક્ષીસઅલી કેદીઓને છોડી મૂકવાના હુકમની જ રાહ જોઇ રહ્યો છે" લક્ષ્મણરાવ બાંડેએ નવા સમાચાર આપ્યા.

"પિતાજી, તમારા વિચારોથી મને આશ્ચર્ય થાય છે" લક્ષ્મીબાઇએ જરા તીવ્ર અવાજથી કહ્યું "સિપાઇઓની આ પ્રકારની નિમકહરામીને તમારા તરફથી–આપણા તરફથી કોઇ પણ પ્રકારે ઉત્તેજન ન જ મળવું જોઇએ. સિપાઇઓની વફાદારીને ડગાવવાનો પ્રયાસ આપણને શોભતો નથી.

મકાનને બચાવવાનો પ્રયાસ નથી કરતાં? ઝાંસીની હકુમત દૈવયોગે આજ આપણા હાથમાં નથી, તેથી શું થયું! તેથી શું કાંઇ ઝાંસીનો ને આપણો જુનો સંબંધ મટી ગયો? તેથી શું કાંઇ ઝાંસીની પ્રજા પ્રત્યેનો આપણો ભાવ ઘટી ગયો! તેથી શું કાંઇ ઝાંસી સંસ્થાન તરફનું આપણું કર્તવ્ય નષ્ટ થઇ ગયું!"

"પણ, રાણીજી!" ગંગાબાઇએ પોતાની વ્યવહારકુશળતાનો વિશેષ પરિચય આપ્યો: "ધારો કે કંપની સરકાર આ બળવાખોરોને દાબી દીએ તો પછી અંગ્રેજ અમલદારો પાછળ રહેલા ઝાંસીના મુખ્ય મુખ્ય પ્રજાજનોનો દોષ કાઢશે, કે તેમણે જ સિપાઇઓને ઉશ્કેર્યા અને બંડમાં સામેલ કર્યાં અને તેમાં આપણું નામ પહેલું આવશે, અને જો બળવાખોરોનો વિજય થયો અને તેમના હાથમાં સત્તા આવી તો તેઓ પોતાનું રાજ સ્થાપશે અને ઝાંસીની ગાદી ઉપર કોઇ મુસલમાન સૈનિક આવી બેસશે. માં રાણીજી! બેઉ વાતે સંકટ છે. અહીં રહેવામાં કોઇ રીતે લાભ નથી. સાલી યાણું અને રાણી તરીકેનો માનમરતબો દરજ્જો બંને ગુમાવવાનાં છે."

"બસ, ગંગાબાઇ! બસ, બહુ થયું!" રાણીએ અકળાઇને કહેવા માંડ્યું: "આવા બધા સંતાપજનક વિચારોથી મારા મગજને ક્ષુબ્ધ બનાવવાની જરૂર નથી. તમે બધાં એકસરખા વિચાર ધરાવતાં નથી. તું કહે છે કે મારે ઝાંસીનો ત્યાગ કરી સલામત સ્થાને પહોંચી જવું. આ નાનાસાહેબ અને તાત્યાસાહેબ મને ઝાંસીમાં બંડ કરવાની ઉશ્કેરણી કરે છે. મારા પિતાજી અને લક્ષ્મણરાવ બાઉ હવે એમ કહે છે કે મારે તક મળે તો બંડખોરો સાથે જોડાઇ જવું. બીજી બાજુથી મહારાજા સીંધીયા અંગ્રેજ સરકારને વફાદાર રહેવાનો મને અત્યંત આગ્રહ કરે છે; આમાં મારે શું કરવું તેની મને સમજ નથી પડતી! ગંગાબાઇ! મારૂં મગજ ભમી ગયું છે. કોનું સાંભળવું અને કોનું ન સાંભળવું, વે એક ગહન પ્રશ્ન થઇ પડ્યો છે! કયો માર્ગ ગ્રહણ કરવો વાજબી છે તેનો નિર્ણય કરવાનું કામ કેટલું બધું વિકટ છે તે તું જ સમજી શકશે. કુમારની ખાતર જ હું આ જીવન ટકાવી રહી છું, એ ન હોત તો આ જીવનનો અંત લાવી બધી જંજાળ અને ચિંતામાંથી મુક્ત થાત. મીરત વગેરેમાં બળવો થયાના સમાચાર જ્યારથી મારે કાને આવ્યા છે, ત્યારથી મારી આંખોમાંથી ઉંઘ પણ ઉડી

આપણો ધાર્મિક હક્ક કંપની સરકારે માન્ય ન રાખતાં આપણાં હિંદુ રાજ્યો નાવારસ ગણી પચાવી પાડયાં છે. એટલે આપણને તો કંપની સરકાર સામે વાજબી જ રોષ છે. મુસલમાનો પણ મોગલાઇ નાશ પામવા માટે કંપની સરકારને જવાબદાર ગણે છે. એટલે એક રીતે તો આ એક દૈવે મોકલેલી સુંદર તક છે અને હિંદુ અને મુસલીમોએ સાથે મળીને તેનો લાભ લેવાની અગત્ય છે."

"પિતાજી!" લક્ષ્મીબાઇએ માર્મિકતાથી કહ્યું: ત્યારે "આજથી ત્રણ વરસ પહેલાં જ્યારે ઝાંસી ખાલસા કરવાનો સમય હતો ત્યારે તમે અંગ્રેજોનો વિરોધ કરવા તૈયાર ન હોતા. તે વખતે અંગ્રેજોની સામે થવાની મારી ઇચ્છા કેટલી-પ્રબળ હતી તે તમે જાણો છો, છતાં તમે અને ભૂતપૂર્વ દિવાન નરસિંહરાવે મારી એ ઉત્કટ ઇચ્છાનો વિરોધ કર્યો અને આપણું સંસ્થાન લેવા ઇચ્છના કંપની સરકારના અમલદારો સાથે હાથ મિલાવ્યા, તેનું શું કારણ? અને આજે તમને કંપની સરકાર સામે થવાનું ક્યાંથી સૂઝી આવ્યું?"

"પુત્રી!" મામાસાહેબે પોતાની મૂછ ઉપર હાથ ફેરવી લક્ષ્મણરાવ બાંડે તરફ જોઇ કહ્યું: "તે વખતના સંયોગો જૂદા હતા. તે વખતે આપણે કંપની સરકારની સામે થયા હોત તો આપણને કોઇ મદદ કરવા ન આવત. આપણા સૈનિકો પણ આપણા પક્ષમાં રહેત કે કેમ તેની મને શંકા છે. અને તેમ છતાં પણ આપણે સામે થયા હોત તો કંપની સરકારની વિશાળ યુદ્ધસામગ્રી અને લશ્કર આગળ આપણું કશુંય ચાલત નહીં. પરંતુ અત્યારનો સમય જૂદો છે. અત્યારે તો આખાયે ઉત્તર હિન્દમાં કંપની સરકારની સામે પ્રબળ બંડ ફાટી નીકળ્યું છે; જ્યાં જોઇએ ત્યાં લશ્કર તેની વિરુદ્ધ થઇ પડયું છે; બંડમાં કેટલાંક અન્યાય પામેલાં રાજ્યો પણ સામેલ થયાં છે, દિલ્હીની ગાદી ઉપરથી બહાદુરશાહને ઉઠાડી મૂકવાથી મુસલમાનો પણ રોષે ભરાયા છે; આવી સ્થિતિમાં આપણે જો ઝાંસીના સિપાઇઓની આગેવાની લઇએ તો ઝાંસી સંસ્થાન આપણા હાથમાં છે અને એક વખત ઝાંસીનો કિલ્લો આપણા કબજામાં આવ્યો, પછી કંપની સરકારના લશ્કર સામે ટકી-રહેવું રમત વાત છે! રાણીસાહેબ! આજથી ત્રણ વરસ પહેલાં કંપની સરકારની સામે થવાની મેં ના પાડી હતી તે વિચાર કરીને જ ના પાડી હતી; અને નરસિંહરાવે પણ સમજપૂર્વક જ

મરાઠા સામ્રાજ્ય તેના સૈનિકોની વફાદારી ઉપર સ્થપાયેલું છે, અને એ વફાદારી એક વખત ડગાવવામાં આવી એટલે પછી કઈ ઘડીએ તે ડગમગી જશે તે કહેવાય નહીં. આજે કંપની સરકાર સામે થનારા સૈનિકો કોઈ વાર બીજાની ઉશ્કેરણીથી આપણી પોતાની પણ સામે થાય, એટલે મારા મત પ્રમાણે સૈનિકોને ઉશ્કેરી બંડ કરાવવું અગર એ બંડને ઉત્તેજન આપવું એ દૂધ પાઈને સાપ ઉછેરવા બરાબર છે." લક્ષ્મીબાઈએ બંડ સંબંધી પોતાના વિચારો દર્શાવ્યા.

"પુત્રી!" મામાસાહેબે અતિશય મમતાભર્યા અવાજે કહ્યું: "કોઈ સામાન્ય પ્રસંગ હોત તો હું બંડખોરોને આમ ઉત્તેજન આપવાની ઇચ્છા રાખત નહીં. સૈનિકો પોતાના રાજાને વફાદાર રહે એ કોઈ પણ શાસન કર્તા માટે ખાસ આવશ્યક છે. પરંતુ અત્યારના સંજોગો જુદા જ પ્રકારના છે. ઉપરાંત આ સિપાઈઓ જેઓ બળવો કરવા તૈયાર થયા છે તેમને પણ કંપની સરકાર સામે ફરિયાદ છે. કંપની સરકારના વહીવટથી તેઓ પણ નારાજ થયા છે અને તેમાં ધર્મનું કારણ મુખ્ય છે. બંદુકોમાં નાખવાનાં જે નવાં કારતુસો તેમને આપવામાં આવ્યાં છે, તેમાં એક બાજુ ડુક્કરની અને બીજી બાજુ ગાયની ચરબી છે, આથી હિંદુ તેમ જ મુસ્લીમ બન્ને કોમના સૈનિકોની ધાર્મિક લાગણી દુઃખાય છે. આપણી ઇચ્છા હો યા ના હો, છતાં તેઓ બંડ કરવાના છે, કરી ચૂક્યા છે. આપણે તો માત્ર આ સુંદર તકનો લાભ લેવાનો છે."

"અને પિતાજી, શું તમે આ સિપાઈઓનો પક્ષ પણ ધાર્મિક કારણુસર લઈ રહ્યા છો?" રાણીના પ્રશ્નમાં ચોખો કટાક્ષ દેખાતો હતો.

"હા. પુત્રી, એમ પણ કહી શકાય, રાજકાજનાં કામ ધર્મના કામ જેટલાં જ પવિત્ર ગણાય છે. આપણે તો અનાયાસે પ્રાપ્ત થયેલી તકનો આપણા લાભ માટે ઉપયોગ કરી લેવાનો છે." મામાસાહેબે ત્વરાથી પ્રત્યુત્તર આપ્યો.

"રાણીસાહેબ!" લક્ષ્મણરાવ બાંડેએ પોતાનો અભિપ્રાય રજુ કરતાં કહ્યું: "મામાસાહેબનું કથન યથાર્થ અને યુક્તિપુરઃસર છે. મુસ્લીમો એમ માની બેઠા છે કે અંગ્રેજોએ તેમની ધાર્મિક માન્યતા ઉપર પ્રહાર કર્યો છે. આપણા હિંદુઓને પણ અન્યાય થયો છે; કારણ કે દત્તક લેવાનો

કરનારને જ સિદ્ધિ મળે છે. આ કાંઇ વેપારરોજગાર નથી કે જેમાં ગણતરીથી અગાઉથી પરિણામની ખાત્રી કરીને પગલું ભરી શકાય. વીર પુરુષો કે સ્ત્રીઓ જ વસુંધરાનો ઉપભોગ કરી શકે છે. वीरभोग्या वसुन्धरा કહ્યું છે તે તદ્દન સત્ય છે! માટે ચર્ચામાં સમય ગુમાવવાનો અત્યારે અવકાશ પણ નથી કોણ જાણે આવતી કાલે તમારે નિશ્ચય ઉપર આવવાની ફરજ પડે તો નવાઇ નહીં! ઝાંસીનો વહીવટ દામોદરરાવની વતી ફરીથી તમારે હાથ લેવો પડશે એમ મને લાગે છે, અને તે વખતે તમે ના ન પાડો, એટલા માટે મારે આ બધી દલીલો કરવી પડી છે લોકોમાં તમારૂં માન છે, બળવાખોરો પણ તમને રાણી તરીકે સ્થાપવા ઇચ્છે છે, માટે એવા સમયને માટે અત્યારથી જ તૈયાર થઇ રહો, એટલે તે વખતે આનાકાની કરવી ન પડે."

"પિતાજી!" લક્ષ્મીબાઇએ સદિગ્ધપણાથી જવાબ આપ્યો "તમારી વાત અને દલીલો મેં બરાબર સાંભળી છે, નાનાસાહેબ અને તાત્યાસાહેબનાં કથન પણ મેં સાંભળ્યાં છે અત્યારે તો ઝાંસીમાં કંપની સરકારનો અમલ ચાલે છે, બળવાખોરોના હાથમાં હજી સત્તા આવી નથી. આ કજીયામાં માથું મારવાનું હાલ તો મારૂં મન નથી, છતાં જોઇ લઇશ સમય બદલાશે અને મને લાગશે તો હું બંડખોરોનો પક્ષ લેતાં પાછી પાની કરીશ નહીં"

"પુત્રી!" મામાસાહેબે જરા રોષ દર્શાવી કહેવા માંડ્યું "હું તને વીરતાની પ્રતિમૂર્તિ સમી ધારતો હતો, પણ તારામાં વીરતા કરતાં વાણિયાબુદ્ધિ વધારે આવેલી જોઇ મને દિલગીરી થાય છે. જે કંપની સરકારે આપણું રાજ છીનવી લીધું અને તારા જેવી ઝાંસી સંસ્થાનની મહારાણીને સામાન્ય સ્ત્રી જેવી બનાવી દીધી, તેની સામે યુદ્ધ કરી ગયેલું રાજ પાછું મેળવવાનો સમય પ્રાપ્ત થયો છે ત્યારે તને આવા વફાદારીના અને ધર્મનીતિના કાયરતાભર્યાં વિચારો ક્યાંથી આવે છે? પેલા સીંધીયા અને તેના લુચ્ચા દિવાનનું આ કામ છે. એણે જ તારૂં મગજ ભમેરીને અવળે માર્ગે દોર્યુ છે પણ ગ્વાલીઅરના અને ઇંદોરના કરતાં ઝાંસીના સજોગો તદ્દન જુદા છે સીંધીયા અને હોલકરને પોતપોતાનાં લશ્કર છે, આપણી પાસે લશ્કરનું નામ પણ નથી, એટલે જે પક્ષનો વિજય થવાનો સભવ હોય તેની સાથે મળી જવામાં જ આપણું હિત છે આ બંડ જેટલી ત્વરાથી

ના પાડી હતી આજે જો એ આપણી સમક્ષ હોત તો આપણને આ સ્વાતંત્ર્યયુદ્ધમાં ઝંપલાવવાની હા પાડત એટલું જ નહીં, પણ ઉત્તેજન આપત."

"હા, રાણીસાહેબ!" લક્ષ્મણરાવે ટાપસી પૂરી. "મામાસાહેબની વાત યથાર્થ છે. અનુભવ અને રાજનીતિના મિશ્રણવાળી એમની સલાહ સર્વથા ઉચિત અને હિતકર છે. સમય આવે ત્યારે સોગઠી મારવી એ રાજરમતનું સૂત્ર છે"

"વારુ, પણ તમે આ સિપાઇઓના બળવાને સ્વાતંત્ર્યયુદ્ધ કેમ કહી શકો છો? છુટાછવાયા સૈનિકો બળવો કરે તેને યુદ્ધ કેમ કહેવાય?" રાણીએ નવા જ પ્રકારનો પ્રશ્ન પૂછયો.

"રાણીસાહેબ! યુદ્ધ અને બળવો એ બે શબ્દોના વાસ્તવિક અર્થમાં કશો જ ફેર નથી હિંદનાં રાજ્યો એક પછી એક આ સર્વભક્ષી અંગ્રેજ સત્તાની એડી નીચે દબાઇ રહ્યાં છે, તેમાંથી છૂટવાનો અને સ્વતંત્ર થવાનો આ પ્રયાસ છે, માટે તેનું નામ સ્વાતંત્ર્યયુદ્ધ છે. થોડા સૈનિકો છુટાછવાયા યુદ્ધ કરે એટલે સામો પક્ષ તેને બળવાનું અકારું નામ ભલે આપે. પણ એ જ સૈનિકોને વ્યવસ્થિત કરી કોઇ સેનાપતિ કંપની સરકારને શિકસ્ત આપી જીત મેળવે, એટલે એ બળવો મટી સ્વાતંત્ર્યયુદ્ધ તરીકે ઓળખાય અને સૈનિકો બળવાખોરો મટી વિજયી સૈનિકો ગણાય અને સેનાપતિની વિજયી અને બાહોશ સરદારમાં ગણના થાય ફ્રાંસની પ્રજાના બળવાનો દાખલો આપણી સામે મોજુદ છે. કંપની સરકારની દૃષ્ટિએ આ બળવો હશે, પણ આપણી દૃષ્ટિએ તો આ આઝાદીનું યુદ્ધ છે" લક્ષ્મણરાવ બાઉએ પોતાની તર્કવિદ્યા ચલાવી

બંડ અને યુદ્ધનું આ સામ્ય અને તફાવત જાણી લક્ષ્મીબાઇને આશ્ચર્ય થયું. ઘડીભર તેઓ આ વિચારસરણીના પ્રવાહમાં તણાવા લાગ્યાં અને તેમના મનમાં ફરીથી ઝાંસી પર અમલ કરવાની આકાંક્ષા સ્ફુરી આવી

રાણીની આવી સંદિગ્ધ સ્થિતિ જોઇ મામાસાહેબે તેમને વધુ પ્રોત્સાહન આપવાના આશયથી કહ્યું "પુત્રી! લક્ષ્મણરાવની વાત સાચી છે. નાના સાહેબ અને તાત્યાસાહેબે પણ માથાં મૂકી ઝુકાવ્યું છે, તે વખતે શું આપણે જ અલગ રહીશું અને લોકોની આંખમાં દેશદ્રોહી ગણાઇશું! સાહસ તો છે જ પણ સાહસ વિના સિદ્ધિ નથી. આજકાલમાં તો ખાસ કરીને સહાય,

"હજી પણ અભ્યાસની જ વાત કરે છે!" મામાસાહેબે લક્ષ્મીબાઇ સામે જોઇ ગુસ્સો લાવી કહ્યું "પુત્રી! હું ધારતો હતો તેના કરતાં પણ તારામાં તો ઓછી અક્કલ દેખાય છે! એક મરાઠાના ખમીર માટે મગરૂબી ધરાવતારી તારા જેવી વીરાંગના શુ પેલા લુચ્ચાના સરદારના શબ્દોમા વિશ્વાસ મૂકી અત્યારે યુદ્ધ કરતાં અભ્યાસને મહત્ત્વ આપે છે!"

આટલું કહી દામોદરરાવ તરફ ફરી મામાસાહેબે કહેવા માંડ્યું: "જે વખતે તમારે તમારા હક્કો માટે, તમારા ઝૂંટવી લીધેલા વારસા માટે, તમારી ખૂચવી લીધેલી ગાદી માટે લડવુ જોઇએ તે વખતે અભ્યાસ કરો! પેશ્વાઓ યુદ્ધપ્રિય મટી અમનઆરામી બન્યા એટલે પેશ્વાઇ પડી ભાંગી અને મરાઠાઓમાથી લડાયક જુસ્સો નાબુદ થઇ વાણિયાગીરી આવી એટલે મરાઠા સરદારો પણ નાબુદ થયા. કુમાર! તમે તમારે ભણ્યા કરો અને લક્ષ્મીબાઇ! તું પણ ચડીપાઠનો ખાલી પાઠ કર્યા કર! શક્તિની પૂજા જો તારામા શક્તિ ન રેડતી હોય તો એ પૂજાનો કશો જ અર્થ નથી! થોડા જ સમયમાં મુસલમાનો ઝાંસીનો કબજો લઇ લેશે અને તેમનો કોઇ આગેવાન ઝાંસીની ગાદી ઉપર ચડી બેસશે, ત્યારે તમે બન્ને અભ્યાસ અને શાસ્ત્રોનું વાંચન કર્યા કરજો! ઝાંસીની રાજમાતાને અને ઝાંસીના વારસદારને આ નિર્માલ્યતા, આ અનિશ્ચિતતા, આ વ્યામોહ અને કંપની સરકાર પ્રત્યેનો આ આદર લેશ પણ શોભતાં નથી!"

"પિતાજી! બહુ થયું! આજના કામકાજથી અને તમારી સલાહથી મને થાક અને કંટાળો આવ્યાં છે. અત્યારે મને આરામની જરૂર છે. કાલે સવારમાં મારૂં મગજ તાજું થાય ત્યારે આપણે ફરીથી વિચાર કરીશુ તમે ધારો છો તેટલું આ કામ સરળ નથી અને તેથી હું આંખો મીંચી આગળ ધસવા માગતી નથી" લક્ષ્મીબાઇએ પોતાનો દૃઢ નિશ્ચય દર્શાવી મામાસાહેબને ત્યાંથી જતા રહેવાનું આડકતરૂં સૂચન કર્યું.

"પુત્રી! ભલે સવારે ફરીથી વિચાર કરીશુ. તું કહે તો આપણે નરસિંહરાવને બોલાવીએ અને તેની સલાહ પૂછીએ"

"હા, એ વાત ઠીક છે. ઝાંસી સંસ્થાનમાં નરસિંહરાવ જેટલી તીવ્ર બુદ્ધિ બીજા કોઇની નથી," લક્ષ્મણરાવે ટાપસી પૂરી.

ફેલાતું જાય છે તે જોતાં થોડા વખતમાં હિન્દુસ્તાનમાં અંગ્રેજોની સત્તા નામશેષ થઈ જશે. આવા ક્ષુબ્ધ વાતાવરણમાં અને તોફાનમાં આપણે જો આપણી સ્થિતિ જેમની તેમ જાળવી રાખવી હોય તો આપણે ત્વરાથી નિર્ણય ઉપર આવવાની જરૂર છે."

"આવી ગંભીર બાબતમાં ઉતાવળથી પગલું ભરવાની હું ના પાડું છું. આ બાબત એટલી ગંભીર છે કે તે વિષે ઊંડો વિચાર કર્યો વગર ઉતાવળાનું પગલું ભરવામાં ભારી જોખમ રહેલું છે. અને આ બંડનું શું પરિણામ આવવાનું છે તેની કોને ખબર છે? તેમ આ બંડમાં કોણ કોણ સામેલ થશે અને કોણ કોણ કંપની સરકારનો પક્ષ કરશે તે પણ અત્યારથી કહી શકાય તેમ નથી. ખરી વાત છે કે અત્યારે આ દેશમાં કંપની સરકારનું લશ્કર થોડું છે અને જે છે તે છુટું છવાયું પડયું છે; પણ તેને એકત્ર કરી વ્યવસ્થિત કરતાં જેટલું અંગ્રેજ લોકોને આવડે છે તેટલું આપણને આવડતું નથી અને જરૂર પડતાં કંપની સરકારની મદદે આખું બ્રિટન ઉભું છે, અને બ્રિટીશ સરકારનાં સાધનો કેટલાં પ્રબળ અને વિપુલ છે તે તમોને સમજાવવાની જરૂર નથી. વિશેષમાં એ પણ ખાત્રી રાખજો કે જે ભાવનાથી એ લોકો લડશે તે ભાવનાથી આપણા લોકો કદાપિ લડવાના નથી. આપણો પરસ્પરનો અંગત સ્વાર્થ અને વેરઝેર એટલાં પ્રબળ અને આગળ પડતાં છે કે આપણા દેશના સમગ્ર હિતનો કે આપણી સમગ્ર પ્રજાની પ્રતિષ્ઠાનો આપણે વિચાર કરી શકતા નથી. તો પણ આપણે સજ્જ થઈ રહેવાની જરૂર છે. આ બળવાખોરોનું કાંઈ કહેવાય નહીં, આવેશમાં ને આવેશમાં એ આપણા ઉપર પણ તુટી પડે! માટે લક્ષ્મણરાવ, આપણા મહેલના દરવાજા આજથી મજબુતીથી બંધ રાખજો અને ચોકીદારોને ત્યાં રાત-દિવસ ખડો પહેરો ભરવાની સૂચના કરજો. જ્યાં સુધી આ તોફાન શમી ન જાય ત્યાં સુધી આપણે બધાએ બનતાં સુધી રાજવાડાની અંદર જ રહેવું જેથી આ બંડમાં આપણી સામેલગીરી હતી, એમ પાછળથી આપણા દુશ્મનોને કહેવાનો વખત ન આવે!"

રાણીસાહેબનાં ઉપલાં વાક્યો સાંભળી એક બાજુ બેઠેલો દામોદરરાવ ચમકી ઉઠ્યો; તે જોઈ લક્ષ્મીબાઈએ કહ્યું: "કુમાર! તમારે ગભરાવાનું કે ઉચ્ચારવાનું કશું પણ કારણ નથી. તમે તમારો અભ્યાસ ચાલુ રાખો!"

"હજી પણ અભ્યાસની જ વાત કરે છે!" મામાસાહેબે લક્ષ્મીબાઇ સામે જોઇ ગુસ્સો લાવી કહ્યું: "પુત્રી! હું ધારતો હતો તેના કરતાં પણ તારામાં તો ઓછી અક્કલ દેખાય છે! એક મરાઠાના ખમીર માટે મગરૂબી ધરાવનારી તારા જેવી વીરાંગના શું પેલા લુચ્ચાના સરદારના શબ્દોમાં વિશ્વાસ મૂકી અત્યારે યુદ્ધ કરતાં અભ્યાસને મહત્ત્વ આપે છે!"

આટલું કહી દામોદરરાવ તરફ ફરી મામાસાહેબે કહેવા માંડ્યું: "જે વખતે તમારે તમારા હક્કો માટે, તમારા ઝૂંટવી લીધેલા વારસા માટે, તમારી ખૂંચવી લીધેલી ગાદી માટે લડવું જોઇએ તે વખતે અભ્યાસ કરો! પેશવાઓ યુદ્ધપ્રિય મટી અયશઆરામી બન્યા એટલે પેશવાઇ પડી ભાંગી અને મરાઠાઓમાંથી લડાયક જુસ્સો નાબુદ થઇ વાણિયાગીરી આવી એટલે મરાઠા સરદારો પણ નાબુદ થયા. કુમાર! તમે તમારે ભણ્યા કરો અને લક્ષ્મીબાઇ! તું પણ ચંડીપાઠનો ખાલી પાઠ કર્યાં કર! શક્તિની પૂજા જો તારામાં શક્તિ ન રેડતી હોય તો એ પૂજાનો કશો જ અર્થ નથી! થોડા જ સમયમાં મુસલમાનો ઝાંસીનો કબજો લઇ લેશે અને તેમનો કોઇ આગેવાન ઝાંસીની ગાદી ઉપર ચડી બેસશે, ત્યારે તમે બન્ને અભ્યાસ અને શાસ્ત્રોનું વાંચન કર્યા કરજો! ઝાંસીની રાજમાતાને અને ઝાંસીના વારસદારને આ નિર્માલ્યતા, આ અનિશ્ચિતતા, આ વ્યામોહ અને કંપની સરકાર પ્રત્યેનો આ આદર લેશ પણ શોભતાં નથી!"

"પિતાજી! બહુ થયું! આજના કામકાજથી અને તમારી સલાહથી મને થાક અને કંટાળો આવ્યાં છે. અત્યારે મને આસાયેશની જરૂર છે. કાલે સવારમાં મારૂં મગજ તાજું થાય ત્યારે આપણે ફરીથી વિચાર કરીશું. તમે ધારો છો તેટલું આ કામ સરળ નથી અને તેથી હું આંખો મીંચી આગળ ધસવા માગતી નથી." લક્ષ્મીબાઇએ પોતાનો દૃઢ નિશ્ચય દર્શાવી મામાસાહેબને ત્યાંથી જતા રહેવાનું આડકતરૂં સૂચન કર્યું.

"પુત્રી! ભલે સવારે ફરીથી વિચાર કરીશું. તું કહે તો આપણે નરસિંહરાવને બોલાવીએ અને તેની સલાહ પૂછીએ."

"હા, એ વાત ઠીક છે. ઝાંસી સંસ્થાનમાં નરસિંહરાવ જેટલી તીવ્ર બુદ્ધિ બીજા કોઇની નથી." લક્ષ્મણરાવે ટાપસી પૂરી.

"મારે કોઈની સલાહની જરૂર નથી. નરસિંહરાવમાં ભલે તીવ્ર બુદ્ધિ હોય, પણ તેનું મન મેલું છે અને તેના અંતરમાં પાપ છે; એટલે મેં તેને મારી તહેનાતમાંથી દૂર કર્યો છે. મારે એની સલાહ સાંભળવી પણ નથી અને એનું મુખ ફરીથી જોવું પણ નથી!"

મામાસાહેબ અને લક્ષ્મણરાવના ગયા પછી લક્ષ્મીબાઈ વિશ્રાંતિ લેવા પલંગમાં પડ્યાં, પણ મોડી રાત્રિ સુધી નિદ્રા દેવીએ તેમના ઉપર કૃપા કરી નહીં.

---




મોડી રાત્રિ સુધી રાણીને ઊંઘ આવી નહીં. તે અનેક તર્કવિતર્કમાં પડી ગયાં. કયો માર્ગ ગ્રહણ કરવો એ તેમની બુદ્ધિમાં બરાબર ઉતરતું નહોતું. એક બાજુથી બંડખોરો સાથે મળી કંપની સરકાર સામે વેર લેવાની તીવ્ર આકાંક્ષા થતી હતી, તો બીજી બાજુથી કાર્યકારણનો અને પરિણામનો વિચાર કરતાં બંડમાં સામેલ ન થવાની ઇચ્છા થતી હતી! લક્ષ્મીબાઈનું ચિત્ત અસ્થિર વૃત્તિવાળું બની આમથી તેમ ઝોલાં ખાતું હતું. બાર વાગ્યા પછી માંડમાંડ તેમની આંખો મીંચાઇ હશે. પણ પ્રાતઃકાળમાં વહેલાં જ તેમની નિદ્રા ઉડી ગઇ. અશાંત ચિત્તને અને ચિંતાગ્રસ્ત માણસને સુખની નિદ્રા ભાગ્યે જ આવે છે.

લક્ષ્મીબાઇએ સવારમાં પ્રાતઃકર્મથી પરવારી એક અનુચરને બોલાવી ગંગાદાસ મહારાજની તપાસ કરવા મોકલ્યો. ગંગાદાસ મહારાજ પણ ઝાંસીના કિલ્લામાંથી લક્ષ્મીબાઇ શહેરમાં રાજવાડામાં નિવાસ કરવા ગયાં ત્યારથી કિલ્લાના શિવાલયનો ત્યાગ કરી ક્યાંક ચાલ્યા ગયા હતા. તેના પાળ

આવ્યાના ખબર રાણીજીને અચાનક બે ચાર દિવસ પહેલાં મળ્યા હતા, એટલે રાણીજીને તેને મળવાની ઇચ્છા થઈ આવી હતી.

ગંગાદાસ મહારાજનું અત્યારે સ્મરણ થવાનાં બે કારણો હતાં. એક તો એ કે એણે જે ભવિષ્ય ભાખ્યુ હતું તેનો અર્થ સમજવાની અત્યારે તેને તાલાવેલી લાગી હતી અને બીજું ગંગાદાસ મહારાજ પોતાનો બચપણનો સાથી શંકરરાવ હતો એમ તેમને શંકા પડી હતી.

જ્યારે અનુચરે કિલ્લાના શિવાલયમાં જઇ તપાસ કરી 'ગંગાદાસ મહારાજ ત્યાંથી ચાલ્યા ગયા છે' એવા ખબર આપ્યા ત્યારે લક્ષ્મીબાઈ કાંઇક નિરાશ થઇ ગયાં. તેમણે મહારાજ પાસેથી પોતાના ભાવિ ઉપર પ્રકાશ પાડવાની ઈંતેજારી રાખી હતી; પણ એ આશા હવે તદ્દન નષ્ટ થઇ ગઇ. અને આવા તોફાનના વખતમાં ફરીથી ગંગાદાસ મહારાજનો ભેટો થવાનો સંભવ જ ન હોતો. ગંગાદાસ મહારાજ સાચે જ શંકરરાવ હશે અને એમ હોય તો શા માટે એણે પેશવાનો આશ્રય છોડી, આમ સાધુ જીવન અંગીકાર કર્યું હશે, એ બાબતનો તે સંતોષકારક ખુલાસો કરી શક્યાં નહીં. તેમના મનમાં આ પ્રકારનો વસવસો રહી ગયો. આ ભેદ હવે ક્યારે ઉકેલાવાનો હતો ?

આ પ્રમાણે ગંગાદાસ મહારાજનો અને સાથોસાથ ઝાંસીના બળવાનો વિચાર કરતાં લક્ષ્મીબાઇ બેઠાં હતાં; એટલામાં કુમાર દામોદરરાવ ત્યાં આવી ચડ્યા અને પોતાની માતાને વિચારગ્રસ્ત સ્થિતિમાં જોઇ રાત્રિના બનાવની યાદ કરી કહેવા માંડયુ "રાજમાતા ! શા માટે આપણે સિપાઇઓનો પક્ષ કરી આ અંગ્રેજોને હાંકી કાઢતાં નથી ? કિલ્લામાં તેમની સંખ્યા કેટલી છે ? શું મુઠ્ઠીભર અંગ્રેજોને આપણે જીતી શકીએ એમ નથી!"

"કુમાર ! તું નથી જાણતો, આપણે માત્ર ઝાંસીના કિલ્લાના અંગ્રેજો સાથે જ લડવાનું છે એમ નથી. હિન્દુસ્તાનના તમામ અંગ્રેજો અને અંગ્રેજોને મદદ કરનાર દેશીઓ સાથે પણ લડવાનું છે. ઉપરાંત વિલાયતમાંથી એ લોકોનું સૈન્ય અને દારૂગોળો આવે તે તો જૂદાં. બેટા ! આપણે કોઇ દહાડો આ લોકો સામે ટકી શકવાના નથી. તું હજી બાળક છે, એટલે તને ખબર ન પડે. એ સ્વાભાવિક છે કે બળવાખોરોની ઉશ્કેરણીથી રાજગાદી ઉપર આવવામાં કેટલું ભયંકર જોખમ રહેલું છે ! જે બળવાખોરો

આજે તને ગાદીએ બેસાડે તેજ બળવાખોરો એક દહાડો ગાદી પરથી તને ઉઠાડી પણ મૂકે! આજે જે સિપાઈઓ અંગ્રેજોનો દ્રોહ કરવા તૈયાર થયા છે, તેજ સિપાઈઓ આવતી કાલે આપણો પણ દ્રોહ નહીં કરે તેની ખાત્રી ક્યાં છે?"

"પણ રાજમાતા! અગાઉ તો તમે મને તલ્વારની પટ્ટાબાજી અને યુદ્ધવિદ્યાની તાલીમ કેટલી હોંસથી આપતાં હતાં; તે શું આટલા માટે? અત્યારે જો આપણે અંગ્રેજોને હાથ નહીં બતાવીએ તો પછી ઝાંસી મેળવવાની આવી બીજી તક ક્યારે સાંપડવાની છે? મને લાગે છે કે તમારા વિચારો અગાઉના જેવા રહ્યા નથી!"

"કુમાર!" રાણીએ જરા આવેશથી કહેવા માંડ્યું: "જો પેશવાનું રાજ ફરીથી સ્થાપન થતું હોય અને વ્યવસ્થિત મરાઠા લશ્કર રણમેદાનમાં ઉતરતું હોય તો હું અંગ્રેજોની સામે થતાં જરા પણ ન અચકાઉં. એ યુદ્ધ ક્ષત્રિયોનું યુદ્ધ ગણાય, એટલું જ નહીં, પણ ધાર્મિક અર્થવાળું યુદ્ધ ગણાય. આવા ઉમદા કાર્યમાં હું મારી પાસેની છેલ્લામાં છેલ્લી મિલકત આનંદથી હોમી દઉં, એટલું જ નહીં, પણ મારા જીવનનું સુદ્ધાં સહર્ષ બલિદાન આપી દઉં. પણ, કુમાર! આજે એવા સંજોગો નથી. આ યુદ્ધ તે મરાઠાઓનું યુદ્ધ નથી, પણ કેટલાક અસંતુષ્ટ સિપાઈઓનું બંડ છે, અને તેનો પક્ષ કરવાથી મરાઠાઓનું રાજ્ય પુનઃ સ્થાપિત થવાનું નથી. અને ઝાંસીનું રાજ્ય મળવાની અને મળે તો તે ટકી રહેવાની ખાત્રી મળતી નથી. કુમાર! ઉલટું આપણી પાસે જે કાંઇ છે તે પણ જો આપણે આ બળવાખોરોની સાથે જોડાઈશું તો ગુમાવી બેસશું!"

"પણ મામાસાહેબ તો માને છે કે બધા અંગ્રેજો માર્યા જશે અને આપણે અત્યારે સિપાઈઓની પડખે થઈ બંડમાં સામેલ થવું જોઈએ, નહિતર તેઓ આપણને ઝાંસી પાછું લેવા દેશે નહીં."

"કુમાર!" લક્ષ્મીબાઈએ પોતાની બેઠક ઉપરથી ઉઠી આમતેમ આંટા મારતાં ગુસ્સાથી કહ્યું: "મામાસાહેબ, સામાન્ય મનુષ્યોની જેમ સ્વાર્થી છે; તે માત્ર પોતાના લાભનો જ વિચાર કરે છે, પછી બીજાઓને લાભ થાય છે કે હાનિ અગર અગવડ પડે છે કે નહીં તેનો વિચાર કરતા નથી. પોતાના સ્વાર્થની ખાતર જ એમણે મને મહેમ મહારાજનાં

સાથે પરણાવી, પોતાના સ્વાર્થની ખાતર જ તેણે મને અંગ્રેજોની સામે થતાં તે વખતે અટકાવી અને અત્યારે પણ પોતાના સ્વાર્થની ખાતર જ તે મને સિપાઇઓના હાથમાં રમવાની સૂચના આપે છે! પરંતુ બે વખત મેં ભૂલ કરી, બે વખત હું મૂર્ખ બની, હવે ત્રીજી વખત હું મૂર્ખ બનનાર નથી અને એની સલાહ માનનાર નથી. સીંધીયા સરકારનું કહેવું સાચું છે, તેનામાં દીર્ઘદૃષ્ટિ છે એટલે તે બધી વસ્તુમાંથી આરપાર જોઇ શકે છે. આ બળવાનું પરિણામ પણ તે અગાઉથી કલ્પી શકે છે. એમાંથી આપણને લાભ નથી. એટલે જ આમાં ભાગ લેવાનું આપણું કામ નથી. બળવાખોરોને કશું જ ગુમાવવાનું નથી, પણ આપણે બીજા કોઇના કરતાં ઘણું જ વધારે ગુમાવવાનુ છે; તેથી આપણે કોઇનો પક્ષ ના કરતાં તટસ્થ રહેવું જોઇએ. જો મામાસાહેબ—"

રાણી લક્ષ્મીબાઇ ઉપર્યુ વાક્ય પૂરું કરે તે પહેલાં તો ગંગાબાઇએ દોડતાં આવી કાંઇક ધાસ્તીથી, કાંઇક ભયથી કંપતાં કંપતાં કહેવા માંડ્યું: "રાણીજી! રાવ અપ્પા દોડતો દોડતો રાજમહેલમાં આવે છે. તેનાં કપડાં ફાટી ગયેલાં છે અને તેના દેખાવ ઉપરથી લાગે છે કે તે કોઇની સાથે તકરાર કરીને આવ્યો છે. કોને ખબર કેવા સમાચાર લઇને એ આવતો હશે! જો એ ખરાબ સમાચાર લઇને ન આવતો હોય તો આવતી કાલે આપણે માતાજીને શ્રીફળ ધરીશું અને પૂજા કરીશું."

"ગંગાબાઇ!" રાણીએ પોતાના આસન ઉપર બેસી સ્વસ્થ થવાનો પ્રયાસ કરતાં કહ્યું "મરાઠાનાં સંતાનોએ હમ્મેશાં ખરાબ સમાચાર માટે તૈયાર જ રહેવુ જોઇએ જા અને રાવ અપ્પાને અંદર લાવ." પછી દામોદરરાવ તરફ ફરી રાણીએ કહ્યું "કુમાર! આવો અને મારી પાસે ઉભા રહો! પુત્ર! આજથી તમે મારા સુખદુ:ખમા ભાગીદાર છો અને સાથી છો. આજથી જે કાંઇ બને તેમા તમારે મારી સાથે જ રહેવાનું છે. બેટા! કેવી મોટી આશાથી અમે તને પુત્ર તરીકે સ્વીકાર્યો, અને આજે કેવી વિપરીત સ્થિતિ આવી ઉભી છે! ઝાંસીની રાજગાદી તારા ભાગ્યમાં નહોતી, એટલું જ નહીં, પણ સુખશાંતિથી આ રાજવાડામાં વસવાનું પણ તારૂં ભાગ્ય નથી લાગતું! મને એમ થયાં કરે છે, શા માટે થયાં કરે છે તે હું નથી કહી શકતી, પણ આજ અંતરના ઊંડાણમાં આપણા સુખના દિવસો પૂરા થયા છે એવા ભણકારા વાગી રહ્યા છે. બેટા! મારી પાસે આવ!"

દામોદરરાવ વીસે ગોઠે લક્ષ્મીબાઈની નજીક આવતા લાગણીવશ બનેલાં રાણીએ તેને માતાના જેવા વાત્સલ્ય અને સ્નેહભાવથી એક મધુર ચુંબન કર્યું અને તેના વાસા ઉપર અત્યત વહાલથી હાથ ફેરવ્યો. એટલામાં રાવ અપ્પાને તેડીને ગંગાબાઈએ અંદર પ્રવેશ કર્યો.

રાવ અપ્પાનો દેખાવ અત્યારે દયા ઉપજાવે એવો હતો. તેનાં કપડાં વેરણછેરણ થઈ ગયાં હતાં, તેના માથા ઉપર પાઘડી નહોતી અને માથાના બાલ અસ્તવ્યસ્ત ઉડતા હતા. તે આવેશમાં, દુઃખના આવેશમાં હતો અને તેનું આખુયે શરીર એક પ્રકારનો રોષ અને કંપ અનુભવતું હતું. તેને જોતાં જ રણાંગણમાં શિકસ્ત પામેલા યોદ્ધાનું સ્મરણ થતું હતું. તેણે દાખલ થતાં જ લક્ષ્મીબાઈના પગમાં પડી નાનાં છોકરાની જેમ આક્રન્દ કરવા માંડયું

"રાવ અપ્પા!" લક્ષ્મીબાઈએ પોતાના આસન ઉપરથી ઉઠી રાવ અપ્પાની પીઠ થાબડી તેને ઉભો કરી આશ્વાસન આપવા માડ્યું "આપ ઝાંસી રાજ્યના જૂના સૈનિક આ પ્રમાણે બાલીશતા અને બીકણતાનું પ્રદર્શન કરવુ યોગ્ય નથી. પોતાની રાણી ઉપર આવી પડતી કે આવી પડનારી વિપત્તિઓ માટે મરાઠા સરદારને આક્રન્દ કરવાની જરૂર નથી. રાવ, જે કંઈ બન્યું હોય તે કહી દે! હું હવે ગમે તેવા સમાચાર સાભળવા તૈયાર બેઠી છુ ખરાબમાં ખરાબ સમાચાર પણ મને હવે વિશેષ ભય ઉપજાવી શકે તેમ નથી! આથમ્યા પછી અસ્ત શું અને લૂંટાયા પછી ભય શો!"

"રાણીસાહેબ!" રાવ અપ્પાએ ડૂસકા ભરતાં ભરતાં અસ્થિર અવાજે કહેવા માંડયુ "ભવિષ્યમા આવી પડનારી આપત્તિના ભયથી હું કપતો નથી કે પોકાર કરતો નથી. ભય દેખીને ભડકે અગર ભયની કલ્પનાથી કંપે તે મરાઠો નહીં. મને તો ઝાંસીના સૈનિકો જે રીતે અત્યારે વર્તી રહ્યા છે તે બદલ લાગી આવે છે આ સૈનિકોએ ઘણાં વર્ષો સુધી ઝાંસી સસ્થાનનું અનપાણી ખાધું છે, એ સૈનિકો આજે સૈનિકને ન છાજે એવાં કામો કરી રહ્યા છે તેનું મને દુઃખ થાય છે"

"આપણા મહેલના ચોકીદારોની વાત તો તું નથી કરતો ને? આજ સવારે જ તેઓએ ગમે તે વિપત્તિ આવી પડે, પ્રાણ જવાનો વખત આવે તો પણ મને વફાદાર રહેવાના સોગદ લીધા છે" રાણીએ સાશંક પ્રશ્ન કર્યો.

"રાણીજી!" રાવ આપાએ કપાળે હાથ દઈ જવાબ આપ્યો: "અફસોસ! એ બધા જ ચોકીદારો બળવાખોરોની સાથે મળી ગયા છે; કારણ કે જો તેઓ તેમ ના કરે તો તેમને તેમના ખોરાકમાં ઝેર ભેળવી મારી નાંખવાની ધમકી આપવામાં આવી હતી અને બીજું બળવાખોરોની સાથે જોડાઈ જાય તો તેમને મોટાં મોટાં ઇનામો આપવાની લાલચ આપવામાં આવી હતી. આમ જીંદગી જવાના ભયથી અને ઇનામોની લાલચથી બિચારા બંડખોરોમાં જઈ મળ્યા!"

"રાવ!" રાણીએ પોતાના આસન ઉપરથી ઉભા થઇ ગુસ્સાને દબાવી રાખી કહ્યું: "પણ આ ધમકી અને ઇનામોની લાલચ કોના નામથી આપવામાં આવી? બળવાખોરોનો આગેવાન કોણ છે?"

"જેલના દારોગા બક્ષીસઅલીના નામથી આ બધુ થયું છે. જ્યારથી તેણે જેલમાંથી ગુન્હેગારોને છુટ્ટા કર્યા છે, ત્યારથી સમગ્ર પ્રજામાં તેણે ભયત્રાસ વર્તાવી દીધાં છે. લોકો તો એટલે સુધી કહે છે કે તે ગાંડો બની ગયો છે અને જે અંગ્રેજોને કિલ્લામાં કેદ કર્યા છે તેના તરફ કોઇ સહાનુભૂતિ દર્શાવે તો તેની સામે ગમે તેવા શબ્દો બોલી પોતાનો ઉગ્ર રોષ ઠાલવે છે. એણે તો પ્રજામાં જાહેર કરી દીધું છે કે 'હિંદુસ્તાનમાંથી ગોરી પ્રજાનો નાશ કરવા-પરદેશીઓને હાંકી કાઢવા ખુદાએ મને મોકલ્યો છે.'"

"આ ગાંડા બની ગયેલા માણસના સંબંધમાં બળવાખોરોના આગેવાનો શું કહે છે?" લક્ષ્મીબાઇએ પ્રશ્ન કર્યો.

"રાણીસાહેબ! એ લોકો તેને અંકુશમાં રાખવા તદ્દન અશક્ત છે. ટોળાંના તોફાની લોકો ઉપર તેનો જબરો કાબુ છે અને શહેરમાં અવ્યવસ્થા થઇ જાય એવા ભયથી લશ્કરનાં માણસો તેનો વિરોધ કરવા ઇચ્છતાં નથી આપણા ચોકીદારોને પાછા ફરવાનું સમજાવવા હું ગયો ત્યારે તેણે જ લોકોને મને માર મારવા અને જાનથી પણ મારી નાખવા ઉશ્કેરી મૂકયા હતા. લોકોનું ટોળું જ્યારે ગાંડુ બને છે અને હાથમાંથી જાય છે ત્યારે તે શું કરી બેસે તે કહેવાય જ નહીં."

"રાવ!" રાણીએ નિરાશાથી આસન ઉપર બેસી ઉદ્‌ગાર કાઢ્યા: "મને લાગે છે કે હવે થોડા વખતમાં સિપાઇઓ ગજવાડામાં આવી

આપણી–બે તોપો લઇ જશે. આપણા ચોકીદારો આ તોપની બાતમી આપ્યા વગર રહેવાના નથી. અને એક વાર જો આપણી આ તોપોનો કિલ્લાની દિવાલો તોડવામાં ઉપયોગ કરવામાં આવશે તો અંગ્રેજોને કાં તો તાબે થવું પડશે અગર તો મૃત્યુને ભેટવું પડશે. જે નિર્માયું છે તે બન્યા વગર રહેવાનું નથી. ભાવિની ગતિ કોઇથી રોકી શકાતી નથી!”

“રાણીસાહેબ!” રાવ બાપાએ ઉભા થઇ કંઇક સ્વસ્થ બની આગળ ચલાવ્યું: “જ્યારે હું બળવાખોરોના હાથમાં સપડાયો હતો અને જીવતો છૂટવાની આશા નહોતી, ત્યારે એક અત્યંત ઘૃણાજનક અને શરમભર્યો બનાવ બની ગયો. ત્રણ અંગ્રેજો મુસલમાની પોશાક પહેરી કિલ્લામાંના અંગ્રેજો માટે તમારી મદદ માગવા જતા હતા તે આ ટોળાંના હાથમાં સપડાયા. આ ત્રણ અંગ્રેજોને તુર્તજ ઓળખી કાઢવામાં આવ્યા. તે કિલ્લામાં પૂરાયેલા ત્રણ અધિકારીઓ હતા અને કિલ્લાના બચાવમાં આગળ પડતો ભાગ લેનારા હતા. મારી આંખ આગળ બક્ષીસઅલીનાં કેટલાક માણસોએ એ ત્રણેયને મારી નાંખ્યા. શા માટે, જાણો છો! તમારી સાથે ફરીથી કોઇ મદદ માટે વાતચીત કરવાની હિમ્મત ન કરે એટલા માટે! એ અંગ્રેજોની કત્લ પછી જે અવ્યવસ્થા થઇ તેનો લાભ લઇ હું નાસી છૂટયો.”

આ સમાચાર સાંભળી લક્ષ્મીબાઇ એકાએક ચોંકીને આસન પરથી ઉભાં થયાં અને અનિશ્ચિત અને ઉશ્કેરાયલી મનોદશામાં આમતેમ આંટા મારવા લાગ્યાં. પોતાના હાથની મુઠ્ઠી વાળી હવામાં વીંઝતાં વીંઝતાં તેઓ કહેવા લાગ્યાં: “સાચે જ હવે ઝાંસી ઉપર વાદળો ઘેરાવા માંડયાં છે. ગાજવીજનો આરંભ થઇ ચૂકયો છે; એટલે વરસાદ પડ્યા વગર રહેવાનો નથી. એક વખત લોહી રેડાવાનું શરૂ થયું, પછી એ વાત કયાં અટકશે તે કોઇથી કલ્પી શકાય તેમ નથી. લોકો ઉશ્કેરાયા અને ગાંડા બન્યા, અને સ્થાપિત સત્તા તુટી એટલે પછી અંધાધુની અને ખુનામરકી જ પ્રવર્તી રહે એમાં નવાઇ નથી. માતાજીનું ખપ્પર ખાલી થયું હશે, ત્યારે હાથે એ મનુષ્યોનો ભોગ માગતું હશે, મનુષ્યનાં લાલ રકતનું એને પાન કરવું હશે, તો કોણ અટકાવી શકે તેમ છે? ભલે માતાજીનું ખપ્પર ભરાય અને દેવી સંતુષ્ટ થાય!”

એવામાં રાજમહેલના ચોગાનમાં થતો ઘોંઘાટ રાણીના કાન ઉપર પડતાં, રાણીએ તે સાંભળવા અજાયબીથી કાન માંડ્યા. ઘોંઘાટ વધતો જતો હતો અને વધુ ભયંકર બનતો જતો હતો. અનેક અવાજો એકી સાથે મળી કોલાહલ મચાવી રહ્યા હોય, એવો એ અવાજ હતો. લક્ષ્મીબાઇએ અધિરાઇથી અને ધડકતે દિલે બારી બહાર ચોગાનમાં જોયું તો લોકોનું મોટું ટોળું એકઠું થયુ હતું. ઝાંસીની જેલના દારોગા બક્ષીસઅલીએ તેની આગેવાની લીધી હતી અને રાણીએ ગુપ્ત રીતે રાખેલી બે તોપોનો કબજો મેળવી ખુશાલીના પોકાર કરતું હતું રાણીએ પોતાની પ્રિય તોપોને જોઇ અને તેમની આંખમાં લાલાશ આવી. બક્ષીસઅલી રાણી સામે કાંઇ કાંઇ પોકારો પાડી રહ્યો હતો; તે લક્ષ્મીબાઇના કાન ઉપર અર્ધ અસપષ્ટ રીતે અથડાતા હતા. થોડી વારમાં ટોળાંમાંથી નીકળતા અવાજો શમી ગયા અને બક્ષીસઅલીનો જોરદાર ઘાંટો રાણીના સતેજ કાન ઉપર જઇ પડ્યો.

"ક્યાં છે એ ઝાંસીની રાણી તરીકે ઓળખાતી વેશ્યા? ક્યાં છે એ નાપાક અને કાફર મૂર્તિપૂજક હિન્દુડી? ક્યાં છે એ શરમ વગરની સ્ત્રી, જે આપણા દુશ્મનોને રક્ષણ આપવાની હિમ્મત કરે છે? આ મહેલમાં જો એ સંતાઇ રહી હોય તો તેને બહાર લાવો, એટલે હું મારા હાથથી તેને ખુદાની પાસે મોકલી દઉં! અંગ્રેજોના જેટલા મિત્રો હોય તે બધા આપણા દુશ્મન છે! બહાર લાવો એ ઓરતને, નહિતર આ નાપાક સ્થાનને આગ લગાડી પાક બનાવવું પડશે! હિન્દુસ્તાનમાંથી અધર્મીઓને નાબુદ કરવા અને શયતાનીયતનો નાશ કરવા ખુદાએ મને મોકલ્યો છે. મહેલમાંથી એને બહાર લાવો, એટલે અંગ્રેજોની સાથે દોસ્તી રાખવાનું ફળ ચખાડું!"

આ શબ્દો રાણીના કાન ઉપર પડ્યા, પણ તેનો પાછળો ભાગ લોકોનાં ટોળાંના ઘોંઘાટમાં દબાઇ ગયો.

આ વખતે લોકોના કોલાહલથી અને બક્ષીસઅલીના ધમકીભર્યાં અવાજથી ડર પામેલો દામોદરરાવ લક્ષ્મીબાઇની પાસે આવી લપાઇ ગયો અને એકાએક રોઇ પડ્યો. તેના વાંસા ઉપર હાથ ફેરવી તેને ધીરજ આપી મન મજબુત કરી રાણીએ પાસે ઉભેલા રાવ આપાને કહ્યુઃ "જા, આ

શેતીસૂરત છોકરાને લઇ જા અને તેને ગમે ત્યાં સંતાડી રાખ! એનામાં સાચા મરાઠાનું પાણી નથી; તેમ જ રાજગાદી ઉપર બેસનારમાં જોઇએ તેટલી હિમ્મત નથી. જા, એને જલ્દી અહીંથી લઇ જા."

રાણીની આજ્ઞાથી રાવ અપ્પા કુમારને લઇ બારણા તરફ જતો હતો; પણ કુમાર રાવ અપ્પાનો હાથ છોડાવી દોડીને રાણી પાસે જઇ તેના હાથ પકડી કહેવા લાગ્યોઃ "રાજમાતા! મને અહીં જ રહેવા દો. તમારી સાથે જ રહેવા દો. હવેથી હું વીલું મોઢું નહીં કરૂં અને આંખમાં આંસુ પણ નહીં આવવા દઉં. રાજમાતા! તમારી સાથે રહી મને મૃત્યુ પામવાનો ડર નથી, પણ આંસુ આવે એમાં હું શું કરૂં? મેં તો ઘણાંય ખાળી રાખ્યાં, પણ ખાળ્યાં રહ્યાં નહીં! જુઓ, હવે હું ક્યાં ગભરાઉં છું અને મારી આંખમાં આંસુ પણ ક્યાં છે? કદાચ મારાથી રોવાઇ જાય કે બૂમ પડાઈ જાય તો પણ તમારે એમ ન સમજવું કે મને ડર લાગે છે! નાનો છું છતાંય મરાઠા-સરદારનો સંતાન છું અને મરાઠા યોદ્ધાની વીરતા મારી નસમાં પ્રસરેલી છે. બીજું કશું નહીં તો દુશ્મનની સામે સંગીનની અણીઓવતી અને સામી છાતીએ લડતાં મને આવડે છે!"

કુમારના આ શબ્દોથી લક્ષ્મીબાઇને તેના ઉપર વિશેષ વ્હાલ આવ્યું અને તેના કપોળ ઉપર મીઠું ચુંબન ભર્યું. રાવ અપ્પા થોડે દૂર જઇ ઉભો રહ્યો.

બારી આગળથી દોડતી આવી ગંગાબાઇએ અધુરે શ્વાસે કહેવા માંડ્યુંઃ "લોકો તો તોપોને લઇ ચાલ્યા! આપણા ચોકીદારો જ તેમને મદદ કરી રહ્યા છે. એ લોકોએ તોપો ઉપરાંત દારૂગોળો અને બંદુકો પણ શોધી કાઢી છે. અને એ બધું આ ટોળું લઇને ચાલતું થયું છે. તોપ કેમ ભરવી તે ચોકીદારો લોકોનાં ટોળાંને સમજાવી રહ્યા છે. ટોળું તો રાજવાડામાંથી બહાર જતું જાય છે, પણ બક્ષીસઅલી અને તેનાં થોડાં માણસો ફરીથી આ તરફ આવતાં જણાય છે, વળી આવીને શું નું શું, સમજાવશે!"

એટલામાં બક્ષીસઅલીનો ઘોંઘાટ સંભળાયો.

"ક્યાં છે એ રાજમાતા બની બેઠેલી લક્ષ્મીબાઇ! લાવો, એને બહાર લાવો! તેને આ લોકમાંથી પરલોકમાં ખુદા પાસે મોકલી દઇશે; એટલે એ પણ જાણે કે અંગ્રેજોને આપણી વિરુદ્ધ મદદ કરવાનું કેવું પરિણામ આવે છે! જે અંગ્રેજોએ આપણા ધર્મને ભ્રષ્ટ કર્યો છે અને આપણી દિલ્હીની

ગાદીને નષ્ટ કરી છે તે અંગ્રેજોને મદદ કરનાર આપણા દેશનો હોય યા આપણા ધર્મનો હોય તો પણ આપણો દુશ્મન જ ગણવો જોઇએ! લાવો, એને બહાર લાવો, નહિતર આ નાપાક મહેલમાં તમારા બધાયનું આવી બન્યું સમજજો!"

લક્ષ્મીબાઇએ ત્વરાથી નિશ્ચય કરી લીધો. તેણે પોતાની સાડી સરખી કરી, કેશ સરખા કર્યા અને આરસામાં જોઇ ઝરૂખા તરફ જવા માંડ્યું. ગંગાબાઇએ તેને તેમ કરતાં રોક્યાં, પણ લક્ષ્મીબાઇએ તેને જરા હડસેલી આગળ વધી ઝરુખામાં આવી બક્ષીસઅલી અને તેનાં માણસોની સમક્ષ આવી ઉભાં; અને પોતાની તીવ્ર, વેધક દૃષ્ટિ બક્ષીસઅલી ઉપર ફેંકી આવેશભર્યા અને દર્દભર્યા અવાજથી કહેવા માંડ્યું:

"બક્ષીસઅલી! આ રહી હું, હાજર છું! આટલી બધી બૂમ પાડવાની કે ગમે તેવા શબ્દો બોલવાની જરૂર નથી! જો મારી વ્હાલી પ્રજા મારૂં મૃત્યુ ઇચ્છતી હોય તો મારો જાન આપવા હું તૈયાર છું, ખુશી છું! પણ યાદ રાખ કે અત્યારે અંગ્રેજો તરફ મારી જેટલી પણ સહાનુભૂતિ જણાય છે તે કરતાં અનેક ગણી સહાનુભૂતિ અને મદદ તેં ભૂતકાળમાં અંગ્રેજોને કરી છે! તેં તેમની ખુશામત કરી છે, કુતરાની જેમ તેમના પગ ચાટ્યા છે અને કેટલીયે વાર તેમનું હલકામાં હલકું કામ પણ કર્યું છે. જે લોકો અત્યારે શેરીનાં શ્વાનની જેમ તારી પાછળ દોડી રહ્યાં છે, તે સઘળાંને એક વાર તારા તરફથી સહન કરવું પડયું છે. ઝાંસીની પ્રજા ભલે આપણી વચ્ચે નિશ્ચય કરે! ઝાંસીની જે ગરીબ પ્રજાને મેં વસ્ત્ર પહેરાવી ઢાંકી છે, ભૂખી પ્રજાના પેટમાં અન્ન મૂક્યું છે, અને અન્ય નિરાધારોને આશ્રય આપી જીવતા રાખ્યા છે અને જે ગુન્હેગારોને મેં માફી આપી છે; તેઓ જો મારૂં મૃત્યુ ઇચ્છતા હોય તો તેઓ તેમ કરી શકે છે, હું તેમની ખાતર મારા દેહનું બલિદાન આપવા તૈયાર છું! હું તેમની ખાતર કાંઇપણ બોલ્યા વગર પ્રાણનો ત્યાગ કરીશ! પણ જો તેઓ મારો ભોગ ન લેવા માગતા હોય; તો પછી તારા જેવાનો ભોગ એ ભલે લેતા!"

થોડી વાર સુધી કોઇ કંઇ બોલ્યું નહીં. નીચે ઉભેલા લોકોનાં ટોળામાં ઝીણો ગણગણાટ થવા લાગ્યો.

લક્ષ્મીબાઇએ લોકોનાં ટોળાંને ઉદ્દેશીને આગળ ચલાવ્યું: "શું! તમે કશા નિશ્ચય ઉપર નથી આવી શકતા? ઠીક છે. તો હું અંદર જઇને

તમારા નિર્ણયની રાહ જોતી બેઠી છુ જો તમે મારૂં મૃત્યુ ઇચ્છતા હશો તો હુ ઘણી ખુશીથી પાછી આવી જાતે જ મારૂં મસ્તક તમારા હાથમાં મૂકીશ જો ઝાંસીની પ્રજા રાણી લક્ષ્મીબાઈને બદલે જેલના દારોગા બક્ષીસ અલીને પસંદ કરતી હોય તો રાણી લક્ષ્મીબાઇ મૃત્યુ પામે એજ બહેતર છે!"

બક્ષીસઅલી રાજવાડામા આવ્યાના સમાચાર કાને પડવાથી મામાસાહેબ અને લક્ષ્મણરાવ બંને દોડતા દોડતા મહેલમાં આવી પહોંચ્યા ત્યારે લક્ષ્મીબાઇ ઉપલા શબ્દો પૂરા કરી અંદર આવી કટાળાથી આસન ઉપર જરા શરીર લંબાવી લમણે હાથ દઇ બેઠા હતાં. મામાસાહેબ અને લક્ષ્મણરાવ ખુલ્લી તરવાર સાથે અંદર આવ્યા હતા, પણ લક્ષ્મીબાઇની તાત્કાલિક ભયમાંથી મુક્ત જોઇ બન્નેએ તરવાર મ્યાનમાં મૂકી દીધી અને ઝરૂખામાં દોડી ગયા

એક બારીમાંથી લોકોનાં ટોળાની હીલચાલ જોઇ રહેલી ગંગાબાઇએ રાણી પાસે આવી કહ્યુ "રાણીજી! હવે એ જાય છે! લોકોનું ટોળુ પણ તેની પછવાડે જાય છે. ચોગાન લગભગ ખાલી થઇ ગયુ છે. લોકોનો મોટો ભાગ તેના આ વર્તનથી નારાજ છે, લોકો કદિ પણ તેના તરફ મમતા ધરાવતા નહોતા માત્ર ભયથી જ, તેના ગળાકાપુ સાથીદારોના ભયથી જ તેની સાથે હોવાનો દેખાવ કરે છે."

થોડે દૂરથી બક્ષીસઅલીનો અવાજ સંભળાયો,

"ઝાંસીની કહેવાતી રાણી! સાંભળી લે! હાલ તો અમે તને જવા દઇએ છીએ. પ્રથમ તો તારા અંગ્રેજ મિત્રોને ઠેકાણે પાડી લઇએ; પછી તારી વાત! દરમ્યાન, જો તુ અંગ્રેજોને મદદ કરવાનો જરા પણ યત્ન કરશે તો અમે તને નિર્દય રીતે રહેંસી નાંખીશુ, અને તારા શરીરના ટુકડેટુકડા કરી ગીધડાંને મિજબાની આપીશું! માટે ચેતજે! કારણ કે, આ બક્ષીસઅલીનો બોલ કદિ ફરતો નથી! મેં આ રાજમહેલને ફરતા મારા ચોકીદારો બેસાડી દીધા છે અને તારી કોઇ પણ હીલચાલ મારાથી છાની રહેવાની નથી."

આ વખતે મામાસાહેબે ઝરૂખામાંથી અંદર આવી કહ્યું "પુત્રી! એના અવાજમાં ફેરફાર થયો તે તેં જોયો કે? તારા એ વીરત્વભર્યા શબ્દોથી તે દબાઇ ગયો, અને મને લાગે છે કે ફરીથી તે આપણને દેશન

કરવા આવશે નહીં. ઝાંસી સંસ્થાનનો કબજો આપણા હાથમાં આવ્યા પછી અને તને રાણી તરીકે જાહેર કર્યા પછી તેને આપણે પહોંચી વળીશું. હાલ તો આપણે તેની ઉપેક્ષા જ કરવાની છે. પુત્રી, વધુ સારા સમાચાર મળ્યા છે. પેશવાનો ભગવો ઝુંડો ફરીથી ઉડતો થયો છે. નાનાસાહેબે મરાઠા સૈન્યની આગેવાની લીધી છે અને હિંદમાં ફરીથી પેશવાઇ સ્થાપવાની નેમથી કંપની સરકાર સામે યુદ્ધ જાહેર કર્યું છે. પેશવાનો છેલ્લો વારસ આમ આવે વખતે બ્રહ્માવર્તમાં કેમ છુપાઇ રહે? ગંગાકિનારે શાસ્ત્રાર્થ કરવામાં જ કેમ કાળનિર્ગમન કરે? પુત્રી! સમયને નથી ઓળખતા; તેઓ જગતમાં જીવી નથી શકતા અગર જીવે છે તો પાછળ પડી જાય છે!"

"પિતાજી!" રાણીએ બેઠાં બેઠાં જવાબ આપ્યો: "શ્રીમંત બાજીરાવનો દત્તક નાનાસાહેબ બંડમાં સામેલ થાય તેમાં નવાઇ નથી. બાજીરાવે કંપની સરકારનું પેન્શન-લઇ બ્રહ્માવર્તમાં નિવાસ કરી પેશવાઇનાં સ્વપ્ન સેવવાં બંધ કર્યાં, અને જો આ નાનાને પણ એ પેન્શન સત્યા કર્યું હોત તો કદાચ નાનો પણ બંડમાં સામેલ ન થતાં કંપની સરકારના પક્ષમાં રહેત. પણ ગમે તેમ તોયે નાનામાં વીરતા હશે, શૌર્ય હશે, પણ સમયબળ પારખવાની દીર્ઘદષ્ટિ નથી. નહિંતર આ બંડખોરોની આગેવાની લઇ તે કેવી રીતે પેશવાઇ પાછી મેળવવાનો હતો? મુસલમાન સિપાઇઓ જ્યારે બહાદુરશાહને દિલ્હીના શહેનશાહ તરીકે જાહેર કરી રહ્યા છે; ત્યારે મરાઠાઓની ભાવના એટલે પેશવાઇની પુનઃ સ્થાપનાની ભાવના કેવી રીતે સિદ્ધ થવાની? અને થાય તો ય તે કેટલો સમય ટકવાની?"

"રાણીજી" લક્ષ્મણરાવ વચમાં બોલી ઉઠયો: "બહાદુરશાહ તો વૃદ્ધ છે; તે તો નામનો પાદશાહ રહેવાનો; જ્યાં જ્યાં મરાઠાઓનાં રાજ છે, અગર થોડા સમય પહેલાં હતાં ત્યાં ત્યાં મરાઠાઓ જ ખરેખરા શાસનકર્તા થઇ પડશે."

"તો શું સીંધીયા અને હોલ્કરે પણ બળવામાં સામેલ થવાનો નિશ્ચય કરી નાંખ્યો!" રાણીએ જરા ટટ્ટાર બેસી પ્રશ્ન પૂછયો.

"ના, પુત્રી!" મામાસાહેબે તુર્ત જ જવાબ દીધો: "પરંતુ, અમોને જે માહિતી મળી છે, તે ઉપરથી અમે કહી શકીએ છીએ કે ગ્વાલીયર અને ઈંદોરમાં એવા બનાવો બની રહ્યા છે કે જેથી સીંધીયા અને હોલ્કરને સિપાઇઓના—બળવાખોરોના પક્ષમાં ભળી જવાની ફરજ પડશે. એ બન્નેના

લશ્કરમાં મોટો ભાગ મરાઠાઓનો છે અને એ સૈનિકો નાનાસાહેબના વાવટા નીચે-પેશવાઈના ભગવા ઝુંડા નીચે ગયા વગર રહેવાના નથી!"

"રાજવાડાની ચારે બાજુ કોલાહલ મચી રહ્યો, કોલાહલ ઘડીક વાર વધારે સ્પષ્ટ થતો હતો, તો ઘડીક વાર અસ્પષ્ટ થતો જતો હતો. વચમાં વચમાં લોકોના આનંદની ચીચીયારીઓ પણ સંભળાતી હતી. રાજમહેલમાં બધાં જ આ કોલાહલ અને ચીચીયારીઓ સાંભળી ચમકી ઉઠ્યાં. લક્ષ્મીબાઈ એકાએક પગ લંબાવી દુઃખથી, ચિંતાથી, ખેદથી, વિષાદથી અને કંટાળાથી મોઢા ઉપર છેડો નાંખી આંખમાં આવેલાં આંસુ લુછવા લાગ્યાં અને વારંવાર કપાળ ઉપર હાથ મૂકી દૈવને દોષ દેવા લાગ્યાં. કુમાર દામોદરરાવ પણ રાણીની આવી દયાજનક સ્થિતિ જોઇ તેની પાસે ઉભો ઉભો રડવા લાગ્યો.

ગંગાબાઈએ રાણીના માથા ઉપર વ્હાલથી, મમતાથી હાથ મૂકી દિલગીરીભર્યા અવાજે કહેવા માંડ્યુંઃ "રાણીજી! શાંત થાઓ; તમારા જેવી વીર નારીને આમ નારીપાસ થવું, આમ શોક કરવો શોભતો નથી. તમારે તો અમોને હિમ્મત આપવી જોઇએ, અમોને દિલાસો આપવો જોઇએ; તેને બદલે જો તમે જ આમ હિમ્મત હારી જશો અને કલ્પાંત કરશો તો અમારી શી સ્થિતિ? એક યા બીજી રીતે આપણો વિનાશ જ નિર્માણ થયો હોય તો દુશ્મનના હાથે મરવું તેના કરતાં આપણા પોતાના જ દેશભાઈઓના હાથે મરવું શું ખોટું છે? દુશ્મનની તોપો આવી આપણા કિલ્લાનો નાશ કરે તે કરતાં આપણા ભાઈઓ જ ભલે આપણી તોપોથી આપણા કિલ્લાનો નાશ કરતા. રામ અને રાવણ; બન્ને તરફથી મૃત્યુનો ભય હોય તો રાવણ કરતાં રામના હાથનું મૃત્યુ વધારે ઠીક છે!"

લક્ષ્મીબાઈને દુઃખમાં અને શોકમાં ગરક થયેલાં જોઇ નાગાસાહેબ તથા લક્ષ્મણરાવ બાંડે અને રાવ અપ્પા દિલગીર બની ઉદાસ ચહેરે રાજમહેલના બીજા ભાગમાં ચાલ્યા ગયા.

થોડી વાર પછી વિષાદનું વમળ શમી જતાં રાણી લક્ષ્મીબાઈ પુનઃ સ્વસ્થ થઇ બેઠાં. એટલામાં પરિચારિકાએ આવી ભોજનસમય થયાના ખબર આપતાં જ લક્ષ્મીબાઈ ભોજન ખંડમાં જવા માટે ઉઠ્યાં; અને ગંગાબાઈ તેની પાછળ પાછળ મૂંગી મૂંગી ચાલવા લાગી.



## પ્રકરણ ૫ મું
## આ પાર કે પેલે પાર!

એક પછી એક એમ છ-સાત દિવસો વીતી ગયા અને ઝાંસીમાં બંડખોરોનું જોર દિન પ્રતિદિન વધવા લાગ્યું. બંડખોરોએ ઝાંસીનો કિલ્લો સર કરવાના આશયથી તેની ચારે બાજુ ઘેરો ઘાલ્યો હતો અને અંદરના અંગ્રેજો મહા મુસીબતમાં આવી પડ્યા હતા. ગમે તેટલા વીરતાવાળા છતાં મુઠ્ઠીભર અંગ્રેજો બળવાખોર સૈનિકો અને ઉશ્કેરાયલા લોકોનાં ટોળાં આગળ કેટલો સમય ટકી શકે? કોઇ ઠેકાણેથી અંગ્રેજોને મદદ મળી શકે એમ નહોતું; મદદ માગી શકાય એવી તક પણ રહી નહોતી; અને માગવામાં આવે તો પણ કોઇ સ્થળેથી મદદ આવી પહોંચે એવો સંભવ ઓછાં હતો. ચારે બાજુ સળગી ગઇ હતી. એમાં કોણ કોને મદદ કરે?

લક્ષ્મીબાઇએ શરૂઆતમાં અંગ્રેજોને રક્ષણ આપવા માટે પોતાનાથી બનતી મદદ કરી હતી. થોડાક દિવસ અંગ્રેજોને પોતાના જ મહેલમાં આશ્રય આપ્યો હતો; પણ પછીથી અંગ્રેજ અમલદારોને રાજવાડા કરતાં કિલ્લામાં વધુ સહીસલામતી લાગવાથી તેઓ ત્યાં જઇ ભરાયા હતા. લક્ષ્મીબાઇ પોતાને મદદ કરશે એવી બંડખોરોના આગેવાનો આશા રાખી રહ્યા હતા, પણ અદ્યાપિ પર્યંત તેમાં તેમને સફળતા પ્રાપ્ત થઇ ન હોતી.

જેલના દારોગા બક્ષીસઅલીએ તો રાણીને મારી નાંખવાની સુદ્ધાં ધમકી આપી હતી અને તે દહાડે રાણીએ જે હિમ્મત બતાવી લોકોનાં ટોળાં સમક્ષ હાજર થઇ બક્ષીસઅલીને ઉઘાડો પાડ્યો અને પ્રજાને પડકારી; તેમ જો ન કર્યું હોત તો કદાચ બક્ષીસઅલીના બદમાસ સાથીદારોને હાથે લક્ષ્મીબાઇના જીવનનો અંત આવ્યો હોત, પરંતુ મહારાણીના ભાગ્યમાં એથી વધારે વિજયવંત મૃત્યુ નિર્માણ થયું હતું; એટલે બક્ષીસઅલી લક્ષ્મીબાઇ ઉપર શસ્ત્ર ચલાવવાની હિમ્મત કરી શક્યો નહીં!

દરમ્યાન રાણીની સ્થિતિ અત્યંત કફોડી થઈ પડી હતી. શું કરવું અને શું ન કરવું એ પ્રશ્ન તેમને રાતદિવસ મુંઝવી રહ્યો હતો અને એ ચિંતામાં ને ચિંતામાં તેમને ખાવાનું ભાવતું ન હોતું. તેમજ રાત્રે ઊંઘ પણ આવતી નહોતી.

એક બાજુથી બંડખોરોની ઉશ્કેરણી અને સતામણી, બીજી બાજુથી મામાસાહેબ અને લક્ષ્મણરાવ બાંડેની બંડની આગેવાની લઈ ઝાંસીની રાજગાદી ફરીથી હસ્તગત કરવાની હિમાયત, ત્રીજી બાજુથી, નાનાસાહેબ અને તાત્યાટોપીનું બળવામાં સામેલ થવું અને વેત્રવતીને કિનારે બનેલું જુસ્સાદાર પ્રેરણાત્મક પ્રોત્સાહન, ચોથી બાજુથી ઝાંસીની રાજગાદી જપ્ત કરીને કંપની સરકારે પોતાને કરેલા અન્યાયનો પ્રતિકાર કરવાનો પ્રાપ્ત થયેલો સંયોગ અને પાંચમી બાજુથી કંપની સરકારનું પ્રબળ સૈન્ય અને અનન્ય વ્યવસ્થાશક્તિ અને બંડવાળાઓની સ્વાર્થી પેટભરુ, હીન મનોભાવ અને અવ્યવસ્થાને લીધે તેઓના સામર્થ્યમાં અવિશ્વાસ: આ સર્વ વિચારોથી લક્ષ્મીબાઈ કોઈ પણ નિશ્ચય ઉપર આવી શકતાં નહોતાં. પોતાની તીવ્રબુદ્ધિ બંડવાળાઓનો પક્ષ કરવામાં આનાકાની કરતી હતી; ત્યારે દેશપ્રીતિ અને પેશવાઈના પુનરુત્થાનની ભાવના તેમજ ઝાંસી સંસ્થાન પુનઃ પ્રાપ્ત કરવાની આકાંક્ષા તેમને અંગ્રેજોની સામે થવા પ્રેરતાં હતાં. આવો વિકટ પ્રસંગ અને આવી અનિશ્ચિત મનોદશા રાણીએ ભાગ્યે જ કોઈ દહાડો અનુભવ્યાં હશે!

પણ એકાદ બે દિવસમાં એક યા બીજો નિશ્ચય કર્યા વગર ચાલે તેમ નહોતું. તટસ્થ રહેવાથી અને અંગ્રેજોને ખુલ્લી રીતે મદદ ન કરવાથી લક્ષ્મીબાઈ ઉપર અંગ્રેજ અમલદારો વહેમાતા હતા અને બંડવાળાઓ પણ તેમને તટસ્થ રહેલાં જોઈ સામા પક્ષનાં ગણતા હતા; એટલે બન્ને વે પક્ષમાં ભળ્યા વગર છુટકો નહોતો.

જૂન માસની ઉકળાટ ભરી રાત્રિમાં, જ્યારે ખુલ્લી હવામાં બેસી કરીને ઠંડક આવવાનું મન થાય, ત્યારે રાજમહેલના દરબારખંડમાં દીવાઓના ઝાંખા પ્રકાશમાં રાણી લક્ષ્મીબાઈ આસન ઉપર પગ વાળી આરામથી બેઠાં હતાં. તેના મુખ ઉપર ચિંતાની રેખાઓ સ્પષ્ટ પથરાએલી હતી અને ચિંતાના કારણે તેજસ્વી અને મોટી આંખો ઊંડી ગએલી હતી

તે કરતાં વધુ નાની લાગતી હતી. આસનની બીજી બાજુ ગંગાબાઇ ઉદાસ ચહેરે લક્ષ્મીબાઇ તરફ જોઇ રહી હતી.

"ગંગાબાઇ !" લક્ષ્મીબાઇએ એક નિઃશ્વાસ મૂકી વાતની શરૂઆત કરી: "સાચે જ મને થાય છે કે તારી સલાહ માની આ તોફાની સ્થાનનો મેં ત્યાગ કર્યો હોત તો કેવું સારૂં હતું ! આ સ્થાનમાં હું હોત જ નહીં, તો પછી મારા મનને અશાંત થવાનો સમય જ ક્યાંથી આવત ?"

"રાણીસાહેબ !" ગંગાબાઇએ દિલગીરીભર્યા અવાજે કહ્યું: "ભાવિ કદાપિ મિથ્યા થતું નથી ભાવિ પ્રબળ છે, તેમાં મોટમોટાની ચતુરાઇ પણ કામ આવતી નથી. તમારા ભાગ્યમાં આ ચિંતા, આ વિષાદ અને આ આપત્તિ વેઠવાની લખી હશે અને મારે તેમાં ભાગ પડાવવાનો નિર્માણ થયો હશે; તે કેમ મિથ્યા થાય ? અને આપણે જઇ જઇને ક્યાં નાસી જાત ? સર્વત્ર આ અગ્નિની જ્વાળા ફેલાઇ ગઇ છે ! ઉત્તર હિંદનો કોઇ પણ પ્રદેશ તેથી મુક્ત નથી !"

"એટલે તો હું હિમ્મત રાખી રહું છુ. જે આવી પડવાનુ છે, અનિવાર્ય છે તે હિમ્મત રાખી ભોગવે જ છુટકો છે ! અને જ્યારે જોખમ જ ખેડવાનું છે, આપત્તિઓ જ વ્હોરવાની છે, ત્યારે અજાણ્યા પ્રદેશમાં જઇ તે સહન કરવા કરતાં પોતાના જ મુલકમાં અને પોતાના જ માણસોમાં રહી સહન કરવામાં ઓછી હાનિ છે !"

"રાણીજી !" ગંગાબાઇએ પુન. પોતાનો વિચાર આગળ ધર્યા "મને તો હવે સ્પષ્ટ થતું જાય છે કે તમે જો ઝાંસીનો કારભાર હાથમાં નહીં લીઓ અને કિલ્લાનો કબજો લઇ દામોદરરાવની વતી રાજમાતા તરીકે અમલ નહીં ચલાવો તો ઝાંસીમાં ફરીથી શાંતિ સ્થપાવાની લેશ પણ આશા જણાતી નથી. સર્વ કોઇ પોતપોતાના સ્વાર્થમાં મશગુલ બની ઝાંસીની પ્રજાની વિટંબણા કરી રહ્યા છે. તમે એકલા જ ઝાંસી અને ઝાંસીની પ્રજાનું રક્ષણ કરવા યત્ન કરી શકો તેમ છો."

એટલામાં બહાર બ્યુગલ-રણશીંગડાંનો અવાજ સંભળાયો: તે સાંભળી લક્ષ્મીબાઇ જરા ટટ્ટાર થઇ બેઠા અને ગંગાબાઇ તરફ દૃષ્ટિપાત કરી કહ્યું: "લાગે છે કે બાનવાખોરોના સરદારો આવેલા હોવા જોઇએ. મારા પિતા આજે કહેતા હતા કે એ લોકો મને રૂબરૂમાં મળવા અને

ઝાંસીના બંડની આગેવાની લેવાનું મને સમજાવવા આવવાના છે. ગંગા બાઈ, જાઓ મારી શાલ લાવી આપો, પેલી સોનેરી શાલ જે ખાસ દરબારી પ્રસંગે હું ઓઢું છું તે, અને મારી સોનેરી મોજડી પણ લેતાં આવજો! આ લોકોની સામે કાંઈ નહીં તો રાણીનો દેખાવ તો મારે જરૂર કરવો જોઈએ!"

આટલું કહી લક્ષ્મીબાઈએ સામેના આરસામાં જોઈ વાલ અને સાડી ઠીક કરવા માંડી, એટલામાં ગંગાબાઈ શાલ અને મોજડી લઈ પાછી ફરી. રાણીએ ઝપટાબંધ મોજડીમાં પોતાના કોમળ પગ સરકાવી દીધા અને ગંગાબાઈએ તેના સુશોભિત દેહ ઉપર સોનેરી શાલ વીંટાળી દીધી.

થોડી વાર નહીં થઈ હોય એટલામાં મામાસાહેબ અને લક્ષ્મણરાવ બાંડેએ બળવાખોરોના બે આગેવાનો સાથે ખંડમાં પ્રવેશ કર્યો. બળવાખોરોના બે આગેવાનોમાં એક ૧૪ મી ઘોડેસ્વાર પલટનનો રિસાલદાર કાલાખાન હતો અને બીજો ઝાંસીનો તેહેસીલદાર અહમદ હુસેન હતો. આ બન્નેએ લશ્કરી ઢબનો પોશાક પહેર્યો હતો અને બન્ને દાઢીવાળા હોઈને તેમનો દેખાવ ભવ્ય અને સામા માણસ ઉપર ધાક અને છાપ બેસે તેવો હતો.

આ બન્નેના ખંડમાં દાખલ થવાની સાથે જ ગંગાબાઈ બીજા દ્વારમાંથી ખંડમાંથી બહાર નીકળી બાજુના ખંડમાં જઈ બેઠી અને રાણી લક્ષ્મીબાઈ તેમનો સત્કાર કરવા પોતાના આસન ઉપરથી ઉઠી ઉભાં થયાં. બન્ને અમલદારોએ રાણી લક્ષ્મીબાઈને લશ્કરી ઢબે સલામ કરી અને રાણીએ માથું નીચું નમાવી એ સલામ ઝીલી. આગન્તુકોને સામેની બેઠક ઉપર બેસવાનું કહી રાણી પોતે પોતાનાં આસન ઉપર બેઠાં.

રિસાલદાર કાલાખાન અને તેહેસીલદાર અહમદ હુસેને બેઠક લીધા પછી મામાસાહેબ તથા લક્ષ્મણરાવ પણ એક બાજુ આસન ઉપર બેસી ગયા. લક્ષ્મીબાઈએ રિસાલદાર અને તેહેસીલદાર તરફ પોતાની દૃષ્ટિ રાખી કહ્યું: "આજે બપોરના મામાસાહેબે મને જણાવ્યું હતું કે તમે મારી મુલાકાતની ઇચ્છા રાખો છો, તે ઉપરથી મેં મામાસાહેબને કહ્યું કે ભલે જે કોઈને મારી મુલાકાત લેવાની ઇચ્છા હોય તે સર્વને હું મુલાકાત આપવા તૈયાર છું. બોલો, તમે શા હેતુથી અહીં આવ્યા છો?"

રિસાલદાર કાલાખાને દાઢી ઉપર હાથ ફેરવી મામાસાહેબ તરફ જોઈ કહેવા માંડયુંઃ "રાણીસાહેબ! અમે તો લશ્કરનાં માણસો, એટલે અણઘડ કહેવાઈએ. અમોને વિવેક કરતાં ન આવડે; તેમ અમોને રાજ-મહેલની સભ્યતા પણ ન જ આવડે! તેથી અમારાથી કાંઈ અવિનય થાય, અગર અમારૂં વર્તન આપને ન ગમે એવું લાગે તો ક્ષમા કરશો. અધુરામાં પૂરૂં રાત થોડી અને વેશ ઘણા છે અને અમારે એટલાં બધાં અગત્યનાં કામ કરવાનાં હજી બાકી છે કે અમે તમારી સાથે લંબાણથી વાતચીત કરી શકીએ તેમ નથી. તેથી તમારા પિતાશ્રી અને કારભારીની મદદ તથા સલાહથી અમે જે ઢંઢેરો–જાહેરાત તૈયાર કરી છે તે હું આપની પાસે સત્વર વાંચી જાઉં છું."

આમ કહી કાલાખાને પોતાના જભ્ભામાંથી એક જાડો કાગળ કાઢી તેમાંથી વાંચવા માંડ્યું.

"પ્રજા ખુદાની છે અને બન્ને ધર્મવાળાઓએ–હિંદુઓ અને મુસલમાનોએ સાથે મળીને રાજ્ય કરવું જોઈએ. આ દેશ દિલ્હીના પાદશાહના તાબામાં છે અને તેમની વતી ઝાંસીમાં રાણી લક્ષ્મીબાઈ અમલ ચલાવે છે. ખલ્ક ખુદાકા, મુલ્ક બાદશાહકા, અમલ રાણી લક્ષ્મીબાઈકા!" આટલું કહી ઢંઢેરાનો દસ્તાવેજ લક્ષ્મણરાવના હાથમાં સોંપતાં રિસાલદારે કહ્યું: "રાણી સાહેબ, અમારી શરતો સ્વીકારવી અને આ ઢંઢેરામાં તમારો સહી સિક્કો કરવાનું કામ તમારૂં છે."

"અને રિસાલદારસાહેબ! તમારી શરતો શી છે?" રાણીએ પ્રશ્ન પૂછ્યો.

"તમારા સલાહકારોને અમે વારંવાર કહ્યું છે તેમ, રાણીસાહેબ! અમારી શરતો એ છે કે અમારે લશ્કર, માણસો, સરંજામ વગેરેને અહીંથી દિલ્હી મોકલવાનાં છે તેનું વાટખર્ચીનું બધું ખર્ચ તમે આપો; અને અંગ્રેજો અને તેના મિત્રો તમારા ઉપર જે હુમલા કરે તે સામે દિલ્હીના પાદશાહની વતી તમે ઝાંસીને સાચવી રાખો; આ હેતુ માટે તમે જોઈતું લશ્કર નિભાવો અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે તમારે માણસો, દારૂગોળો અને પૈસાની પાદશાહના લશ્કરને મદદ કરવી."

"અને જમાદાર સાહેબ! કદાચ હું આ શરતો ન સ્વીકારૂં તો!"

"તો પછી તમને અને તમારા વારસને ઝાંસીની ગાદી નહીં મળે ઝાંસીની ગાદી ઉપર કોઇ બીજાને બેસાડવો પડશે. કાં તો તમે અમારી શરત સ્વીકારો અગર તો તમારે ઝાંસીનો ત્યાગ કરી ચાલ્યા જવું!"

તેહસીલદારે પોતાના સાથીદારનો હાથ દાબી તેને અટકાવીને કહ્યું: "રાણીસાહેબ! મારા મિત્ર જે રીતે આપને વાત કહી રહ્યા છે તે માટે ક્ષમા કરશો. એમની ભાષા લડાઇની છાવણીને શોભે તેવી છે; અને સાં તો આમ આકળુંઉતાવળું બોલીને જ—હમ મારીને જ પરિણામ લાવી શકાય છે! રાણીસાહેબ! અમે તમોને અન્યાય કરવા નથી માગતા તમોને વિચાર કરવાને થોડો સમય આપવા માગીએ છીએ; અને તેથી જ તમોને અમારી સાથે સામેલ કરવાના તમારા પિતાશ્રીના વચનમાં શ્રદ્ધા રાખીને અમે આજ દિન સુધી નિશ્ચય કરવાનું મુલતવી રાખ્યું છે. પરંતુ, રાણીસાહેબ! હવે એવો કટોકટીનો સમય આવી લાગ્યો છે કે અમે વિશેષ રાહ જોઇ શકીએ તેમ નથી. તમે જાણો છો તેમ ઝાંસીમાં અત્યારે ભારે અવ્યવસ્થા અને અશાન્તિ છે. જ્યાં જુઓ ત્યાં બદમાસો, ખૂનીઓ અને ચોર લોકો ફરતા ફરે છે અને ગરીબ પ્રજાને રંજાડે છે; અને તેથી જ લોકો કહી રહ્યા છે કે ઝાંસીમાં કોઇને પણ રાજગાદી ઉપર બેસાડી આ બદમાસ લોકોનો ત્રાસ બંધ પાડો. ઝાંસીની રાજગાદી ઉપર ફરીથી લક્ષ્મીબાઇને બેસાડવામાં નથી આવ્યાં, તેમાં સિપાઇઓનો વાંક નથી એમ માનવાની તેઓ ના પાડે છે. અને તેથી તેઓ તો એવી જ માગણી કરી રહ્યા છે કે 'આપણી વ્હાલી રાણી લક્ષ્મીબાઇને ઝાંસીની રાજગાદી આપવાની તમારી ઇચ્છા ન-હોય તો, કોઇ બીજાને ગાદી ઉપર બેસાડો."

રિસાલદાર કાલાખાને જરા કડકાઇથી બાકીની વાત પૂરી કરી: 'અને આવતી કાલે અંગ્રેજોએ કિલ્લાનો કબજો સોંપી દેવાનું કબૂલ કર્યું છે, તે પ્રમાણે તેઓ જ્યારે કિલ્લાનો કબજો સોંપી દેશે ત્યારે મામલો પહેલાના કરતાંય વધુ ખરાબ થશે. કિલ્લાના શરણે આવેલા અંગ્રેજોનું રક્ષણ કરનાર કોઇ સત્તા નહીં હોય તો, બક્ષીસઅલી અને તેના સાથીદારો સઘળાને મારી નાંખશે. એ લોકોનું ધ્યાન રાખવા જેટલો અમારી પાસે સમય નથી. ઝાંસીનો કિલ્લો અમારા હાથમાં આવી પડે એટલે અમારે તુર્ત જ દિલ્હી તરફ કૂચ કરવાની છે."

"રાણીસાહેબ!" મામાસાહેબે આંખોમાં લુચ્ચાઇ સાથે કહેવા માંડ્યું: "તમે જાણો છો કે મર્હૂમ મહારાજ ગંગાધરરાવના અવસાન પછી સદાશિવરાવે ઝાંસીની ગાદી માટે સરકારમાં દાવો નોંધાવ્યો હતો અને ઠેઠ વિલાયત સુધી ખટપટ કરી હતી, પણ કંપની સરકારને રાજ ખાલસા કરવું હતું, એટલે તેનું કાંઇ ફાવ્યું નહોતું. અત્યારે પણ તે આ સિપાઇઓના બંડનો લાભ લઇ પોતાનો પક્ષ-સબળ બનાવી રહ્યો છે અને બળવાખોરોને પોતાને ગાદી આપવાને સમજાવી રહ્યો છે. આ બન્ને સરદારો હમણાં જ તેની મુલાકાત લઇને અહીં આવેલા છે અને તેણે આ બધી શરતો માન્ય કરી છે; એટલું જ નહીં પણ બળવાખોરોને એથી પણ વધારે મદદ આપવાનું વચન આપ્યું છે. લોકોમાં તેણે એવી વાત ફેલાવી છે કે 'ઝાંસીની ગાદીનો સાચો વારસદાર હું જ છું અને રાણી તો અંગ્રેજોના પક્ષમાં છે, માટે ઝાંસીની ગાદી રાણીને ન આપતાં મને જ આપવી જોઇએ.'

તેહેસીલદારે મામાસાહેબની વાતને અનુમોદન આપતાં જણાવ્યું: "રાણીસાહેબ! વાત સાવ સાચી છે અમે સદાશિવરાવ અને તેના સાથીદારોને એવું જણાવી પણ દીધું છે કે જો તમે અમારી શરતોનો એકદમ સ્વીકાર નહીં કરો તો અમે તમારે બદલે તેને ઝાંસીના રાજા તરીકે જાહેર કરી દઇશું."

અતિ અલ્પ સમયમાં કટોકટીનો નિર્ણય કરવાનો હતો. રાણીના હૃદયમાં તીવ્ર મંથન ચાલતું હતું. પોતાને માટે આ જીવનમરણનો સવાલ હતો, પણ હવે એક યા બીજો જવાબ આપ્યા વગર ચાલે તેમ નહોતું. તેથી રાણીએ કહ્યું: "જમાદાર સાહેબ! મારા એક સવાલનો ઉત્તર આપો, પછી હું છેવટનો જવાબ આપીશ"

"ખુશીથી પૂછો, એક નહીં પણ બે સવાલો પૂછો."

"ધારો કે તમારા કહેવા પ્રમાણે હું ફરીથી ઝાંસીની રાજગાદી ઉપર આવું અને શાસન કરું તો, જેવી રીતે અત્યારે તમે અંગ્રેજોની સામે બળવો કર્યો છે તેવી રીતે કોઇ દહાડો મારી સામે બળવો નહીં કરો તેની શી ખાત્રી!"

રિસાલદાર કાલાખાને પોતાના સાથીને એક બાજુ ખસેડીને કહેવા માંડ્યું "એ સવાલનો જવાબ હું જ આપીશ. જે માણસો તમારી ખાતર

પોતાનો જાન આપવા તૈયાર થયા હોય તેમની સાથે તમે યોગ્ય રીતે વર્તન રાખશો તો બળવો થવાની ધાસ્તી નથી, એ જ તેની ખોળાધરી છે સિપાઈઓ પોતાના રાજા સામે–પોતાના શાસકો સામે બળવો કરતા હશે, માથું ઉંચકતા હશે તે થોડા જ કોઈ કારણ વગર માત્ર શોખની કે રમતની ખાતર કરતા હશે ? કંપની સરકારની મેં ૩૦ વરસ સુધી નોકરી કરી છે, તેના બદલામાં મને શું મળ્યું છે ? જુવાન હતો ત્યારે જનરલ ચેલોકની સાથે ઠેઠ કાબુલ સુધી ગયો હતો અને ત્યાં કેદ પકડાયેલા અંગ્રેજોને છુટ્ટા કરવામાં મદદ કરી હતી તે પછી હું સિંધમાં નેપીઅર સાહેબ સાથે હતો અને મીયાણીની લડાઈમાં મેં ભાગ લીધો હતો તે પછી ગફ સાહેબની નીચે શીખો સાથેના યુદ્ધમાં પણ હું સામેલ હતો મુખડી, ફિરોજશાહ અને સોબ્રાયન' ત્રણેય યુદ્ધોમાં હું હાજર હતો. શીખ યુદ્ધ પત્યા પછી હું બ્રહ્મદેશ અને સીક્કીમમાં ગયો હતો. મારા શરીર ઉપર ૭ ઘાની નિશાનીઓ અત્યારે પણ દેખાય છે મારા ડાબા પગની બે આંગળી કપાઈ ગયા છે, અને હવે કાને સાંભળી પણ શકતો નથી અને આ બધાનો બદલો શો ? મને જે પગાર મળે છે તેના બદલામાં મારે ઘોડાનું ખર્ચ ઉપાડવું પડે છે અને ઘોડાની માવજત કરવા એક માણસ રાખવો પડે છે ઉપરાંત મારો પોશાક પણ એ પગારમાંથી જ કરવાનો છે. અને પગારની રકમ એટલી નાની છે કે શાંતિના વખતમાં મારૂં કુટુંબ માંડમાંડ નભી શકે ! એટલે જ્યારે જ્યારે મારે યુદ્ધમાં જવાનું હોય છે ત્યારે ત્યારે મારે શાહુકારોનો આશ્રય લેવો પડે છે મારી સઘળી જમીન એ રીતે ગીરવી મૂકાઈ છે અને મારી સ્ત્રીનાં ઘરેણાં પણ વારવાર ગીરવી મૂકવા પડે છે હવે તમે મને કહેશો કે અંગ્રેજોને હું શી રીતે ચાહી શકું ?"

તેહેસીલદારે નવુ જ કારણ દર્શાવતાં કહેવા માંડ્યુ "રાણીસાહેબ! રિસાલદારસાહેબ જરા આખાબોલા છે, પણ તેમનું દિલ પાક છે અંગ્રેજો ઉપર તેમને દ્વેષ છે અને અમે બધા જ અંગ્રેજોને ધિક્કારીએ છીએ, તેમ છતાં અમે એ બધું જતું કરી શકીએ, પણ જ્યારે ડુક્કરની ચરબીવાળા કારતુસો વાપરવાનું કહી અમારા મજહબ–ધર્મ વિરુદ્ધ અમોને વર્તવાની ફરજ પાડવામાં આવે અને અમોને નાપાક બનાવવામાં આવે ત્યારે અમારાથી તે બિલકુલ સહન થાય નહીં ! ધર્મની વાત આવી એટલે અમે જરા પણ

અપમાન સહન કરવાના નહીં. માથાં જાય તો ભલે, પણ ધર્મમાં કોઇની દખલગીરી કે ધર્મનું અપમાન અમે ચલાવી લેવાના નહીં ! એક સિપાઇ, વીર પુરુષ અને યોધ્ધો પોતાના સ્વમાનને સહુથી વધારે કિમ્મતી ગણે છે અને સાચો મુસલમાન ધર્મને પોતાના પ્રાણ કરતાં વધારે પ્રિય ગણે છે !"

રિસાલદાર કાલાખાને તેહેસીલદારને એક બાજુ કરી ફરીથી પોતાના અંતરનો ઉકળાટ ઠાલવવા માંડ્યોઃ "દિલ્હીના પાદશાહોના સમયમાં અને મરાઠા રાજકર્તાઓના સમયમાં પણ મહત્ત્વાકાંક્ષા, બુદ્ધિ અને શક્તિવાળો કોઇ પણ સૈનિક સેનાપતિ બની શકતો અગર તો કોઇ પણ પ્રાંતનો સુબો સુદ્ધાં બની શકતો; પરંતુ અત્યારે કોઇ યુવાન ઘોડેસ્વાર અગર સૈનિક આગળ વધી વધીને ક્યાં સુધી જઇ શકે ? બહુ થાય તો અમારા જેટલે, માત્ર કંપની સરકારના તાબેદાર નોકરો-દેશી અને મુશ્કેલીમાં સજા કરતા સાધારણ સિપાઇઓ કે જમાદારોના પદે જઇ શકે! અંગ્રેજી અમલદારો કર્નલ બને, જનરલ બને, અગર તો મોટી ઉમ્મર થતાં કે અનુભવ મળતાં મુલકી ખાતામાં મોટા ઓહ્દા ઉપર પણ જાય, જ્યારે તેહેસીલદાર સાહેબ અને હું જેવા જો લાંબું જીવીએ તો થોડું પેન્શન મેળવવા ભાગ્યશાળી થઇએ એટલું જ ! તેમ છતાં કંપની સરકારને હિંદુસ્તાનમાં જીત અપાવનાર બંગાળી લશ્કરના સિપાઇઓ અને સ્વારો જ છે !"

રિસાલદારસાહેબનું ભાષણ જ્યારે ચાલતું હતું ત્યારે રાજમહેલના ચોગાન તરફથી લોકોના કોલાહલ અને આક્રન્દનો અવાજ ધીમે ધીમે પ્રબળ થતો આવતો હતો અને કાલાખાનના ઉશ્કેરાટના શબ્દો આ ઘોંઘાટમાં રાણીથી બરાબર સંભળાયા નહોતા.

રાણીને આ કોલાહલનું કારણ જાણવાની જિજ્ઞાસા થતાં જ તેણે રાવ અપ્પાને નીચે ચોગાનમાં તપાસ કરવા મોકલ્યો, અને તેના પાછા ફરવાની રાહ જોઇ રહ્યાં. મામાસાહેબે દ્વાર તરફ દષ્ટિ ઠારવી અને ગંગાબાઇ ઝરૂખામાં દોડી ગઇ, એટલામાં થોડા આગેવાન શહેરીઓને લઇ રાવ અપ્પાએ પુનઃ પ્રવેશ કર્યો. આ તમામ શહેરીઓ અને રાવ અપ્પાના ચહેરા ઉપર ભયંકર ત્રાસની છાપ પડી હતી. આ નગરજનોએ રાણી આગળ આવી નમન કર્યું-અને કપાળે હાથ દઇ આક્રંદ કરતા હોય એવો દેખાવ કર્યો. બહાર ચોગાનમાં કોલાહલ વધતો જતો હતો તે શાંત કરવા રાવ અપ્પા ઝરૂખામાં ગયો.

આ સર્વ અણધાર્યા અને ઉદ્વેગજનક બનાવોથી આવી પડેલા આશ્ચર્યમાંથી મુક્ત થતાં, ઝરૂખામાંથી પાછા ફરતા રાવ અપ્પાને ઉદ્દેશીને રોષથી રાણીએ કહ્યું "રાવ! આ બધાનો અર્થ શો? તું કાંઈ ગાંડો તો નથી થયો ને કે આ બધા માણસોને આવી રીતે મારા આ ખાનગી ઓરડામાં મારી પરવાનગી વગર દાખલ કરવાની હિમ્મત કરે છે?"

"રાણી સાહેબ!" રાવ અપ્પાએ નમ્રતાથી જવાબ આપ્યો: "એ લોકો આપને ભયંકર સમાચાર આપવા આવ્યા છે."

"બોલો!" રાણીએ પોતાની પાસેના શહેરીને ઉદ્દેશીને કહ્યું: "બોલો! શું છે? શી વાત બની છે? કે આટલા બધા ભય પામી ગયા છો?"

"રાણી સાહેબ!" એક શહેરીએ રોતલ અવાજે જવાબ આપ્યો "અંગ્રેજ કેદીઓ—પેલા કિલ્લાના અંગ્રેજ કેદીઓ—"

"કેદીઓનું શું છે?" રિસાલદારે ગુસ્સે થઈ કહ્યું "અંગ્રેજ કેદીઓ ક્યાં છે? આ બધો કોલાહલ શા માટે કરી રહ્યા છો તે જલદી કહી નાંખો, નહિતર—"

"રિસાલદારસાહેબ!" રાણીએ શાંતિથી કહેવા માંડ્યું "એને જરા વાત તો કરવા દો. એ બિચારા ગભરાઈ ગયા લાગે છે, એ તમારા જેવા સૈનિક થોડા જ છે પછી તમે જે પૂછવું હોય તે પૂછજો. બોલ, ભાઈ, અંગ્રેજી કેદીઓ સબંધી તારે શું કહેવું છે?"

"રાણીસાહેબ!" એકમે શહેરીઓ એકી સાથે બોલી ઉઠ્યા "અંગ્રેજ કેદીઓની તો કત્લ કરવામાં આવી પુરુષો, સ્ત્રીઓ અને બાળકો—તમામની કત્લ કરવામાં આવી!"

બધા આ ત્રાસજનક સમાચાર સાંભળી ભયથી ત્રાસથી—કંપી ઉઠ્યાં. રાણી અને પેલા અમલદારો એક બીજા તરફ ભય અને આશ્ચર્યથી જોઈ રહ્યા એટલે રાવ અપ્પાએ આગળ આવી વસ્તુસ્થિતિ સમજાવવા માંડી. "વાત એમ બની છે કે જ્યારે રિસાલદારસાહેબ અને તેહેસીલદાર સાહેબ આજે સાંજના કિલ્લા આગળથી અન્યત્ર ગયા, ત્યારે બળવાખોરોનું ટોળું કિલ્લા પાસે આવ્યું અને તેણે ઝાંસીના હકીમ સાલેમહમદને સ્કીન સાહેબની પાસે મોકલ્યો. સ્કીન સાહેબ તેને મળ્યા અને કહ્યું કે 'જો અમને અબોવન સાગર જવા દો તો અમે તમને કિલ્લો સ્વાધીન કરીને

ચાલ્યા જઈએ.' સાલેમહમદે તેમનો વાળ પણ વાંકો થશે નહીં એવું અભય વચન આપ્યું, ત્યારે યુરોપીયનો હથિયાર મુકી કિલ્લાનાં દ્વાર ઉઘાડી બહાર નીકળ્યા. તુર્ત જ બંડખોરોએ "દીનદીન"નો પોકાર પાડ્યો અને નિરાધાર અંગ્રેજોને કેદ કરી લીધા. 'કાફરોને કાપી નાંખો' એવી ચારે તરફથી બૂમો પડવા લાગી. બંડવાળાઓ તેમને મુસ્કેટાટ બાંધી માર મારતા ગામ બહાર જોગનબાગમાં લઈ ગયા. એટલામાં એક ઘોડેસવાર ટુકડી આવી. તેણે જણાવ્યું કે અંગ્રેજોને જોગનબાગ પાસે કત્લ કરવાનો રિસાલદારસાહેબે હુકમ આપ્યો છે એટલે બંડખોરોએ એ નિર્દોષ લોકોનો શિરચ્છેદ કરવાનો ઠરાવ કર્યો. જેલના દારોગા બક્ષીસઅલીએ પુરૂષો, સ્ત્રીઓ અને છોકરાઓની એમ ત્રણ હાર ગોઠવી અને એક પછી એ તમામને કાપી નાખ્યાં!"

રાવ અપ્પાના ઉપલા શબ્દોથી બધા જ ભયત્રસ્ત બન્યા અને ત્રાસ પામી ગયાં રાણી લક્ષ્મીબાઈ અસ્વસ્થ અને અશાંત મનથી આમતેમ ચકરવકર જોવા લાગ્યાં. બે અમલદારો, મામાસાહેબ અને લક્ષ્મણરાવ બાડે અંદર અંદર કાંઈ છાની વાત કરવા લાગ્યા અને રાવ અપ્પા શહેરીઓને શાંત પાડવાનો પ્રયાસ કરવા લાગ્યો.

થોડી વાર પછી કોઈને પણ ખાસ ઉદ્દેશ્યા વગર સ્વગત બોલતાં હોય તેમ લક્ષ્મીબાઈ દુઃખ-ચિંતાના અતિશય ભારથી ખિન્ન અવાજે બોલવા લાગ્યાં "આ નિર્દોષ લોકોને અભયવચન આપ્યા પછી તેમનું લોહી રેડવા બદલ ઝાંસીની તમામ પ્રજાને પ્રાયશ્ચિત્ત ભોગવવું પડશે. આ મૃત્યુ પામેલાઓના પ્રેતાત્મા આપણને જીવતા સુધી કોરી ખાશે! અને કંપની સરકારને જ્યારે આ ભયાનક હત્યાકાંડના ખબર મળશે ત્યારે શું તે હાથ જોડી બેસી રહેશે? તમે ઝાંસીના શહેરીઓ! કેટલા બાયલા અને બીકણ છો! શું મોઢું લઈને આવા સમાચાર આપવા આવ્યા છો? શા માટે જ્યારે ઝાંસીનો કિલ્લો અંગ્રેજો બળવાખોરોને સોંપી દેવાની અણી પર હતા ત્યારે મને આવીને આ ખબર ન આપ્યા? હવે વાત વણસી ગયા પછી શું થાય? બળવાખોરોને આડકતરૂં ઉત્તેજન આપનારા તમે જ છો! જાઓ, અહીંથી કાળું કરો!"

રાણીના આ શબ્દો સાંભળી આવેલા શહેરીઓ એક પછી એક ચાલ્યા ગયા, એટલે રાણીએ અમલદારોને ઉદ્દેશીને આગળ ચલાવ્યું "મેં

તમારી બન્નેની વાત-દલીલો સાંભળી લીધી; અને આ અંગ્રેજોની કહેતી વાત પણ સાંભળી લીધી. હવે મારો ઉત્તરનો જવાબ સાંભળી લીઓઃ બગવાખોર સિપાઈઓની ઉશ્કેરણીથી ઝાંસીની રાજગાદી ઉપર આવવું તેના કરતાં હાલ જે સ્થિતિ છે તે વધારે સારી છે. ગમે તો તમે સદા શિવરાવને ગાદી પર બેસાડો કે ગમે તો બીજા કોઈને બેસાડો અગર તમે જાતે બેસો, તેનું મારે કામ નથી. અંગ્રેજોની સામે લડીને તમે ફાવવાના નથી એ ચોકસ જાણજો. બંડની પ્રબળતા તો સળગતા ઘાસના પ્રકાશની માફક ક્ષણિક છે. ઘડીક એ તેજસ્વી લાગશે, પણ શમી જતાં વાર નહીં લાગે. જાઓ આપનો અમૂલ્ય સમય ફોકટનો જાય છે!"

રિસાલદાર અને તેહેસીલદારે આવો જવાબ સાંભળવાની કલ્પના કરી નહોતી. મામાસાહેબ તેમજ લક્ષ્મણરાવ બાંડે પણ રાણીની આટલી અડગતા માટે તૈયાર નહોતા. આથી બધે જણા સ્તબ્ધ બની ગયા. બંડખોરોના આગેવાનોએ ધારેલું કે રાણીને દમડાવીશું, એટલે તે આપણાં કહ્યા પ્રમાણે કર્યા વગર રહેવાની નથી. પરંતુ રાણીની મક્કમતાથી તેઓ બીનમાહેતગાર હતા. પોતાને ગેરવાજબી લાગે એવું કામ જાણીબૂઝીને કે ડરીને કરે એવો લક્ષ્મીબાઈનો સ્વભાવ નહોતો.

"ભલે, તમે ઝાંસીની ગાદી સ્વીકારો યા ના સ્વીકારો તે તમારી મુન્સફીની વાત છે. તમે નહીં તો બીજો કોઈ ગાદી સ્વીકારશે એ વાત ચોક્કસ છે, પણ હવે અમારે દિલ્હી જવાનું છે અને વાટખર્ચીના રૂ. ૩ લાખની અમોને જરૂર છે, માટે તે આપો, એટલે અહીંથી ચાલ્યાં જઈએ, નહીં આપો તો આ રાજમહેલ ઉપર તોપોનો મારો શરૂ થશે!" રિસાલદારે મુદ્દાની વાત બહાર પાડી.

લક્ષ્મીબાઈને આ માગણીથી આશ્ચર્ય થયું નહીં. એ લોકો એવી માગણી કરવાના હતા, તેની તેમને અગાઉથી જ ખબર પડી ગઈ હતી. તેથી તેમણે તુર્ત જ ઉત્તર આપ્યોઃ "મારૂં રાજ્ય ખાલસા થયા પછી મારી પાસે કાંઈ દ્રવ્ય રહ્યું નથી અને મારી સ્થિતિ ઘણી ગરીબ થઈ પડી છે, આવે વખતે તમારા જેવા સૈનિકોએ મારા જેવી નિરાધાર અબળાને ત્રાસ આપવો યોગ્ય નથી."

"તો પછી આ રાજમહેલને અમે તોપોના મારાથી ઉડાવી દઇશું અને અંદરથી જેટલું ધન હાથ લાગશે તેટલું લૂંટી લઇશું. ઉપરાંત તમારી તમામ ખાનગી મિલકત પણ કબજે કરીશુ. તમે બેમાંથી ગમે તે માર્ગ પસંદ કરી લીઓ."

રાણીને આખરે બંડખોરોની માગણી સ્વીકારવી પડી. રાજમહેલનો નાશ થાય અને પોતાને ક્યાંક નાસી જવુ પડે અને મિલ્કત બધી લૂંટાઇ જાય તે કરતાં રૂ. ૩ લાખનો પ્રબંધ કરવો ઠીક લાગ્યો એટલે તેમણે વચલો માર્ગ કાઢયોઃ "રિસાલદારસાહેબ અને તેહેસીલદારસાહેબ ! જ્યારે તમે હઠ કરો છો, ત્યારે મારી ગાહના દાગીના વેચીને હું તમને રૂ. ૧) લાખ આપીશ મામાસાહેબને એ દાગીના વેચી તમોને રૂપિયા પહોંચાડવાનું કહું છુ આજ સાંજ સુધીમાં તમને રૂપિયા મળી જશે હવે તો તમારૂં મન માન્યું ને ?" લક્ષ્મીબાઇએ ક્રોધથી અને કડવાશથી વાત ટુંકાવવા માંડી.

"ઠીક છે, અત્યારે અમે તમને વધુ હેરાન નથી કરતા રૂ. એક લાખથી જ સંતોષ માની લઇશું પણ આજ સાંજ સુધીમા રૂપિયા નહીં મળે તો આવતી કાલે સવારે તમે જીવતાં નહીં હો તે સમજી લેજો"

મામાસાહેબ તથા લક્ષ્મણરાવ બાંડે તરફ નજર ફેંકી બળવાખોરોના બન્ને આગેવાનો રાણીના મહેલમાંથી બહાર નીકળી ગયા પછી લક્ષ્મીબાઇએ મામાસાહેબ તરફ ફરી કહ્યુ "પિતાજી અને લક્ષ્મણરાવ ! અત્યારથી જ આપણા મહેલને ફરતી બરાબર ચોકી રાખો કારણ કે બંડખોરો અગર તો અંગ્રેજો ખામે કઇ ઘડીએ આપણે લડવુ પડશે તે ચોકસ નથી આ અંગ્રેજોની કત્લ પછી કંપની સરકારને આપણા ઉપર વધારે વહેમ આવશે, એટલે આપણે સાવચેતી તો રાખવાની જ છે. પરંતુ તે દરમ્યાન, બંડખોરોનુ ટોળુ અહીંથી જાય એટલે આપણે ઝાંસીની વ્યવસ્થા માટે કાંઇક પગલું ભરવુ પડશે અત્યારે ને અત્યારે તમે સાગરના કમીશ્નરને અહીંના ખબર આપો અને ઝાંસીનો બંદોબસ્ત કેવી રીતે કરવો તે સબંધી પુછાવો તેનો જવાબ આવ્યા બાદ આપણે શું કરવુ તેનો નિર્ણય કરીશુ !"

રાણીને નમન કરી મામાસાહેબ તથા લક્ષ્મણરાવ નીચે મોઢે ચાલ્યા ગયા. લક્ષ્મીબાઇએ તેમની યુક્તિ તોડી પાડી હતી, તેથી બન્ને મનમાં નારાજ થયા હતા અને રાણી ઉપર ક્રોધે ભરાયા હતા

---



## પ્રકરણ ૬ ઠું

## ઓરછા ઉપર વિજય

ઝાંસીમાં અંગ્રેજોની કતલ થયા પછીના ચાર-પાંચ માસમાં કેટલાય બનાવો બને તે પણ મહત્વના બનાવો બની ગયા. મામાસાહેબ અને લક્ષ્મણરાવની સૂચનાથી અંગ્રેજો પાછા આવી ઝાંસીનો વહીવટ પોતાના હાથમાં લીએ ત્યાં સુધી લક્ષ્મીબાઇએ ઝાંસીનો વહીવટ પોતાના હસ્તક લીધો અને અંગ્રેજ અધિકારીઓને તેવી મતલબના પત્રો પણ લખી નાખ્યા. પરંતુ કોઈ કારણે એ પત્રો ગમે તો બરાબર લખાયા નહીં, અગર તો અધિકારીઓના હાથમાં પહોંચ્યા નહીં, એટલે અંગ્રેજોની ઝાંસીની રાણી ઉપર કરડી નજર થઇ. તેઓ તો એમ જ માની બેઠા કે, "લક્ષ્મીબાઇનું રાજ્ય આપણે ખાલસા કર્યું છે, એટલે તે બળવાખોરોમાં સામેલ છે, અંગ્રેજોની કતલ કરવામાં પણ તેનો હાથ છે અને ઝાંસીનો વહીવટ તેણે પોતાના હાથમાં લીધો છે તે આપણને સોંપવાના ઇરાદાથી નહીં, પણ આપણી સામે થવાના ઇરાદાથી." આ પ્રમાણે અંગ્રેજ અમલદારો ઝાંસીની રાણીને કટ્ટર દુશ્મન માની બેઠા હતા અને ઝાંસી ઉપર ઘેરો લઇ જવાની પાકી તૈયારી કરતા હતા, ત્યારે લક્ષ્મીબાઇને એવો વિશ્વાસ હતો કે, "અંગ્રેજ અધિકારીઓ મારા આ કામથી ખુશ થશે. તેમની ગેરહાજરીમાં તેમને વફાદાર રહી મેં ઝાંસીનું રક્ષણ કર્યું છે તે બદલ મારા ઉપર પ્રસન્ન થશે અને કદાચ આ વફાદારીના બદલા તરીકે દામોદરરાવનો ગાદી ઉપરનો હક્ક સ્વીકારશે." લક્ષ્મીબાઇ આવા મનોરથ સેવતાં હતા, પણ તેમને ક્યાં ખબર હતી કે અંગ્રેજોના મનમાં તો જુદા જ વિચારો દોડતા હતા!

સદાશિવરાવે આ તકનો લાભ લઇ, ઝાંસીની ન ધણિયાતી સ્થિતિ જોઇ ત્રીસ માઇલ ઉપર આવેલો કરેરાનો કિલ્લો અંગ્રેજ સરકારના થાણદારને મારી હાથ કરી લીધો, અને કરેરામાં જ પોતાનો રાજ્યાભિષેક

કરાવી મહારાજ સદાશિવ નારાયણ' એવી પદવી ધારણ કરી; અને ઝાંસી પ્રાંતમાં લૂંટફાટ અને ધિંગામસ્તી ચલાવવા માંડી.

લક્ષ્મીબાઇને આ વાતની જાણ થતાં એક હજાર માણસોનું સૈન્ય મોકલી કરેરાનો કિલ્લો તાબે કર્યો અને સદાશિવરાવને સિંધિયાના મુલકમાં નાસી જવું પડયું. ત્યાં રહ્યાં રહ્યાં તેણે નવું સૈન્ય એકઠું કરી ઝાંસી ઉપર ચડાઇ કરવાનો વિચાર કર્યો, પણ એ વાત લક્ષ્મીબાઇના જાણવામાં આવતાં તેને ત્યાંથી પકડી મંગાવી ઝાંસીના કિલ્લામાં બંધીવાન તરીકે પૂરી દીધો.

પરંતુ એક શત્રુને પરાજિત કરી રાણીસાહેબ સ્વસ્થ થયાં ન થયાં, એટલામાં ઝાંસીની પાસેના વોરછા નામના બુંદેલ સંસ્થાનનો દિવાન નથેખાં વીશ હજાર માણસો એકઠાં કરી ઝાંસી ઉપર ચઢી આવ્યો અને કેટલાંક ગામો સર કરી વેત્રવતી નદીના કિનારા ઉપર પડાવ નાખ્યો. ❀

તેનામાં પોતાના બળનો બહુ જ ફાંકો હતો, એટલે તેણે રાણી ઉપર સંદેશો મોકલ્યો કે, "ઇંગ્રેજ સરકાર તમને જે પેન્શન આપે છે તે પેન્શન હું તમને આપીશ, માટે તમારે મને ઝાંસીનો કિલ્લો સોંપી દેવો."

લક્ષ્મીબાઇએ નથેખાંને એવો જવાબ મોકલાવ્યો કે, "હું શિવરામ ભાઉના કુટુંબની વહુ છું, અબળા છતાં મરાઠા સ્ત્રી છું અને તમારા જેવા બુંદેલ લોકોને અબળા બનાવી મૂકવાનું મારામાં સામર્થ્ય છે, માટે તમે વિચાર કરીને લડવા આવજો."

રાણીના આ પ્રકારના અપમાનજનક જવાબથી નથેખાંને લાગી આવ્યું અને એકદમ ઝાંસી ઉપર ધસી ગયો, પણ રાણીસાહેબે બુંદેલાઓ અને બીજા ઠાકોરોની મદદથી તેનો સામનો કર્યો. કિલ્લામાં પહેલાં ત્રણ તોપો હતી તે અને રાજવાડામાં ગુપ્ત રાખેલી ચાર તોપો બહાર કઢાવી કિલ્લાના મજબુત બુરજ ઉપર ગોઠવી દીધી.

નથેખાંનું સૈન્ય ઝાંસી ઉપર ચઢી આવ્યું. કિલ્લામાંથી રાણીના લશ્કરે તોપના ગોળાથી તેનું સ્વાગત કરવા માંડયું. પઠાણી દરવેશ પહેરી રાણી સાહેબ પોતે મુખ્ય બુરજ ઉપર આવી હાજર થયાં અને સૈનિકોને પ્રોત્સાહન આપવા લાગ્યાં. સૈનિકોને ઉત્તેજન આપવા બક્ષીસો વહેંચી અને કડકબીજળીની તોપ કિલ્લા ઉપર ગોઠવી તેમાંથી મારો ચલાવ્યો. આખરે નથેખાંના

સૈન્યનો પરાજય થયો; નથેખાં ભયભીત થઈ નાસી ગયો, રાણીનું સૈન્ય તેની પાછળ પડ્યું અને ચારે બાજુથી તેને ઘેરી લીધો; એટલે નથેખાંએ સંધિ કરવાનો સંદેશો મોકલ્યો. મહારાણી લક્ષ્મીબાઈએ ચોરછાની પૂર્વ મહત્તા ધ્યાનમાં લઈ તરત તહનામું કર્યું અને ચોરછાની રાણી લડેપી અને લક્ષ્મીબાઈ બે બહેનોની માફક ભેટ્યાં અને ભેટ્યાં.

ચોરછા ઉપર આ પ્રમાણે ત્રણ મહીના સુધી યુદ્ધ કરી વિજય મેળવ્યો. પછી તેની ખુશાલીમાં અને આજુબાજુના ઠાકોરો ઉપર પોતાનો ધાક બેસાડવા તથા પ્રજાજનોમાં પોતાની કીર્તિ વધારવાના આશયથી લક્ષ્મીબાઈએ ઝાંસીમાં વિજયી યોદ્ધાની માફક મોટા દોરદમામથી દાખલ થવાનો કાર્યક્રમ ગોઠવ્યો હતો અને તે પ્રમાણે મામાસાહેબ, લક્ષ્મણરાવ બાંડે, અન્ય સરદારો અને નગરજનોનો મોટો સમુદાય લક્ષ્મીબાઈનું સન્માન કરવા ગામ બહાર ગયો હતો. ત્યાંથી રાણી લક્ષ્મીબાઈને અને દામોદરરાવને હાથીની અંબાડી ઉપર બેસાડી સરઘસના રૂપમાં તમામ મંડળી રાજવાડામાં આવતાં જ લક્ષ્મીબાઈએ નગરજનોને ઉદ્દેશીને કહેવા માંડ્યું:

"ઝાંસીના વ્હાલા પ્રજાજનો, સૈનિકો અને અધિકારીઓ! ચોરછા ઉપર વિજય મેળવી અમે આવ્યાં તે બદલ તમે જે સાચા દિલની ખુશાલી દર્શાવો છો અને અમારો દિલોજાની ભર્યો સત્કાર કરો છો તેથી અમને બહુ જ લાગી આવે છે, ઝાંસી પાછા ફરતાં અમને અત્યંત આનંદ થાય છે; કારણ કે આપણી આ પવિત્ર અને પ્રાણથી પણ અધિક વ્હાલી એવી માતૃભૂમિ ઉપર આક્રમણ કરનારા આપણા દુશ્મનોને ઝાંસી સંસ્થાનની હદમાંથી હાંકી કાઢવામાં છેલ્લા ત્રણ મહીનાથી અમોને ભારે કષ્ટ પડ્યું છે. મને કહેતાં આનંદ થાય છે કે ઝાંસીના રાજકુટુંબના ઇષ્ટ દેવ અને માતાજીની કૃપાથી તેમ જ આપણા સૈનિકોનાં પરાક્રમથી નથેખાંના લશ્કરને આપણે જબરી શિકસ્ત આપી છે."

આ સાંભળતાં જ જનસમુદાયમાંથી 'રાણી લક્ષ્મીબાઈકી જય'ના પોકારો થઈ રહ્યા. રાણીએ હાથ ઉંચો કરી બધાને શાંત રહેવાની ઇશારત કરતાં આગળ બોલવા માંડ્યું: "પરંતુ, નગરજનો અને સૈનિકો, મારે તમને આ ખુશાલીને પ્રસંગે ચેતવણી આપવાની જરૂર છે. ચોરછા ઉપર વિજય મેળવ્યો એટલે બધું પતી ગયું, આપણી મુશ્કેલીઓ ટળ

ગઇ એમ ના માની લેતા. થોડા જ વખતમાં આપણે વોરછા કરતાં મહાબળવાન સૈન્યનો સામનો કરવો પડશે એમ મને લાગે છે. કારણ કે અહીં આવતા મને એવા સમાચાર મળ્યા છે કે અગ્રેજો આપણો સારો હેતુ સમજ્યા નથી અને આપણને પણ બળવાખોરો જ ગણે છે, એટલે સાગરમાં તેમણે મોટુ લશ્કર તૈયાર કર્યું છે અને અલ્પકાળમા જ ઝાંસી ઉપર ચડી આવશે."

રાણીસાહેબના મુખમાથી આ નવી આપત્તિના સમાચાર સાભળી નગરજનો અને સૈનિકો ગંભીર બની ગયા અને એક બીજા તરફ અર્થસૂચક રીતે જોવા લાગ્યા

રાણીસાહેબે આગળ ચલાવ્યું "પરતુ, તેટલા ઉપરથી તમારે નાહિમ્મત થવાનું કે ગભરાવાનું કારણ નથી હિમ્મત રાખી રહેજો. આપણે અન્યાય કર્યો નથી આપણે તો ઉપસ્થિત થયેલી પરિસ્થિતિમાં ઝાંસીને માટે જે વાજબી અને હિતકર હતુ તેવુ જ પગલુ ભર્યું છે, અને આ અંગ્રેજ સૈન્યની સામે થવા માટે આપણી પાસે પુરતું લશ્કર અને દારૂગોળો છે. ઝાંસીમા અનાજ અને દારૂગોળો પૂરતા પ્રમાણમાં છે, એટલુ જ નહીં, પણ, અગ્રેજી લશ્કર આપણા ઉપર ચડી આવે કે તુર્તજ શ્રીમંત નાનાસાહેબના સેનાપતિ તાત્યા સાહેબે અને બાણપુરના રાજાએ આપણને માણસો, દારૂગોળા અને તોપોની મોટી મદદ આપવાનું વચન આપ્યું છે."

આ વખતે લોકોના ટોળાંમાથી 'ઝાંસી રાજકી જય' ના પોકારો સંભળાયા તેથી પ્રોત્સાહિત બની રાણીએ વિશેષ આગળ ચલાવ્યું

'તેથી, આપણી નજીક આપણા દુશ્મનો આવી ગયા છે અને આપણા ઉપર હલ્લો લઇ આવવાના છે એ જાણી બિલકુલ નાસીપાસ ના થતા. આપણે એમની સાથે દુશ્મનાવટ બાંધી નથી, આપણે અગ્રેજોનો વિરોધ કર્યો નથી, અને બળવાખોરોનો પક્ષ કર્યો નથી, છતાં, સાભળવામાં આવ્યુ છે તેમ જો કોઈની ઉશ્કેરણીથી કે વસ્તુસ્થિતિના અજ્ઞાનથી એ આપણને દુશ્મન ગણી આપણા ઉપર આક્રમણ કરશે, તો આપણે તેમની સામે આપણું—એટલે કે આપણને પ્રિય એવી ઝાંસીનું રક્ષણ કરવા સમર્થ છીએ. અગ્રેજી સૈન્ય સાગરથી અહીં સુધી આવશે, તેટલામાં આપણે તેને ખરી સ્થિતિ સમજાવવાનો માનભર્યો યત્ન કરીશુ, પણ તેમ છતાંય જો અગ્રેજોને આપણી મિત્રાચારી અને વફાદારીમાં શ્રદ્ધા નહીં હોય અને આપણને પણ બડમા ભળેલાં ગણી કાઢવાની વૃત્તિ હશે અને ઝાંસીમા

ચાલેલી અંગ્રેજોની હાલનો રોષ આપણા ઉપર ઉતારવા હશે તો; બંડખોરોની વિરુદ્ધ છતાં અને અંગ્રેજોના પક્ષમાં છતાં પણ હું તેવે વખતે અંગ્રેજોનો પક્ષ નહીં કરું; પણ તેમની સામે વેરછાવાળા નથેખાંની જોડે લડી તેમ લડીશ! અંગ્રેજોની સાથે દુશ્મનાવટ ન કરવાનો મારો વિચાર હતો અને હજી પણ છે, પણ અંગ્રેજો કરતાં ઝાંસીની પ્રજાની સુખ શાંતિ અને આબાદી મને વધુ પ્રિય છે, મારે મને વધુ મૂલ્યવાન છે અને તેથી થોડાક બદમાસો, કાફર, નાપાક બદમાસોની ખાતર ઝાંસીની સમગ્ર પ્રજાને અંગ્રેજો રંજાડે એ મારાથી શાંત ચિત્તે કદાપિ પણ જોઈ શકાય નહીં. પ્રજાજનો! ફરીથી સમજી લેજો કે તમારા હિતની દૃષ્ટિથી મહારાજના મૃત્યુ પછી ઝાંસી ખાલસા થયું ત્યારે મેં અંગ્રેજ સરકારનો વિરોધ કર્યો નહોતો, નહિતર તે વખત મારા મનમાં આ વિદેશી પણ અત્યારે હિંદના ધણી બની બેઠેલા અંગ્રેજો ઉપર ઓછો રોષ ભરાયો નહોતો. ઝાંસીની નિર્દોષ પ્રજાની મારહાનિમાં મારો અંગત સ્વાર્થ નિમિત્ત ના બને એ વિચારે મેં મારાં શસ્ત્રો ઉપાડવા તલસતા હાથને મહામહેનતે રોકી રાખ્યા હતા! ફરીથી જ્યારે બળવાખોરોએ મને ઝાંસીની ગાદી આપવાની લાલચે પોતાની સાથે સામેલ થવા અને બંડની આગેવાની લેવા સૂચના કરી, ત્યારે પણ મેં સમય અને સંજોગો વિચારી, પ્રતિપક્ષીના બળની તુલના કરી, ઝાંસીની પ્રજાના કલ્યાણની દૃષ્ટિએ બંડમાં સામેલ થવાની ના પાડી બંડખોરોનો રોષ વ્હોરી લીધો; પણ હવે જ્યારે આ સર્વ વફાદારી અને રાજભક્તિનો બદલો ઝાંસી ઉપર આક્રમણ કરી વાળવાનો હોય તો લક્ષ્મીબાઈની વીરતા અને સાહસ હજી ઓસર્યાં નથી; હજી તેની નસોમાં મરાઠાઓનું લોહી વહેતું બંધ પડ્યું નથી. સમયને ઓળખી લક્ષ્મીબાઈ જેવી રીતે ઝાંસીની રાજગાદીનો ત્યાગ કરી શકે છે, તેવી જ રીતે સમય પારખી પુનઃ તેનો અંગીકાર પણ કરી શકે છે અને બીજો કોઈ પણ માર્ગ અવશિષ્ટ ન હોય તો લક્ષ્મીબાઈને વીરની જેમ શત્રુ સામે સામી છાતીએ લડી કાં તો વિજય પ્રાપ્ત કરતાં અને નહીં તો મૃત્યુ પ્રાપ્ત કરતાં આવડે છે! હાર અને જીત એ યુદ્ધરૂપી ઢાલની બે બાજુ છે. યુદ્ધમાં કોઈ પણ એક પક્ષ હારવાનો અને કોઈ પણ એક પક્ષ જીતવાનો, એટલે હારજીતથી માણસની વીરતાની તુલના થતી નથી. યુદ્ધ કરવાની તત્પરતા અને યુદ્ધમાં બતાવેલાં પરાક્રમ અને શૌર્ય, હિમ્મત અને સાહસથી જ તેની

વીરતાની કસોટી થાય છે! મરાઠાના કુળમાં જન્મેલી અને એક વખતની ઝાંસીની મહારાણી કોઇ પણ દુશ્મન આગળ માથું નમાવવા કરતાં સમરક્ષેત્રમાં લડી માથું આપવાનું વધુ પસંદ કરે છે. વીર વ્યક્તિઓને રાજ્ય કે જીવન કરતાં પોતાની કીર્તિ, ટેક અને સ્વમાનની કિમ્મત વધારે છે! માટે પ્રજાજનો અને શૂરા સૈનિકો! વોરછા સાથેના યુદ્ધમાં તમે જે રીતે ઝાંસીની રાણીની પડખે દૃઢ મનથી ઉભા રહ્યા છો, તેવી જ રીતે હવે પછીના અંગ્રેજો સાથેના થનાર યુદ્ધમાં જો ઉભા રહેશો અને તમારી માતૃભૂમિની મુક્તિ માટે તમારાથી આપી શકાય તેટલો ભોગ આપશો; તો વિજય આપણો છે! હું પણ થાકી ગઇ છું અને સેનિકો પણ થાકી ગયા છે, તેમને થોડા આરામની જરૂર છે,' એટલે અત્યારે તો સર્વે પોતપોતાને સ્થાને જાઓ અને હિંદુઓ હોય તે મંદિરોમાં જઇ પોતપોતાનાં ઇષ્ટ દેવનો આજના વિજય માટે આભાર માને, મુસલમાનો મસ્જીદોમાં જઇ ખુદાનો આભાર માને! મિત્રો, સર્વ શક્તિશાલિની માતાજી ઝાંસીનું રક્ષણ કરવા સમર્થ છે! માટે ભવિષ્ય વિષે શંકા કે ચિંતા ના કરતા! મહાદેવની કૃપાથી સઘળું સારૂં થશે! પરંતુ આજના વિજયથી મોજમજા અને એશઆરામમાં પડી પ્રમાદ ના સેવતા! ઘણા જ નજીકના સમયમાં ગંભીર પ્રસંગ આવી પડવાનો છે, અને તે માટેની આપણે અત્યારથી જ તૈયારી કરવી ઘટે છે! જાઓ! શંભુ સહુનું કલ્યાણ કરો!"

આ ભાષણ જેમ જેમ બોલાતું ગયું તેમ તેમ લક્ષ્મીબાઇનું શરીર વધુ ટટ્ટાર થતું ગયું, તેમની આંખોમાં કોઇ દિવ્ય પ્રકાશ ચમકી રહ્યો અને તેમના મુખ ઉપર કોઇ અજબ પ્રતિભા ઝળકી રહી! સાક્ષાત્ દેવી કે રણચંડી આવી ઉભાં હોય એવો નગરજનોને ભાસ થયો! કોઇ અજબ ઉત્સાહથી, કોઇ અકથ્ય ભાવથી સર્વેએ એકચિત્તે લક્ષ્મીબાઇના ઉપલા શબ્દો સાંભળ્યા અને તે પૂરા થતાંની સાથે ટોળાંમાંથી "રાણીસાહેબની જય! કુમાર સાહેબની જય!" એવા પ્રચંડ ગગનવેધી પોકારોથી નભોમંડળ ગાજી ઉઠ્યું.

મહારાણી લક્ષ્મીબાઇ નગરજનોનો ઉત્સાહ જોઇ મનમાં અતિ પ્રસન્ન થતાં ભગવા ઝંડાની પાછળ પાછળ રાજવાડામાં દમામદાર પગલે દાખલ થયાં અને કિલ્લામાંથી વિજયસૂચક તોપોનો ગડગડાટ શરૂ થયો અને નગારખાનાંમાં નોબતના સૂરથી રાજવાડાનું વાતાવરણ ગાજી ઉઠ્યું.




બીજે દિવસે રાણી લક્ષ્મીબાઇએ પોતાના પિતા મોરોપંત તાંબે અને દિવાન લક્ષ્મણરાવ બાંડેને બોલાવી, ચઢી આવતા અને સાગર સુધી આવી પહોંચેલા અંગ્રેજી સૈન્ય સાથે કેવી રીતે કામ લેવું તે વિષે મંત્રણા કરવા માંડી.

કિલ્લાના ઉદ્યાનમાં સાયંકાળને સમયે જે ફુવારા આગળ બેસી અગાઉ લક્ષ્મીબાઇએ દિવાન નરસિંહરાવ અને મામાસાહેબને બે કઠણ શબ્દો કહી ઝાંસીનો રાજવહીવટ દત્તકને નામે પોતે હાથમાં લેવાનું જાહેર કર્યું તે જ સ્થળ ઉપર ત્રણેય જણાં આવી બેઠાં.

બેસતા ઉનાળાના તાપથી સંતપ્ત બનેલાં શરીરો કિલ્લા ઉપરના આ ઉદ્યાનની શીતળ હવાથી અને પુષ્પોની ખુશબોથી આસાયેશ લઇ સ્વસ્થ બન્યાં હતાં. ત્રણેય વ્યક્તિઓ બહારથી સ્વસ્થ દેખાવા છતાં, અંતરમાં ચિંતાથી ભરેલી હતી, એમ સહેજે કોઇને પણ ખબર પડી જાય એવી તેમની વાતચીત ધીમી અને ગંભીર સ્વરૂપની હતી.

"પિતાજી !" રાણીએ શરીર ઉપરથી પવનના ઝપાટાથી ઉડવા માંડેલા સાડીના છેડાને સંકોરીને વાતની શરૂઆત કરીઃ "અને દિવાનજી ! આખરે તમે કહેતા હતા તેવો પ્રસંગ આવવાનો ભય ઉભો થયો છે. અંગ્રેજોની સાથે લડવા માટે હું અંતરથી વિરુદ્ધ છું, પણ અંગ્રેજો આપણને દુશ્મન ગણી આપણા ઉપર ચઢી આવે ત્યારે ચૂપચાપ બેસી રહેવાનો કશો જ અર્થ નથી. પણ પિતાજી ! હું તમને એક વાત પૂછું છું કે આપણે બંડમાં સામેલ થયાં નથી, બળવાખોરોને મદદ કરી નથી અને ઉલટું બળવાખોરોનો વિરોધ કરી કંપની સરકારને સહાય કરી છે અને તેની વતી ઝાંસીમાં બંદોબસ્ત રાખ્યો છે, છતાં અંગ્રેજો આપણા ઉપર આક્રમણ કરે છે એમને સમજાતું

નથી. આપણે એ કિલ્લા ઉપર જેટલા જેટલા કાગળો મોકલ્યા છે, તેમાંથી એકેનો પણ જવાબ આપણને મળ્યો નથી, તેમ તેનો સ્વીકાર પણ થયો નથી. મને દહેશત રહે છે કે કદાચ આપણા બધા પત્રો ગેરવલ્લે ગયા હોય અગર આપણા દુશ્મનોએ અંગ્રેજી અધિકારીઓના હાથમાં જતા અટકાવ્યા હોય. ગમે તેમ પણ અંગ્રેજો આપણને દુશ્મન ન ગણે અને ઝાંસી ઉપર આક્રમણ ન કરે એવો કોઈપણ માર્ગ શોધી કાઢવો જોઈએ. તમારા બન્નેની બુદ્ધિનો ઉપયોગ કરી એવો માર્ગ શોધી કાઢો!" આટલું બોલી લક્ષ્મીબાઈ મામાસાહેબ તથા લક્ષ્મણરાવ બાડે તરફ જોઈ રહ્યાં

"પુત્રી!" મામાસાહેબે આકાશ તરફથી જમીન તરફ દૃષ્ટિ કરી જવાબ આપ્યોઃ "અમે બળવાખોરોની સાથે મળી અંગ્રેજોની સામે થવાના મતના હતા અને છીએ, તેથી તને અમારા ઉપર કદાચ વહેમ આવ્યો હશે કે અમે જ અંગ્રેજ અધિકારીઓને ઝાંસીની સાચી પરિસ્થિતિથી વાકેફ કરતા નથી. આવો વહેમ આવે એ સ્વાભાવિક છે. પરંતુ ખરી વાત એ છે કે જ્યારથી ઝાંસીમાં બંડની શરૂઆત થઈ છે, ત્યારથી જ અંગ્રેજો એમ માની બેઠા છે કે એ બંડમા તમારો છુપો હાથ છે, કારણ કે ઝાંસીની ગાદી તમને ન મળવાથી તમે અંદરખાનેથી કંપની સરકારના શત્રુ બની રહ્યા છો એમ તેઓ માને છે. દામોદરરાવનાં ઉપવીત પ્રસંગે તમે નાનાસાહેબ અને તાત્યાસાહેબને બોલાવેલા તેમ જ તમારા ત્રણ વચ્ચે વેત્રવતીને કિનારે ખાનગી મસલત થઈ હતી એ વાત આપણા જૂના દિવાન નરસિંહરાવ દ્વારા અંગ્રેજ અધિકારીઓના જાણવામા આવી છે. નાનાસાહેબનું શ્રીમંત બાજીરાવને મળતું પેન્શન સરકારે બંધ કર્યું છે, તેથી તે બંડમાં સામેલ થયેલ છે. એટલે તમે બન્ને સમાન સ્થિતિનાં, કંપની સરકારથી અસંતુષ્ટ બનેલાં રાજવંશી પાત્રો ખાનગીમાં મળો, તેનો અર્થ બળવાના સમયમા બીજો શો થઈ શકે? આવા સંજોગોમાં અંગ્રેજ અધિકારીઓ આપણને દુશ્મન ગણે તેમા આશ્ચર્ય નથી, એટલે આપણા પત્રો તેમને મળ્યા હોય તો પણ, તે ઉપર એ લોકો લેશ પણ વિશ્વાસ મૂકશે નહીં. ઝાંસી બુંદેલખંડમાં તેમ જ અત્યારે બળવાખોરોની દૃષ્ટિથી અગત્યનું મથક છે. ઝાંસીનો કિલ્લો અંગ્રેજો સામે સુરક્ષિત બચાવ કરવા માટે બહુ જ મહત્ત્વનો છે એ કિલ્લો દુશ્મનના હાથમા જતા અંગ્રેજી સૈન્ય ચૂપચાપ

બેસી રહે એ અસંભવિત છે. અધુરામાં પૂરૂં અહીંઆં જ નિર્દોષ અંગ્રેજોની કત્લ કરવામાં આવી છે, એટલે એ લોકો ઝાંસી ઉપર વેર લેવા તૈયાર થયા છે. તમારી હાજરી છતાં ઝાંસીમાં જ્યારે અંગ્રેજોનું એવી રીતે લોહી રેડાય, ત્યારે કંપની સરકાર બીજા શા અનુમાન ઉપર આવે? એટલે જેમ કમાનમાંથી છટકેલું તીર પુનઃ આવતું નથી; તેમ જે વસ્તુ બની ગઈ તે બની ગઈ; હવે તે મિથ્યા થનાર નથી. અંગ્રેજી સૈન્યનો સામનો કર્યે જ છુટકો છે; પછી પરિણામ ગમે તે આવે."

આટલું બોલી મામાસાહેબે રાણી ઉપર સચિંત દૃષ્ટિ ફેંકી. લક્ષ્મીબાઈ ઊંડા વિચારમાં પડી ગયાં હતાં.

"રાણીસાહેબ!" લક્ષ્મણરાવે ચર્ચા આગળ ચલાવી: "મારે કાને એવી પણ વાત આવી છે કે આપણા જૂના દિવાનસાહેબ અંગ્રેજોના પક્ષમાં જઈ મળ્યા છે અને જ્યારથી તેઓ ઝાંસીનો ત્યાગ કરી પેલી ગંજેરા સાથે જતા રહ્યા છે, ત્યારથી સાગર અને બુંદેલખંડના અંગ્રેજ અફસરોને ઝાંસી વિરુદ્ધ ઉશ્કેરી રહ્યા છે. શ્રીમંત નાનાસાહેબ અને તાત્યા સાહેબની ખાનગી મંત્રણાની વાત પણ એમના દ્વારા જ અંગ્રેજોના જાણવામાં આવી છે, અને ઝાંસીના બંડમાં તમે સામેલ છો, તેમજ ઝાંસીમાં માર્યા ગયેલા અંગ્રેજોની કત્લ માટે તમે જવાબદાર છો, એમ આપણા જૂના દિવાને જ કંપની સરકારનાં માણસોને ઠસાવી દીધું છે. બંડખોરોને તમે રૂ. એક લાખની મદદ આપી છે અને ઝાંસીનો કબજો લઈ ફરીથી વહીવટ કરવા માંડ્યો છે; એ વાતને તેણે પોતાના કથનના પુરાવા તરીકે તમારી વિરુદ્ધ રજુ કરી છે. છેલ્લા સમાચાર પ્રમાણે ઝાંસી ઉપર આટલી ત્વરાથી આક્રમણ કરવાની સૂચના પણ એણે જ કરી છે અને એ પોતે અંગ્રેજ અફસરોની સાથે ઝાંસી ઉપર હલ્લો કરવામાં તેમને સલાહ આપવા અહીં આવનાર છે. રાણીસાહેબ! જ્યાં આપણાં પોતાનાં જ ગણેલાં માણસો આપણી વિરુદ્ધ પડી આપણને દગો દીએ ત્યાં શું કરવું!"

આટલું કહી લક્ષ્મણરાવ રાણીની સામે જોઈ રહ્યો.

"દિવાનજી! સત્ય છે! અંદરથી સડેલું ઝાડ જેમ લાંબો સમય ટકતું નથી, તેવી જ રીતે અંદરથી સડેલાં આ આપણાં રાજતંત્રો લાંબો સમય ટકી શકવાનાં નથી. નરસિંહરાવ જેવો ચતુર, કુશળ અને બાહોશ ગુજરાતી

ઝાંસી સંસ્થાનમાં તો શુ પણ કદાચ સમગ્ર ઉત્તર હિંદમાં મળવો મુશ્કેલ થઇ પડે, પણ તેવ દુષ્ટ બુદ્ધિવાળો બની, વિકારને વશ થાય અને પોતાની દુષ્ટ વાસનામાં સફળ ન થાય, એટલે ઝાંસીનો દુશ્મન બની બેસે, અને પોતાના જ દેશ ઉપર; અરે પોતાના જ વ્હાલા વતન અને જન્મભૂમિ ઉપર વિદેશીઓને ચડી આવવાનું કાવતરૂં કરે અને પ્રોત્સાહન આપે, એ કેટલું કલંકરૂપ છે! નીચુ જોવડાવનારૂં છે! જે પ્રજામા અંદર અંદર ફાટફૂટ છે, પોતાના જાતભાઇઓ અને જન્મભૂમિ માટે જરા પણ લાગણી નથી, ક્ષુદ્ર અંગત સ્વાર્થની ખાતર સમગ્ર પ્રજાના હિતનો ભોગ આપવાની હલકી વૈર વૃત્તિ છે, તે પ્રજા સ્વતંત્ર રહી શકતી નથી અને સ્વતંત્ર રહે તો સુખી થઇ શકતી નથી. દિવાનજી! અંગ્રેજોને સમજાવવાની હવે જરૂર નથી, કારણ કે તેમને સમજાવી શકાય તેમ નથી. માટે આપણે તેમના આક્રમણને પહોંચી વળવા પૂરતી તૈયારી કરી રાખવી જોઇએ."

"રાણીસાહેબ!" દિવાનજીએ ઉત્તર આપ્યો "ઝાંસીનો બચાવ કરવાની અને અંગ્રેજી સૈન્યનો પરાભવ કરવાની પૂરતી વ્યવસ્થા થવા માંડી છે. કિલ્લાના બુરજો ઉપર તોપો ગોઠવી દીધી છે અને દારૂગોળો અને ખોરાકનો પૂરતો જથ્થો સગ્રહી રાખ્યો છે. શહેરના રક્ષણ માટે પણ તમામ દરવાજા ઉપર સૈનિકોની ટુકડીઓ મૂકી દીધી છે. હું ધારૂં છું કે ઝાંસીનો કબજો લેવો સહેલ નથી પડ્યો!" દિવાનજીથી છેલ્લું વાક્ય બોલતી વખતે મૂછ ઉપર તાવ દેવાઇ ગયો.

તે જોઇ હસીને મામાસાહેબ બોલ્યા "પુત્રી! આ દિવાનજીની વીરતા તને નિશ્ચિત બનાવે એવી નથી લાગતી? પણ એક બીજી વાત પણ સાંભળવા જેવી છે. શ્રીમત નાનાસાહેબે કાનપુરના બડની આગેવાનીમાં વિજય મેળવ્યો છે અને તાત્યાસાહેબ એક પ્રચડ સૈન્ય લઇ આ તરફ આપણી મદદે આવે છે. એક બાજુથી અંગ્રેજી સૈન્ય ઉપર આપણે તોપોનો મારો ચલાવીશુ અને બીજી બાજુથી તાત્યાસાહેબની સરદારી નીચેનું પ્રચડ સૈન્ય અંગ્રેજ સેનાને હફાવશે એટલે એ લોકો થાકીને પાછા જવાના એ ચોકસ છે!"

"પિતાજી!" લક્ષ્મીબાઇએ કાઇક ઉત્સાહિત થઇને કહેવા માંડ્યું: "એ ઠીક છે. તાત્યાસાહેબની શક્તિ અને સામર્થ્યમા મને વિશ્વાસ છે.

પણ આપણી સાવચેતી અને તૈયારી તેટલા ખાતર જરા પણ ઓછી ન રહેવી જોઇએ. બની શકે તેટલા સૈનિકોને આપણે તૈયાર રાખવા, તમામ તોપો ગોખરા ઉપર ગોઠવી દેવી અને દારૂગોળાની તૂટ ન પડે માટે તે બનાવવાની વ્યવસ્થા કરી નખવી."

"પુત્રી! બધી વ્યવસ્થા થવા માંડી છે." મામાસાહેબે હસીને કહ્યું: "એકાદ દિવસમાં સર્વ તૈયારી થઇ જશે. દરમ્યાન સાગરથી અંગ્રેજ સૈન્યને અહીં આવતાં ઓછામાં ઓછા ત્રણ ચાર દિવસ તો લાગશે જ."

આટલી વાતચીત કર્યા પછી મામાસાહેબ અને લક્ષ્મણરાવ બાઉ ઝાંસીના રાજકુટુંબના શિવમંદિરમાં દર્શનાર્થે જવા નીકળ્યા અને લક્ષ્મીબાઇ કિલ્લા ઉપરનો બંદોબસ્ત જોવા નીકળ્યાં.

કિલ્લાના બુરજ ઉપર ચઢી આસપાસ નજર ફેરવી નીચે આવી રહેલા ઝાંસી શહેર તરફ દૃષ્ટિ ઠારવી લક્ષ્મીબાઇ સ્વગત વિચારવા લાગ્યાં "વિધિની ગતિ વિચિત્ર છે, એમાં શક નથી! ગંગાદાસ મહારાજની ભવિષ્ય વાણી આજે ખરી પડવાનો સમય આવી લાગ્યો છે! એની વાણીમાં આવો અર્થ હશે તેની મને ત્યારે કલ્પના પણ નહોતી આવી! ક્યાં ઝાંસીની રાણીમાંથી, રાજગાદી રહિત એક સામાન્ય વિધવા! ક્યાં પુનઃ ઝાંસીની રાણી! ક્યાં વોરછાના યુદ્ધમાં વિજય અને ક્યાં આ ફરીથી અંગ્રેજ સેના સામે થનાર યુદ્ધના ભણકારા! માણસને તેનું અદૃષ્ટ ક્યાંનું ક્યાં ઘસડી જાય છે તેની તેને ખબર પણ પડતી નથી. કઇ ઘડીએ શું બનશે તે કોઇ અગાઉથી કળી શકતું નથી. સાચેજ આ સંસાર રૂપી શેતરંજમાં મનુષ્યો પ્યાદાં જેવાં છે, તેનો ચલાવનાર કોઇ અદૃષ્ટ ગુપ્ત રીતે કામ કરી લો છે એમ મારા જીવન પાછળ દૃષ્ટિ કરતાં મને સમજાય છે. એ સૂત્રધાર કોણ છે? પ્રભુ! અદૃષ્ટ! ભાગ્ય! વિધાતા માનવીની બુદ્ધિ આ બધું માપે જ સમજી શકે તેમ છે!"

શિવાલયમાં આરતીની ઝાલર વાગતાં! લક્ષ્મીબાઇના કાન ચમક્યા અને વિચારો અધુરા રહ્યા. તેઓ તુર્ત જ બૂરજ ઉપરથી ઉતરી રાજમહેલમાં આવ્યાં અને અન્ય કાર્યમાં ગૂંથાયાં.

---

## પ્રકરણ ૮ મું
## ઝાંસીનો ત્યાગ

ઝાંસી શહેર ઉપર અંગ્રેજ સરકારના સર હ્યુ રોઝની આગેવાની નીચેના સૈન્યને ઘેરો ઘાલ્યાં અગિયાર દિવસ થઇ ગયા હતા, પણ અંગ્રેજી સૈન્ય કિલ્લો લઇ શકયું નહોતું; છતાં કિલ્લો કબજે કરવાનો તેનો ઉત્સાહ અજબ હતો અને તેનો પ્રયાસ અદ્વિતીય હતો.

ઝાંસીની ચારે બાજુ ફરતી અંગ્રેજી સૈન્યે વ્યૂહરચના કરી હતી કે જેથી ઝાંસીનાં માણસો શહેર બહાર જઇ શકે નહીં અને બહારનાં માણસો ઝાંસીને મદદ કરી શકે નહીં. ઝાંસીનો કિલ્લો ઘણો જુનો અને મજબુત હોવા છતાં અને ભવાનીશંકર, કડકબીજળી, ઘનગર્જ અને નાલદાર જેવી ચાર તોપોથી સુરક્ષિત છતાં અંગ્રેજ સૈન્યની તોપો આગળ કિલ્લાનો કેટલોક ભાગ તૂટી પડવાની તૈયારીમાં હતો, પરંતુ લક્ષ્મીબાઇએ તે ભાગ રાતોરાત ફરીથી મજબુત કરાવી લીધો હતો.

બારમે દિવસે પરિસ્થિતિ અત્યંત વિકટ બની ગઇ, અને કિલ્લાના પશ્ચિમ બાજુના ઓસાર ઉપર બપોર પાછી સૂર્ય નમવાની વખતે ત્રણ વ્યક્તિઓ ફરતી દેખાતી હતી. આ ત્રણેય વ્યક્તિઓમાં એક સ્ત્રી હતી અને બે પુરુષો હતા. સ્ત્રી આગળ ચાલતી હતી અને પુરુષો પાછળ ચાલતા હતા. ત્રણેય ઘણાં જ ધીમા ડગલાં ભરતાં હતાં અને વારંવાર નિઃશ્વાસ નાંખી ઘડીકમાં કિલ્લા તરફ અને ઘડીકમાં શહેર તરફ, તો ઘડીકમાં શહેરથી થોડે દૂર પથરાયેલા અંગ્રેજી સૈન્ય તરફ દૃષ્ટિ કરતાં હતાં! એ દૃષ્ટિમાં કેટલી બધી નિરાશા ભરી હતી તે કોણ કહી શકે તેમ છે?

જરાક આગળ ચાલી પેલી સ્ત્રીએ પાછા ફરી મ્લાન વદને અને હતાશ બનેલા અવાજથી કહ્યું: "પિતાજી! અંગ્રેજી સૈન્ય સામે આપણાથી હવે ટકી શકાય એમ નથી લાગતું. કારણ કે આપણા સૈન્યમાં સૈનિકોની સંખ્યા સારી હોવા છતાં, અંગ્રેજી સૈન્ય જેટલી વ્યવસ્થા નથી અને એ

લોકોની પાસે જેટલાં સાધનો છે તેટલાં સાધનો પણ આપણી પાસે નથી. આપણી પ્રચંડ તોપો તેમની તોપોના મારા આગળ ટકી શકી નથી."

"પુત્રી! એમ નિરાશ શા માટે થાય છે! આપણે હજી પણ ભેંસથી હલ્લો કરી તેમને પાછા કાઢી મૂકવાનો યત્ન કરી શકીશું."

"મામાસાહેબ!" લક્ષ્મણરાવ ભાઈએ પોતાની નિરાશા પ્રકટ કરી: "મને તો હવે કાંઇ જ આશા દેખાતી નથી. શહેરનો કબજો અંગ્રેજ સૈન્યના હાથમાં ગયો છે. અને રાજમહેલ ઉપરથી ભગવો ઝુંડો ઉતરી યુનિયન જૅક ફરફરી રહ્યો છે, નામનો સંદુથી સુંદર ગણાતો અને ભૂષણ રૂપ લેખાતો હલવાઇપુરી નામનો ભાગ ભડભડાટ બળી રહ્યો છે; જ્યાં જુઓ ત્યાં અંગ્રેજ સૈનિકો શહેરનાં લોકોને ત્રાસ આપી રહ્યા છે; ગામ લૂંટી રહ્યા છે, મકાનો સળગાવી રહ્યા છે અને નિર્દોષ માણસોની હત્યા કરી રહ્યા છે! આવી સ્થિતિમાં ઝાંસીના દૂરીથી બચાવની આશા રાખવી, અરે કલ્પના સુદ્ધાં કરવી પણ અશક્ય છે!"

"લક્ષ્મણરાવ!" લક્ષ્મીબાઇએ આંખમાં આંસુ સાથે કહેવા માંડ્યું. રાણીની આંખોમાં તેમની ઇચ્છા વિરુદ્ધ આંસુ બરાબ આવ્યાં હતાં. "હવે આશા રાખવાનો કાંઇ જ અર્થ નથી. આ ભયત્રાસ, આ મારકાપ, આ ખુનામરકી મારાથી જોયાં જતાં નથી, આપણું ભાગ્ય જ અવળું છે, નહિતર તાત્યાસાહેબ મોટા લશ્કર સાથે આપણને મદદ કરવા આવે તે આ અંગ્રેજોના સૈન્યથી હાર ખાઇ પાછા જાય એ કેવી રીતે બને! ઝાંસીનું-નો મારું ભાગ્ય જ વિફર્યું છે; ત્યાં બીજા કોને દોષ દેવો!"

"પુત્રી!" મામાસાહેબ આશ્વાસન આપવાનો નિરર્થક પ્રયાસ કરવા લાગ્યા: "આપણે કાંઇ ઓછી વીરતા બતાવી નથી. આપણા સૈનિકોએ માથું એક બાજુ મૂકી અંગ્રેજ સૈન્ય સામે યુદ્ધ કર્યું છે અને અનેક પ્રતિપક્ષી સૈનિકોને યમસદનમાં મોકલ્યા છે. આપણા પોતાના પણ કેટલાય સૈનિકો સદાને માટે આ જગતનો ત્યાગ કરી સ્વર્ગ સીધાવ્યા છે, પરંતુ આપણાં કમભાગ્યે આપણને વિજયમાળા પ્રાપ્ત થઇ નથી."

એટલામાં રાવ અપ્પાએ આવી ફરદાર કુંવરબક્ષ અને મોટા ગોલંદાજ ગુલામગૌસખાન માર્યા ગયાના દુઃખદાયક સમાચાર આપતાં જ રાણી ઉર નાહિમ્મત બની ગયાં. તેમનું મન નિરાશાના અંધકારથી છવાઇ

ગયું અને રહી સહી આશા પણ તૂટી ગઈ. દુઃખ અને શોક, નિરાશા અને ગ્લાનિથી રાણીના પગ પાછા પડ્યા.

ખિન્ન ચિત્તે લક્ષ્મીબાઈએ મામાસાહેબ અને લક્ષ્મણરાવને ઉદ્દેશીને કહેવા માંડ્યું: "પિતાજી અને દિવાનજી!" રાણીનો અવાજ ડુસકાં ખાવવાને લીધે ગુંગળાઈ ગયેલો લાગતો હતો; "આજ સુધી આપણે હિમ્મત રાખી અંગ્રેજ સૈન્યની સામે બાથ ભીડી ઝાંસીનું રક્ષણ કર્યું, પરંતુ હવે આપણે કોઈ રીતે ટકી શકીએ એમ લાગતું નથી. આપણા લગભગ તમામ શૂરવીરો અને બાહોશ ગોલંદાજો, લડાઈમાં કામ આવી ગયા છે. કિલ્લાનો બંદોબસ્ત હવે અગાઉ જેટલો મજબુત રહ્યો નથી, અને થોડા જ કલાકોની અંદર કિલ્લો શત્રુઓના હાથમાં જઈ પડવાનો ભય છે. શહેરમાં ઠેકઠેકાણે વેમણે નાકાબંધી કરી લીધી છે; એટલે કિલ્લો લેતાં વાર લાગનાર નથી. કિલ્લામાંથી આપણે તેમને હાથે પકડાઈએ, તેઓ આપણા શરીરને ગમે તેમ કરે એ અસહ્ય છે. એમ થવા દેવા કરતાં આગળથી જ મૃત્યુ પામવું શ્રેયસ્કર છે. એટલા માટે હું કિલ્લામાં દારૂગોળો ભરી તેને સળગાવી મારા પ્રાણની આહુતિ આપવા માગું છું. હું મારા દેહને કોઈ પણ રીતે ગોરા લોકનો હસ્તસ્પર્શ થવા દેનાર નથી. સહુ આપ્તજનોને મારો આ નિર્ણય જણાવી દો અને જેઓ કિલ્લામાં રહી મૃત્યુ પામવા તૈયાર હોય તે જ અત્રે રહો, બાકી સર્વ પોતપોતાને અનુકૂળ જણાય તે રીતે અહીંથી જતા રહો! આ મારો છેવટનો નિશ્ચય છે. આ સિવાય બીજો કોઈ માર્ગ મને સૂઝતો નથી!"

આટલું બોલી રાણી ઉદાસ ચહેરે શૂન્યમનસ્ક બની સ્મશાન સમાન ભયંકર લાગતા ઝાંસી તરફ જોઈ રહ્યાં.

મામાસાહેબ તથા લક્ષ્મણરાવ રાણીને કેવી રીતે આશ્વાસન આપવું તેની સમજ ન પડવાથી પરસ્પર એક બીજાની સામે જોઈ રહ્યા. થોડી વાર પછી મામાસાહેબે કહ્યું: "શા માટે આપે સ્વહસ્તે પ્રાણત્યાગ કરવો જોઈએ? તમે કહો તો આપણે જેટલા છીએ તેટલા સૈનિકો સામી છાતીએ શસ્ત્રો લઈ અંગ્રેજો સામે ઉતરવા તૈયાર છીએ. આપઘાત કરવા કરતાં તો સામી છાતીએ લડતાં લડતાં મૃત્યુને ભેટવામાં વધારે વીરતા અને યશઃપ્રાપ્તિ છે. તમારાં જેવાં વીરાંગના આમ આત્મઘાતની વાત કરશે ત્યારે વીરતા કોણ બતાવશે?"

"મામાસાહેબની વાત સાવ સાચી છે!" લક્ષ્મણરાવે પોતાનો મત દર્શાવી મામાસાહેબના કથનને પુષ્ટિ આપી. "કિલ્લામાં ભરાઇ આપઘાત કરવા કરતાં તો રણક્ષેત્રમાં મરવામાં જ કીર્તિ રહેલી છે આપઘાત કરવા જેવું હીચકારાપણાનું કૃત્ય આપણા જેવા શૂર મરાઠા સૈનિકોને શોભતું નથી. ઝાંસીની રાણી અને આપઘાત એ બે શબ્દો પરસ્પર વિરોધી છે"

'પિતાજી! દિવાનજી!" આંખોમાંથી વહેતી આંસુઓની ધારા લૂછી નાખતાં લક્ષ્મીબાઇએ ઉત્તર આપ્યો "મને કશી જ ગમ પડતી નથી મારૂં ચિત્ત મૂંઝાય છે અને શું કરવું અને શું ન કરવું તેનો વિચાર કરી શકતી નથી ગોરાઓના હાથમાં સપડાઇ અપમાન સહન કરવા કરતાં મૃત્યુ સારૂં, પછી તે ભલે આપઘાતથી થયેલું હોય તો પણ હજાર દરજ્જે સારૂં છે યુદ્ધમાં ઉતરવાની વાત ઠીક છે, પણ ધારો કે આપણા મુઠ્ઠીભર સૈનિકો સાથે આપણે લડીએ અને લડતાં લડતાં દૈવયોગે મૃત્યુ પામવાને બદલે દુશ્મનોના હાથમાં સપડાઇએ તો આપણી શી સ્થિતિ? એવું આપત્તિ જનક જોખમ ખેડવા કરતાં સ્વહસ્તે મરણ પામવું વધારે શ્રેયસ્કર છે!"

મામાસાહેબ અને લક્ષ્મણરાવ બન્ને નિરૂત્તર બની ગયા, અને શો જવાબ આપવો તેની સમજ ન પડવાથી એક બીજાની સામે તાકી રહ્યા લક્ષ્મીબાઇની વ્યગ્ર અને દુઃખી સ્થિતિ જોઇ બન્નેનાં હૃદયો ચીરાઇ જતાં હતાં, પણ કશો ઉપાય નહોતો

ઘડી બે ઘડી સુધી સર્વ કોઇ કાંઇ પણ બોલ્યા વગર ઉંધુ ઘાલી ઉભા રહ્યા આખરે રાવ અપ્પાએ પોતાની ધોળી મૂછો ઉપર હાથ ફેરવી કહેવા માંડ્યું "રાણીસાહેબ! જરા શાંત થાઓ! આ ગરીબ માણસના પણ બે શબ્દો સાંભળો! ઈશ્વરે આ શહેર ઉપર જે આફત નાખી છે, તે અટકાવવા આપણે બનતા સર્વ પ્રયાસો કર્યા છે હવે વિશેષ પ્રયાસ અહીં રહી થઇ શકે તેમ નથી પૂર્વસંચિત પ્રમાણે બધું થયા કરે છે માટે દુઃખથી અકળાઇ આત્મહત્યા કરવી એ મોટું પાપ છે પેલા ભવનાં કર્મ આ ભવમાં હજી ભોગવાઇ નથી રહ્યાં, ત્યાં આત્મ હત્યાનું બીજું પાતક શા માટે વ્હોરી લો છો? જે દુઃખ આવી પડે તે સહન કરવું તમારા જેવાં શૂરવીર રાણીને આત્મહત્યાનો વિચાર શોભતો નથી કિલ્લામાં રહેવું આપને સુરક્ષિત ન લાગતું હોય તો બહેતર છે કે

આપ નામદાર રાત્રિને વખતે ઝાંસીનો ત્યાગ કરી બહાર નીકળી જાઓ અને પેશવા સરકારને જઈ મળો, તેમ કરતાં માર્ગમાં કદાપિ મરણ આવ્યું તો આત્મહત્યા કરતાં તે ઉત્તમ છે. રણમાં પડી સ્વર્ગે જવું એ આત્મઘાતથી અનેકગણું સારું છે!"

રાવ અપ્પાના ઉપલા નવીન માર્ગ દર્શાવતા શબ્દોથી રાણીના મનમાં કંઈક નવી જ આશાનો સંચાર થયો અને તેમણે સહજ ઉત્સાહથી કહ્યું: "રાવ! તારી સલાહ ઠીક છે; પણ ઝાંસીના પ્રજાજનોનો બચાવ કરવાનું માથે લીધા પછી અને ઝાંસીની રાજગાદી સંભાળ્યા પછી આવે અણીને વખતે ઝાંસીનાં પુરજનોને દુશ્મનોની દયા ઉપર છોડી ચાલ્યા જવું એ કેટલું સ્વાર્થીપણું છે!"

"રાણીજી!" રાવ અપ્પાએ તુર્ત જ પ્રતિવાદ કર્યો: "તમે તમારા સ્વાર્થ માટે, માત્ર પ્રાણની રક્ષા કરવા ખાતર જ ચાલ્યાં જતાં હો તો સ્વાર્થીપણું ગણાય, અન્યથા નહીં. આ તો તમે ફરીથી ઝાંસીનો કબજો લેવાના આશયથી અંગ્રેજો ઉપર ચઢી શકો અને તેમનો પરાભવ કરવા શક્તિમાન થાઓ; એટલા માટે તમે ઝાંસીનો ત્યાગ કરો તેમાં ખોટું નથી!"

"રાવ! વાત તો સારી છે! પણ લોકો—ઝાંસીના પ્રજાજનો, આ વસ્તુ શી રીતે સમજવાના! તે તો એમ જ માનવાના કે રાણી લક્ષ્મીબાઈ દુશ્મનોથી ગભરાઈને ઝાંસીનો ત્યાગ કરી નાસી ગયા અને ઝાંસીની નિરાધાર પ્રજાને અંગ્રેજોના હાથમા રેંસાવા મૂકતાં ગયાં! લોકો મારા ઉપર ધિક્કાર વરસાવશે, લોકો મારી વીરતાનો ઉપહાસ કરશે, લોકો મારી સ્વાર્થવૃત્તિની નિન્દા કરશે, અને આવી નિંદા થવા દેવી, અને તે સાભળી રહેવી તેના કરતાં મૃત્યુ બહેતર છે!"

મામાસાહેબ અને લક્ષ્મણરાવ બાંડે આ સવાદ રસપૂર્વક સાભળી રહ્યા હતા. રાવ અપ્પાની તર્કશક્તિથી તેઓ ચકિત થયા હતા. લક્ષ્મીબાઈને પણ રાવની તર્કશક્તિથી તાજુબી થઇ હતી તેઓ રાવની દલીલ સાંભળવા ઉત્સુક બન્યાં હતાં.

"રાણીજી! તમે આટલો ટુંકો વિચાર કરશો અને સંતોષ માનશો એમ મેં ન્હોતું ધાર્યું. ઝાંસીની રાણી લોકનિંદાથી આટલા ડરતા હશે અને સ્વકર્તવ્ય કરતાં લોકનિંદાની વધુ દરકાર કરતાં હશે એમ કેમ માની શકાય?" રાવે રાણી સામે જોઇ કહ્યું.

ઝાંસી શહેરમાંથી બંદુકોના અવાજ કાને પડતા હતા અને ગોલંદાજોની ગોળીઓ શહેરમાં આવતી હતી. ધૂમાડાથી, અગ્નિથી શહેરમાં અંધકાર વ્યાપી ગયો હતો અને દિશાઓ રક્તવર્ણી અને મ્લાન લાગતી હતી. તે તરફ દૃષ્ટિ કરી લક્ષ્મીબાઈએ પૂછ્યું: "રાવ! મારું સ્વકર્તવ્ય પ્રજાના દુઃખમાં ભાગ લેવાનું ખરૂં કે નહીં? પ્રજા જ્યારે સંકટમાં છે, શત્રુઓ તરફથી ઘેરાયલી છે ત્યારે મારે શું અહીંથી પલાયન કરી જવું? શું એ મારૂં કર્તવ્ય છે?"

"રાણીસાહેબ! આપનાં કર્તવ્યની આપને આ બંદનો સેવક યાદ આપે તે ન શોભે. દુઃખની અતિશયતાથી અને નિરાશાને લીધે આપનું ચિત્ત વ્યગ્ર બન્યું છે અને એ વ્યગ્રતાને લીધે આપની બુદ્ધિ અને વિવેકશક્તિ સ્પષ્ટ વિચાર કરી શકતી નથી. કુરૂક્ષેત્રના યુદ્ધ વખતે અર્જુન પણ યુદ્ધ કરવાને બદલે હથિયાર હેઠાં મૂકી દુશ્મનોને મારવાને બદલે તેમના હાથથી મૃત્યુ પામવા તૈયાર થયો હતો. અર્જુનના જેવો જ વિષાદ આજે આપને થયો છે. આપ કર્તવ્યનું પૂછો છો, તો હું કહીશ કે પ્રજાનું હિત સંધાય અને ઝાંસીનો કબજો તમારા હાથમાં આવે એ રીતે વર્તવાનું આપનું કર્તવ્ય છે! શું આપ આપઘાત કરશો તેથી ઝાંસીની પ્રજાનું હિત સાધી શકાશે? શું તેથી દુશ્મનો ઝાંસીનો કબજો લેતાં અટકશે?"

"તો પછી મારે શું કરવું? અર્જુનની જેમ યુદ્ધ કરવું અને વિજય અથવા મૃત્યુ બેમાંથી એકની પસંદગી કરવી એમ જ ને!"

"ના. તમારે અત્યારે યુદ્ધ કરવાની કે મૃત્યુ પામવાની જરૂર નથી. તમે યુદ્ધ કરી ચૂક્યાં છો, તમે તમારૂં સર્વ પરાક્રમ દાખવ્યું છે, પણ દૈવયોગે અને સંયોગવશાત્ આપણો વિજય થયો નથી અને હવે વધુ યુદ્ધ કરવાની આપણી પાસે સામગ્રી નથી, એટલું જ નહીં પણ તેમ છતાં જો આપણે થોડાંઘણા બચી ગયેલા સૈનિકો સાથે યુદ્ધ કરવા જઈએ તો તુર્ત જ કાળના મુખમાં જ જઈ પડીએ! તમારે તો યુદ્ધ કરવાને બદલે યુદ્ધની ઇચ્છા દાબી સત્વર આ સ્થાનનો ત્યાગ કરવાનો છે, એ જ તમારૂં અત્યારે કર્તવ્ય છે અને એ કર્તવ્યથી કદાચ ભવિષ્યમાં ધ્યેયની પ્રાપ્તિ થવા સંભવ છે!"

"તો શું એક મરાઠા થઈને, ઝાંસીની વીરાંગના કહેવાઈને મારે રણભૂમિનો ત્યાગ કરવો? દુશ્મનોથી ડરીને પૂઠ બતાવી નાસી જવું! કેટલું

વિચિત્ર ! કેટલું અસત્ય ? શૂરવીરો યુદ્ધમાં વિજય મેળવે છે અગર મૃત્યુ પામે છે, પણ નાસી જતા નથી."

"રાણીજી ?" રાવ આપાની આંખમાં કોઇ દિવ્ય પ્રકાશ તરી આવ્યો. "આપણું ધ્યેય પ્રજાકલ્યાણનું અને ઝાંસીની ગાદી સાચવવાનું છે. શું તમે આપઘાત કરશો તેથી અગર તો યુદ્ધ કરી મૃત્યુ પામશો તેથી એ ધ્યેય સિદ્ધ થવાનું છે ? જો એ રીતે ધ્યેયની સિદ્ધિ થતી હોય તો તમે જરૂર તેમ કરો; હું તેમ ન કરવાની કદાપિ સલાહ ન આપું. પણ એ રીતે આપણા ધ્યેયની સિદ્ધિ થવાની નથી એ નિશ્ચિત છે. અને જો તમે આ સ્થાનનો અત્યારે ત્યાગ કરી તાત્યાસાહેબને જઇ મળશો તો ફરીથી વધારે મોટા લશ્કરની આગેવાની લઇ અંગ્રેજી સૈન્ય સાથે યુદ્ધ કરવાની તક સાંપડશે અને ઝાંસીનો કિલ્લો ફરીથી હસ્તગત કરવાનો અવસર મળશે આપણા ધ્યેયની સિદ્ધિ માટે આપણે લોકનિંદાથી ન ડરવું જોઇએ."

"તો શું ક્ષત્રિયનો ધર્મ રણાંગણમાંથી પલાયન ન કરવાનો કહ્યો છે તે શું ખોટું છે ?" રાણીએ વધુ શંકા દર્શાવી

"એક કાળે એવી વ્યાખ્યા યુક્ત ગણાતી હશે, પણ આવા ધર્મો સાપેક્ષ હોઇને સર્વકાળને માટે સરખા રહેતા નથી. સમય અને સંયોગો કર્તવ્યને નવું સ્વરૂપ આપે છે અને કર્મની વ્યાખ્યા બદલે છે. મૂળ આશય અને ધ્યેય તરફ આપણું લક્ષ ચોંટવું જોઇએ યુદ્ધ કરવું એ આપણું ધ્યેય નથી, અગર તો યુદ્ધમાં મૃત્યુ પામવું એ પણ આપણું ધ્યેય નથી, વિજય મેળવી કીર્તિ સંપાદન કરવી એ પણ આપણું ધ્યેય નથી; લોકો આપણી વાહવાહ કરે, આપણા ક્ષાત્રતેજની પ્રશંસા કરે એ પણ આપણું મુખ્ય ધ્યેય નથી. આપણું મુખ્ય ધ્યેય છે પ્રજાકલ્યાણ અને આપણા દેશનું રક્ષણ. એ ધ્યેયની સિદ્ધિને માટે જે કોઇ સાધન શક્ય હોય તેનો આશ્રય લેવો એ ધર્મ છે જીવન, મૃત્યુ, આપઘાત કે સ્થાન-ત્યાગ, સંધિ કે વિગ્રહ, એ સર્વે સાધન માત્ર છે એ આપણા ધ્યેય નથી. માટે ધ્યેય કરતાં સાધનને વધુ મહત્ત્વ આપવું ઘટતું નથી. ધ્યેયની સિદ્ધિ માટે લોકનિંદાથી ડરી યોગ્ય માર્ગ લેતાં અચકાવાની ટુંકી બુદ્ધિ વાપરવાની જરૂર નથી મૃત્યુને ભેટવાની તત્પરતા કરતાં જીવનનું મહત્ત્વ ઓછું નથી ! ક્ષત્રિયોને જેમ જીવનનો મોહ રાખવો ન ઘટે, તેમ મૃત્યુનો મોહ પણ રાખવો

ન મરે ! દુઃખના સમયમાં મૃત્યુને ભેટી દુઃખનો અંત આણવો સહેલ છે, પણ જીવન ટકાવી રાખી ધ્યેયસિદ્ધિ માટે મથ્યા રહેવામાં જ ખરી શૂરવીરતા અને સાર્થકતા છે। યોગઃ કર્મસુ કૌશલં નો એ જ અર્થ થાય છે. કર્મની અંદર કુશળતા તેનું નામ યોગ છે. અર્જુન માટે યુદ્ધ કરવું એ ધર્મ હતું, પલાયન થવું અધર્મ હતું."

"ત્યારે શું મારે માટે તેથી ઉલટું સમજવું ?" રાણી વચમાં બોલી ઉઠ્યાં.

"હા, કારણ કે અત્યારે સમય અને સંયોગો ભિન્ન છે !"

"તો પછી અગાઉ કેટલાય વીરોએ રણક્ષેત્રમાં પોતાના પ્રાણની આહુતિ આપી અને મરતાં સુધી લડ્યા તેનું કેમ ? શું તેઓ ધ્યેય ચૂક્યા હતા ?" રાણી લક્ષ્મીબાઈએ નવો જ પ્રશ્ન પૂછ્યો.

"રાણીજી ! આંખો મીંચી રણમાં દુશ્મનોને હાથે કપાઈ જવાની ખાતર જ યુદ્ધમાં ઉતરવામાં રાજનીતિ નથી કે વ્યવહાર પણ નથી. એ તો કોઈ માની લીધેલા સિદ્ધાન્તની ઘેલછા છે ! નામર્દાઈથી, દુશ્મનથી ડરીને કે પ્રાણરક્ષણની ખાતર શત્રુને પીઠ બતાવી નાસી જવું એ જૂદી વાત છે, એ ક્ષત્રિયને શોભાવનારૂં નથી, પણ શૂરવીરતા બતાવ્યા છતા દુશ્મનો સામે ફાવી ન શકાય એવો સમય આવ્યો હોય ત્યારે અને નાસી જવાથી ફરીથી વધારે પ્રબળ સૈન્ય સાથે દુશ્મનોનો સામનો કરવાની તક હોય ત્યારે માત્ર રણક્ષેત્રમાંથી પલાયન થવું એ ક્ષત્રિયનો ધર્મ નથી એવા સૂત્ર ઉપર આંધળો વિશ્વાસ મૂકી જાણીબૂઝીને દુશ્મનોના હાથથી માર્યા જવું, એ રાજનીતિથી વિરુદ્ધ છે, એટલું જ નહીં, પણ ધ્યેય સિદ્ધિની આડે આવનારૂં છે ! ધર્મ અને નીતિનાં સૂત્રો, આચારના આદેશો સમય અને સંયોગો પ્રમાણે ભિન્ન ભિન્ન અર્થમાં ઘટાવી શકાય છે. સમય અને સંયોગોનો ખ્યાલ કર્યા વગર જેઓ લક્ષ્યાર્થને ભૂલી માત્ર શબ્દાર્થને જ વળગી રહે છે, તેઓનો પરાભવ થાય છે !"

એટલામાં તોપનો પ્રચંડ ધ્વનિ વધુ નજીક સંભળાયો અને એક ગોળો આવીને કિલ્લાની નીચે પડ્યો. તેના અવાજથી બધાં ચમક્યાં અને લક્ષ્મીબાઈએ ભય વધુ નજીક આવતો જોઈ વિશેષ વાદવિવાદ ન કરતાં કહ્યું: "મામાસાહેબ ! રાતની અનુભવી બુદ્ધિ યોગ્ય જ કહે છે. આપણે સાંજ પડતાં પાછી અંધારે

જતાં આ કિલ્લાનો ત્યાગ કરવાનો છે. આપણી સાથે જેને આવવું હોય તે સર્વને તૈયાર થઇ રહેવાની સૂચના આપી દીઓ. તમે, દિવાનજી, રાવ અપ્પા, ગંગાબાઇ અને દામોદરરાવ તો છે જ! બીજા ખાસ સૈનિકોની તમે પસંદગી કરી લેજો, જેમ બને તેમ મોટી સંખ્યા ના કરતા."

આટલું કહી લક્ષ્મીબાઇ, કિલ્લા ઉપરથી નીચે ઉતરી રાજમહેલમાં જઇ ઝાંસીનો ત્યાગ કરવાની તૈયારીમાં પડ્યાં.

મામાસાહેબ અને લક્ષ્મણરાવ પણ તૈયારી કરવા માટે પાછળ પાછળ ગયા અને સર્વની પાછળ રહેલો રાવ અપ્પા આકાશ સામે જોઇ આંખમાં આંસુ લાવી બોલી ઉઠ્યો·

"વિધિની ગતિ વિચિત્ર છે!"

× × × × ×

નિશાનો ગાઢ અંધકાર ઝાંસીના શહેરને ઘેરી વળ્યો હતો, કિલ્લામાં ઝાંસીનો ત્યાગ કરવાની તૈયારીઓ અતિશય ત્વરાથી ચાલતી હતી.

રાણીસાહેબે શરૂઆતમાં પોતાનાં અંગત માણસોને બોલાવી ધડકતે દિલે મુલાકાત આપી અને સહુસહુની યોગ્યતા અને સેવાના પ્રમાણમાં પારિતોષિક આપી સર્વને સંતોષ્યા જૂનાં દાસદાસીઓ અને રાજમહેલના જૂના નોકરોને રાણીથી વિખુટાં પડતાં બાળકને માતાથી વિખુટાં પડતાં જેવો શોક થાય તેવો શોક થયો અને રાણીસાહેબના હાથથી બક્ષીસ લેતાં તેમની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. આ દૃશ્ય ભલભલા છાતીવાળા પુરૂષની લાગણીને દ્રવીભૂત કરે તેવું હતું ઝાંસીની એક વખતની રાજરાણી, આજ દુશ્મનોના આક્રમણથી અને વિજયથી લાઇલાજ બની સદાને માટે ઝાંસીનો ત્યાગ કરી જતી હતી! ભવિષ્યમાં તેનું શું થવાનું હતું તેની તો માત્ર કલ્પના જ કરવાની હતી!

રાણીના ઘણા જૂના અને સ્વામીભક્ત સેવકો તેમની સાથે જવાને તૈયાર થયા અને રાણીએ તેમને સાથે ન આવવા ઘણી રીતે સમજાવ્યા છતાં તેઓએ માન્યુ નહીં, પોતાના અન્નદાત્રીની સાથે પ્રાણ આપવાની અને ગમે તે કષ્ટ સહન કરવાની અને જોખમ ખેડવાની તેમણે ઇચ્છા બતાવી, રાણીથી તેમને રોકી શકાયા નહીં.

રાત્રિના બાર વાગતા રાણીસાહેબે કિલ્લાની બહાર નીકળવાની ગોઠવણ કરી. મોરોપંત તાંબે, લક્ષ્મણરાવ બાડે અને બીજા આપ્તમંડળનાં માણસો હથિયાર બાંધી ઘોડેસવાર થયાં. તેઓએ વાટ ખર્ચી માટે ખજાનામાંથી સોનૈયા તથા રૂપિયાની થેલીઓ અને વાસળીઓ ભરી પોતાની કમ્મરે બાંધી, જવાહિર વગેરે મૂલ્યવાન ધનસંપત્તિ એક હાથીની અંબાડીમાં ખડકાય તેમ ખડકી હાથીને સ્વારીની વચ્ચે રાખવાની ગોઠવણ કરી. આણુ સાટે પ્રાણ આપે એવા બસે અફઘાન સિપાઇઓને સાથે લઇ, મુખ્ય સરદારે કિલ્લાની બહાર નીકળવાની તૈયારી કરી.

લક્ષ્મીબાઇએ પુરુષવેષ ધારણ કરી કમ્મરે જંજીરો અને ઉમદા તલ્વાર લટકાવી દીધી બીજા અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઇ પોતાના અઢી હજાર રૂપિયાના ઉમદા-પાણીદાર ઘોડા ઉપર રાણી સવાર થયાં રાણીનો દેખાવ અત્યારે વીર યોદ્ધા જેવો લાગતો હતો. નિરાશ છતાં તેમનું તેજ અને વીરતા ગુપ્ત રહેતા નહોતા. કાળા વાળથી આચ્છાદિત તેમના લલાટ ઉપરનો પ્રકાશ કાળાં વાદળામાં ચમકતી વિદ્યુત્ જેવો હતો. રાણીએ પોતાની પાસે કશું જ ધન રાખ્યું નહોતું, ફક્ત એક વાસળીમાં થોડાક રૂપિયા લીધા હતા અને રેશમના કપડાથી પોતાની પીઠ પાછળ એક કિશોરને બાંધી દીધો હતો. આ કિશોર તે બીજુ કોઇ નહીં, પણ પોતાનો પ્રાણપ્રિય પુત્ર શ્રીમંત દામોદરરાવ હતો. દામોદરરાવ બાળક હોવાથી મોડી રાત સુધી જાગી શક્યો નહોતો; એટલે તેને ઊંઘમાં ને ઊંઘમાં જ રાણીએ પોતાની પાછળ ઘોડા ઉપર બેસાડી દીધો હતો

'જયશંકર' અને 'હરહર મહાદેવ'ની ગર્જના સાથે મંડળી કિલ્લામાંથી બહાર નીકળી અને શહેરની વચમાં થઇ ઉત્તર તરફને દરવાજે જઇ ઝાંસીની બહાર નીકળી. સમસ્ત મંડળને સહીસલામતીથી બહાર કાઢી દરવાજામાંથી છેવટે રાણી પોતે નીકળ્યાં. રાણીસાહેબને વિદાય આપવા જેઓ કિલ્લાના બુરજ ઉપર ઉભાં હતાં તેમની આંખોમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં આ દૃશ્ય નિહાળી અને ઝાંસીનો ત્યાગ કરવાની છેલ્લી પળ આવતાં રાણી લક્ષ્મીબાઇની આંખો પણ આંસુથી છલકાઇ ગઇ મામાસાહેબ અને અન્ય આપ્તજનો પણ ગળગળા થઇ ગયા



'જય શંકર' અને 'હરહર મહાદેવ'ની ગર્જના સાથે સર્વ મંડળી કિલ્લામાંથી બહાર પડી. (પૃષ્ઠ ૨૨૨)

ગુજરાતી પ્રેસ, મુંબઈ

દરવાજામાંથી બહાર નીકળી રાણીએ પોતાના તોખારને આગળ કરી મારી મૂક્યો.

આ દરવાજા આગળ તેહરી સંસ્થાનવાળી ફોજનો મોરચો હતો, તેના ચોકીદારોએ આવતી મંડળીને જોઇ પ્રશ્ન કર્યો: "કોણ છે?"

"કંપની સરકારનાં માણસો, અમે પેલી બાજુ સર હ્યુ રોઝને મદદ કરવા જઇએ છીએ!" રાણીએ સમયસૂચકતા વાપરી ઉત્તર આપ્યો.

રાત્રિના અંધકારમાં સૈનિકો એકબીજાને બરાબર ઓળખી શકે એમ નહોતું, અને આ મંડળીનો વેષ પણ સામાન્ય સૈનિકો જેવો હોવાથી ચોકીદારોએ વિશેષ પૂછપરછ કર્યા વિના તેમને જવા દીધા.

આ પ્રમાણે પોતાની ચાલાકીથી દુશ્મનોની આંખમાં ધૂળ નાંખી લક્ષ્મીબાઇ પેલા સૈનિકોની છાવણીમાંથી પાર નીકળી ગયાં, પછી ચોકીદારોને શંકા આવતાં, તેમણે મકરાણી સવારોને રોકી રાખવાનો પ્રયાસ કર્યો; એટલે બન્ને વચ્ચે મારામારી શરૂ થઇ, એટલામાં તો રાણીસાહેબ, ગંગાબાઇ, રાવ અપ્પા અને દશપંદર ખાસ ચુંટી કાઢેલા સ્વારો કાલ્પીના રસ્તા ઉપર પહોંચી ગયાં.

રાણી નાસી ગયાના સમાચાર મળતાં જ સર હ્યુ રોઝને બહુ આશ્ચર્ય થયું અને તુર્ત જ તેની ભાળ કઢાવવા લશ્કરની ટુકડી મોકલી; પરંતુ રાત્રિનો સમય હોવાથી અને રાણી અને તેમની સાથેના સ્વારોના ઘોડા એવા તીવ્ર અને પવનવેગી હતા કે અંગ્રેજ ઘોડેસ્વારો તેમને પકડી શકયા નહીં.

અંગ્રેજોની મોટી અને વિજયી સેનામાંથી બહાર નીકળી જવું એ જેવું તેવું કામ નહોતું. રાજમહેલના જનાનખાનામાં રહેનારી એક અબળા સ્ત્રી અંગ્રેજ બહાદુરોને હાથતાળી આપી તેમના બંદોબસ્તમાંથી, તેમના સૈન્યની વચ્ચોવચ્ચ થઇ વિજળીની ઝડપે ચાલી ગઇ તેથી સર હ્યુ રોઝ અને બીજા અંગ્રેજ અમલદારો ચકિત થઇ ગયા!



## પ્રકરણ ૯ મું

## પેશવાને આશ્રયે

ઝાંસી આસપાસ ફરી વળેલા અંગ્રેજી સૈન્યમાંથી નજર ચુકાવી સહીસલામતીથી નાસી જવાનું કાર્ય અત્યંત વિકટ તેમજ જોખમ ભર્યું હતું, છતાં લક્ષ્મીબાઈએ તે કાર્ય પોતાની બાહોશી, વીરતા અને નિડરતાથી પાર પાડ્યું!

ઝાંસીમાંથી નીકળતી વખતે ૨૦૦ જેટલાં માણસો પોતાની સાથે હતાં, તેમાંનો ઘણોખરો ભાગ તો ત્યાં જ ઝપાઝપીમાં કામ આવી ગયો હતો. રાણીસાહેબ માત્ર ગણ્યાગાંઠ્યા સ્વારો લઈને જ નાસી શક્યાં હતાં. એ દશ-પંદર સ્વારો સાથે લક્ષ્મીબાઈએ કાલ્પી તરફ કૂચ કરવા માંડી.

બીજે દિવસે પ્રાતઃકાળમાં તેઓ સંસ્થાનની સરહદ ઉપર આવેલાં ભાંડેર નામના પાદરમાં જઈ પહોંચ્યાં. અંગ્રેજો પોતાની પાછળ પડ્યા છે એવી રાણીસાહેબને ખબર ન હોવાથી તેમણે આખી રાત્રિનો થાક ઉતારવા પ્રાતઃકર્મ કર્યું અને નાસ્તોપાણી કરી સૈનિકોને પણ સ્વસ્થ અને તાજા બનવાની તક આપી.

× × × ×

ઝાંસીમાં અંગ્રેજી સૈન્ય દાખલ થતાં જ તેમને રાણીસાહેબ નાસી જવાના ખબર મળ્યા, એટલે તેઓના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. આટલા કડક બંદોબસ્તમાંથી રાણીસાહેબ કેવી રીતે નાસી ગયાં હશે, એ વાત તેઓના મગજમાં ઉતરી શકી નહીં.

તુર્ત જ સર હ્યુ રોઝની આજ્ઞાથી જૂદી જૂદી લશ્કરી ટુકડીઓને ઝાંસીની ચારે બાજુ જૂદી જૂદી દિશાઓમાં દોડાવવામાં આવી. લેફ્ટનન્ટ બોકર હૈદ્રાબાદવાળી પલટણ લઈ કાલ્પીની દિશા તરફ ઉપડ્યો. લક્ષ્મીબાઈ એ દિશામાં નાસી ગયાની તેમને શંકા હતી, કારણ કે કાલ્પીના મજબુત કિલ્લામાં બંડવાળાઓ એકત્ર થયા હતા.

વળતે દિવસે લેફ્ટનન્ટ બોકર ગારતે ઘોડે બહિર નજીક આવી પહોંચ્યો. ભોમીઆ લોકોએ આ સમાચાર રાણીને આપ્યા, ત્યારે લક્ષ્મીબાઇ સાથી ઉપડવાની તૈયારીમા જ હતાં તેમણે હિમ્મત રાખી દામોદરરાવને અગાઉની જેમ પીઠ સાથે બાંધી હાથમાં ખુલ્લી તલવાર રાખી દશપંદર સૈનિકો સાથે ઘોડા ઉપર બેસી આગળ કૂચ કરવા માંડી.

લેફ્ટનન્ટ બોકર પણ રાણીની પાછળ પડ્યો અને કેટલાક માઇલનુ અંતર કાપ્યા પછી માર્ગમાં બન્નેનો ભેટો થઇ ગયો. પરંતુ લક્ષ્મીબાઇએ જરા પણ હિમ્મત હારી ન ગ ર્ના અને ડર ન પામતાં બોકરની સામે થયાં અને પોતાની ખુલ્લી તલવારના એક ઝપાટાથી લેફ્ટનન્ટ બોકર જેવા શૂરવીર યોદ્ધાને ઘાયલ કરી ઘોડા પરથી નીચે નાખ્યો બીજા જે અંગ્રેજ સ્વારો તેમના માર્ગમાં આડા આવ્યા તે સર્વને પોતાનો હાથ બતાવી, પોતાની ખુલ્લી તલવારનો ડર બતાવી તમામને પાછળ રાખી ઝપાટાબંધ સર્વની દૃષ્ટિમર્યાદામાંથી તેઓ બહાર નીકળી ગયા। અને છેવટે તે અંગ્રેજ સૈનિકને ભગ્નાશ થઇ પોતાના સ્વારોની સાથે પાછું ફરવુ પડ્યુ.

બોકર સાથેના ભેટા પછી લક્ષ્મીબાઇની પાસે માત્ર ચાર જ સ્વારો રહ્યા હતા. તેમની સાથે તેઓ હિમ્મતથી કાલ્પી તરફ પ્રયાણ કરતાં હતા ચોવીસ કલાક સુધી અન્ન કે પાણી લીધા વગર, દામોદરરાવને પીઠ પાછળ રાખી, શત્રુનો પરાજય કરી લક્ષ્મીબાઇ એકસો બે માઇલની મજલ કાપી રાતના બાર વાગે કાલ્પી પહોંચી ગયા।

કાલ્પી યમુના નદીના કિનારા ઉપર એક નાના પણ મજબુત કિલ્લાવાળુ શહેર છે ત્યાં આગળ ઇતિહાસવિખ્યાત ચોરાશી ઘુમ્મટનું મેદાન નામે રણક્ષેત્ર છે. ચોરાશી ઘુમ્મટના મેદાનમાં પાદશાહી કાળમાં મોટી લડાઇઓ થઇ હતી

કાલ્પી પ્રથમ જાલવણ વાળાઓના તાલુકામા હતું, પણ સને ૧૮૦૬ માં તેમની સાથે તહનામુ કરીને બ્રિટિશ સરકારે પોતાના તાબામા લીધુ હતું ૧૮૨૫ મા નાના પંડિતે બંડ કરી તે પોતાને તાબે કર્યું, પરંતુ અંગ્રેજ સરકારે ઝાંસીના સુબેદાર રામચન્દ્રરાવની મદદ લઇ ફરીથી પોતાના કબજામાં લીધું.

આ પ્રસંગે કાલ્પી બળવાખોરોના હાથમા હતું. ઝાંસી અને કાનપુરના બળવાખોરોએ સાથે મળી જઇ ત્યાંના માણસોની મદદથી કંપની સરકારના

કેનેકગ્રને નસાડી મૂકીને શહેરનો કબજો લીધો હતો શ્રીમન્ત નાનાસાહેબ પેશવાના બન્ધુ, રાવસાહેબે કાલ્પીનો કિલ્લો મજબુત હોવાથી લશ્કર લઈ ત્યાં આવીને મુકામ કર્યો હતો. બીજા પણ બળવાખોરો અહીં આવેલા હોવાથી કાલ્પીમાં યુદ્ધ સામગ્રીનો ઘણો સારો જમાવ થયો હતો. ઝાંસીમાંથી નીકળ્યા પછી અને અંગ્રેજી સૈન્ય પાછળ પડ્યા પછી રાણીને અહીં આવી પેશવાને મળ્યા સિવાય બીજો માર્ગ રહ્યો નહોતો. પેશવાની સાથે મળી અંગ્રેજો સામે કાંઈક પગલું ભરવાના આશયથી જ રાણી કાલ્પીમાં આવ્યાં હતાં.

સૂર્યોદય થતાં જ લક્ષ્મીબાઈએ પ્રાતર્વિધિ આટોપી લઇ શ્રીમન્ત રાવસાહેબ પેશવાની મુલાકાત લેવાનું નક્કી કર્યું અને પેશવાની પરવા નગી મળતાં જ રાણી સૈનિકના વેષમાં પેશવાને મળવા ગયાં.

શ્રીમન્ત રાવસાહેબ અનુચરો સાથે ખાસ ખંડમાં મખમલની ગાદી ઉપર બેઠા હતા. રાજવૈભવ ન હોવા છતાં પગપૂર્વથી ચાલી આવતી પેશવાઈનાં સર્વ ચિન્હો જાળવી રાખવાનો આગ્રહ સ્પષ્ટ દેખાતો હતો.

લક્ષ્મીબાઈને યોગ્ય આસન આપી પેશવાની ગાદીના છેલ્લા વારસે પ્રશ્ન કર્યો "કેમ કુશળ છોને? બહુ દૂરથી આવ્યાં છો તેથી શ્રમિત થયાં હશો? થોડી વિશ્રાંતિ લઇ પછી જ અહીં આવવાની તસ્દી લીધી હોત તો સારૂં હતું!"

લક્ષ્મીબાઈએ પોતાના માથા ઉપર બાંધેલો સાફો ઠીકઠાક કરતાં જવાબ આપ્યો "રાવસાહેબ! કુશળતાનું શું પૂછવું? જ્યારથી ઝાંસી ખાલસા થયું ત્યારથી કુશળના જ છે ને! એક રીતે કહીએ તો અંગ્રેજ સરકારે આપણાં રાજ્યો લઇ આપણને પેન્શન બાંધી આપી આપણને ઠીક નચિંત બનાવ્યા છે!'

'અને તેથી જ તમે," પેશવાએ તુર્ત જ સામો કટાક્ષ કર્યો, "ઝાંસીમાં બંડ જગાવવાની અને જાગ્યા પછી તેની આગેવાની લેવાની વિરૂદ્ધ હતાં, ખરૂં ને!"

લક્ષ્મીબાઈની આંખમાં જરા લાલાશ આવી તે આ કટાક્ષનો મર્મ સમજી ગયાં અને બોલ્યાં 'શ્રીમન્તસાહેબ, એમ નથી! અંગ્રેજો તરફ મને પ્રેમ નથી જે તેઓએ મારૂં રાજ્ય મારી પાસેથી ખુચવી લીધું છે તે લોકો તરફ મને પ્રેમ ઉપજ્યો હોય તો હું માલુમ નથી, પણ દૈવ હું એમ સમજુ !"

"તો પછી તમે શા માટે બંડમાં સામેલ થવાની શરૂઆતમાં ના પાડતાં હતાં? શ્રીમન્ત નાનાસાહેબ અને તાત્યાસાહેબ ખાસ એટલા જ કારણસર ઝાંસી આવ્યા હતા."

"સાચી વાત છે, શ્રીમંત નાનાસાહેબ અને તાત્યાસાહેબની સૂચનાઓ, તેમના વિચારો, તેમની દલીલો અને તેમની ભાવનાઓ અત્યંત સુંદર અને આકર્ષક હતી અને મેં તે ધ્યાન પૂર્વક સાંભળી હતી, પણ મને બંડખોરોમાં—એટલે કે બંડ કરનારા સૈનિકોની શક્તિ અને વ્યવસ્થામાં શ્રદ્ધા ન હોતી; તેથી જ મેં બંડમાં જોડાવાની આનાકાની કરી હતી!"

"અને હવે?"

"હવે તમે બધી પરિસ્થિતિથી વાકેફ છો. ઝાંસીના ઘેરા સામે તેર તેર દિવસ સુધી ટકી રહ્યા પછી આખરે તાત્યાસાહેબની મદદ ન મળી શકવાથી અને તમારી કે બીજા કોઇની મદદ ન આવવાથી વ્યવસ્થિત અંગ્રેજો ફાવી ગયા અને મારે કિલ્લાનો ત્યાગ કરી અહીં આવવું પડ્યું." આટલું બોલી લક્ષ્મીબાઇ થોડી વાર સુધી પેશવાના ગૌર વદન તરફ જોઇ રહ્યાં.

પુરુષ વેશમાં છતાં ઓપતી અપૂર્વ શોભાવાળાં લક્ષ્મીબાઇ તરફ ભાવભીની આંખે જોઇને પેશવાએ કહ્યું: "અને અહીં આવવામાં તમારો હેતુ શો છે? તમે મારી પાસેથી શાની અપેક્ષા રાખો છો? એક અબળા તરીકે, મરાઠા સ્ત્રી તરીકે, ઝાંસીની રાણી તરીકે અને અતિથિ તરીકે તમે અમારા સત્કાર અને આશ્રયને પાત્ર છો, અને તે તમને મળશે એ વિશે રજ પણ શંકાશીલ થવાની જરૂર નથી."

"શ્રીમન્તસાહેબ!" રાણીએ આંખમાં આંસુ લાવી પોતાની કેડે બાંધેલી સોનેરી મૂઠવાળી તલવાર પેશવાને સોંપવા હાથ લંબાવી કહ્યું: "તમારા પૂર્વજોએ આ તલવાર અમને એક વખત આપી હતી, કે જેથી અમે અમારૂં તેમ જ વખત આવ્યે પેશવાના વંશજોનું રક્ષણ કરી શકીએ. હવે એ પ્રસંગ રહ્યો નથી; અંગ્રેજોના વધતા જતા પરિબળ સામે નથી અમે ટકી શક્યાં કે નથી પેશવા ટકી શક્યા, અને ભવિષ્યમાં કોઇ ટકી શકશે એમ અત્યારે તો લાગતું નથી, માટે આ તમારા પૂર્વજોએ આપેલી તલવાર આપ પાછી રાખો. પેશવાએ જ્યારે પોતાના સરદારો અને માંડલિક રાજાઓને આવી રીતે તલવાર બંધાવવાની પ્રથા દાખલ કરી

ત્યારે તેનો હેતુ બહુ જ સરસ હતો. તલવાર પરસ્પરના પ્રેમ અને સંબંધન ચિહ્ન રૂપ—સ્મૃતિ રૂપ અગર કોલ રૂપ હતી. સરદારો અને માંડલિકો પેશવાના છત્ર નીચે રહી સ્વતંત્ર રાજાઓ હતા. બધા જ પરસ્પર મૈત્રી રાખતા અને ભીડ પડ્યે એક બીજાને અને પેશવા સરકારને મદદ કરવા બંધાયલા હતા. પેશવા સરકાર પણ પોતાના સરદારો અને માંડલિકોને પ્રસંગ આવ્યે મદદ કરવા બંધાયલા હતા. હવે એ સ્થિતિ રહી નથી. હવે સરદારો અને માંડલિકો સ્વતંત્ર બની ગયા છે, પેશવાની સત્તા નામની જ છે, અને અંગ્રેજોની સામે થવાના આ પ્રસંગે પણ મરાઠા રાજ્યો એક થઈ શકતાં નથી; એટલે આ તલવારની કશી કિમ્મત નથી! પેશવા સરકારના પ્રતિનિધિ તરીકે આપ તે સ્વીકારો!"

આટલું બોલી લક્ષ્મીબાઈએ તલવાર પેશવાની ગાદી આગળ મૂકી દીધી અને પોતે શૂન્યમનસ્ક બની નીચે જોઈ રહ્યાં.

પેશવાને રાણીના ઉપર પ્રમાણે ગર્ભિત ઉપાલંભથી લાગી આવ્યું અને તેથી રાણી સામે જોવાની હિમ્મત કર્યા વગર તેણે લુલો બચાવ કર્યો: "લક્ષ્મીબાઈ! તમે જાણો છો કે પેઢી દર પેઢી ઉતરી આવતા ગુણો સંસ્કારનું રૂપ ધારણ કરી માણસના જન્મ સાથે જ આવે છે અને મૃત્યુ સાથે જ નષ્ટ થાય છે. પેશવામાં વીરતાના ગુણો આજે કેટલીયે પેઢી થયાં ઓછા થતા જાય છે અને મોજશોખના ગુણો વધતા જાય છે, અને તે એક આનુવંશિક સંસ્કારની જેમ બની ગયા છે, એટલે તે ઊખડી છૂટે એમ નથી. બાકી તાત્યાને મેં તમારી મદદે મોકલ્યો હતો પણ કોણ જાણે શા કારણથી તેના સૈન્યનો પરાભવ થયો તે સમજાતું નથી. અંગ્રેજ લશ્કર કરતાં તાત્યાનું લશ્કર વધારે હતું અને તાત્યો પોતે પણ શૂરવીર યોદ્ધો હોવા છતાં તેને અને તેના સૈન્યને નાસી જવું પડ્યું, એ નવાઈની વાત છે!"

"શ્રીમન્ત સરકાર! એમાં નવાઈ જેવું કંઈ જ નથી. તાત્યાસાહેબની બહાદુરી અને યુદ્ધ વિશારદતા વિષે બે મત હોઈ શકે જ નહીં, પણ તેના સૈનિકો સંબંધી તેમ કહી શકાય તેમ નથી. સૈનિકોનો મોટો ભાગ બળવાખોરોનો હોઈને સૈન્યમાં કોઈ પણ પ્રકારની આવશ્યક વ્યવસ્થા ન હોતી અને તેથી તેમની વ્યૂહરચના ખામીભરી નીવડી હતી; ઉપરાંત તેઓ તાત્કાલિક મળેલા વિજયથી ગર્વિષ્ઠ બન્યા હતા અને તેથી પોતાની શક્તિમાં

વધુ પડતી શ્રદ્ધા રાખવા સાથે પ્રતિપક્ષીની શક્તિ ઓછી આંકતા હતા. તેમના પરાજયનું વાસ્તવિક કારણ આ જ છે; અને તે જાણ્યા પછી તમને તાત્યાસાહેબના પરાભવથી આશ્ચર્ય લાગશે નહીં."

"લક્ષ્મીબાઇ ! તમારૂં કથન સત્ય લાગે છે. બંડમાં ભળેલા સિપાઇઓને નિયમનમાં રાખવા એ કેટલું કષ્ટ ભર્યું છે તેનો મને પણ સારો અનુભવ છે. એ લોકો શિસ્તમાં તો સમજવાના નહીં. તેમ તેમને પોતાની ખોટી શક્તિનું ગુમાન પણ આવી ગયું છે; એટલે જ તેઓ ગાફેલ રહે છે અને છેવટે માર ખાય છે."

"શ્રીમન્ત સરકાર ! તમે આ તમારા પૂર્વજોની આપેલી તલવાર પાછી સ્વીકારો, એટલે હું આ બખેડાના પ્રદેશનો ત્યાગ કરી કોઇ અતિ દૂર એકાંત સ્થળમાં-હિમાલયમાં જઇ પ્રભુનું ભજન કરી ઉત્તર કાળ શાંતિમાં પસાર કરૂં. ઝાંસી ખાલસા થયા પછી મારા જીવનનો અર્ધ આનંદ તો જતો રહ્યો હતો, માત્ર દામોદરરાવને મોટો કરવાની આશાથી જ, એ હેતુથી જ હું જીવી રહી હતી, કે જેથી એ વીર યોદ્ધો બની ફરીથી ઝાંસી સંસ્થાન પ્રાપ્ત કરવા માટે યત્ન કરે, અગર તો મારી જેમ અંગ્રેજ સરકારના પેન્શન ઉપર જીવે કે આપબળથી આગળ વધે. પરંતુ આ બળવાએ આણીયે યોજના ઉપર પાણી ફેરવી દીધું છે. બળવામાં ભાગ લેવાથી મારે ઝાંસીનો ત્યાગ કરવાનો સમય આવ્યો છે અને હવે ફરીથી ઝાંસીમાં પગ મૂકાય તેમ નથી, એટલું જ નહીં, પણ એ પેન્શન પણ મળનાર નથી અને બંડમાં સામેલ થઇ અંગ્રેજો સામે યુદ્ધ કરવા માટે પકડાઉં તો મોતની સજા થનાર છે. આવી સ્થિતિમાં દામોદરરાવનું રક્ષણ કરવું પણ અશક્ય છે, તેનું જીવન પણ અચોક્કસ છે; તેથી જ મેં આ સ્થાનનો ત્યાગ કરી દૂર દૂર માનવીના કોલાહલ અને ભીષણ કાવાદાવાથી-ગડમથલથી ઘણે જ દૂર કોઇ શાંત, એકાન્ત, નિર્જન સ્થાનમાં જઇ ઇશ્વરમાં ચિત્ત પરોવવાનો નિશ્ચય કર્યો છે !" લક્ષ્મીબાઇએ સંસારથી વિરક્ત થયેલા સાધુના જેવાં વચનો ઉચ્ચાર્યાં અને સજળ નયને પેશવા સામે જોઇ રહ્યાં.

"રાણીજી !" રાવસાહેબ કાંઇક આવેશથી બોલી ઉઠ્યા: "આજ સુધી હું એમ સમજતો હતો કે અંગ્રેજ સરકારની ખટપટથી એકલા બાજીરાવને જ અને તેના વારસ નાનાસાહેબને જ સંસાર ઉપરથી વિરક્તિ

આવી હતી અને તેથી જ તેમણે દૂરદૂર ગંગાના કિનાર ઉપર બ્રહ્માવર્તમાં બીઠુર- માં રહેવાનું ઉચિત ધર્યું હતું. પણ તમારા ઉપલા શબ્દોએ મારી એ ભૂલ ભાંગી છે. સંસાર અને રાજકારણથી વિરક્તિ ઇચ્છનાર સાતારાની ગાદીના વારસ સિવાય બીજી પણ એક વ્યક્તિ છે; એમ જાણી મને દુષ્ટ આશ્વાસન મળે છે. પણ ઝાંસીની રાણી જ્યારે આમ વિરક્તિ સેવવા તત્પર થયાં છે, ત્યારે મારા આશ્ચર્યનો પાર રહેતો નથી! ઝાંસીની રાણીને અત્યાર સુધી હું એક વીરાંગના સમજતો હતો, રાજનીતિનિપુણ અબળા છતાં સબળી સમ- જતો હતો; પણ આજે જોઉં છું કે એ પણ પોતાની વીરતા અને રાજ- નીતિકુશળતાનો ત્યાગ કરી, પોતાનાં શસ્ત્રો છોડી દઈ; રાજસત્તા પ્રાપ્ત કરવાનો ઉદ્યમ કરવાને બદલે માત્ર ખાલી ઈશ્વર સંબંધી તર્ક કરવા પ્રવૃત્ત થયાં છે!"

"રાણીજી ! તમારા કહેવામાં ઘણું જ સત્ય રહેલું છે, પણ એક એટલે જ અવ્યવસ્થા; એ પણ સમજવાનું છે. એ લોકોને બહુ કહેવા બેસીએ તો આડા ફાટે એવો ભય રહે છે. બાકી જો તમે અહીં રહી જાઓ અને તમારી સલાહ સૂચનાનો લાભ આપો તો આપણે બધા સાથે મળી અંગ્રેજો સામે થવાની પેરવી કરીએ. કાલ્પીનો કિલ્લો મજબુત છે અને આપણે અહીં બેઠાં બેઠાં દુશ્મનોને હંફાવી શકીશું."

"શ્રીમન્ત સરકાર !" લક્ષ્મીબાઈએ આંખમાં અજબ પ્રકારની ચમક લાવી કહ્યું: "તમારી આજ્ઞા-સૂચનાનો હું અનાદર કરી શકતી નથી. ઝાંસીનો કબજો લઈ એક વખત મેં અંગ્રેજોની સામે થવાનો યત્ન કરી જોયો છે. તેમાં મને નિષ્ફળતા મળી છે, છતાં તેથી હું આશાભંગ થઈ નથી, માત્ર આપણી નબળી બાજુ જોઈને જ મારા હૃદયમાં ઉત્સાહ રહ્યો નથી, મારી હિમ્મત ચાલી ગઈ છે. જ્યાં સુધી આપણામાં નિર્બળતા છે, આપણામાં અવ્યવસ્થા છે, કુસંપ છે, ક્ષુદ્ર સ્વાર્થબુદ્ધિ છે, અને સ્વદેશ પ્રત્યેની લાગણીનો અભાવ છે; ત્યાં સુધી આપણો વિજય નથી. પણ, તમે કહો છો, તેમ ફરીથી આ સ્થળે આપણે આ બંડને વ્યવસ્થિત લડાઈનું રૂપ આપવા, આપણાં સૈન્યમાં વ્યવસ્થા-લાવવા અને એકસંપીથી, દેશપ્રેમની ભાવનાથી ઉત્સાહિત બની અંગ્રેજો સામે લડવાનો યત્ન કરી જોઈએ; પરિણામ જે આવવું હોય તે આવે ! આપણે હવે સર્વસ્વ ગુમાવી જ બેઠાં છીએ, કશું પણ ગુમાવવાનું બાકી રહ્યું નથી, એટલે આ લડાઈમાં આપણી હાર થાય તો પણ આપણે કશું જ ગુમાવવાનું નથી. માત્ર આપણું જીવન ગુમાવવાનું રહે છે; અને સર્વસ્વ ગુમાવી દીધા પછી જીવન—આવું પરાધીન, માનભંગવાળું જીવન બે વધુ વર્ષ ટક્યું તો ય શું અને ન ટક્યું તો ય શું ?"

"લો ! આ તલવાર પાછી લો, એ છેવટ સુધી તમારી કેડ ઉપર જ શોભી રહેશે ! અત્યાર સુધી તમે જે રીતે અંગ્રેજો સામે લડ્યાં છો તે જ રીતે હવે પછી પણ લડજો અને તરવારને દુશ્મનના લોહીથી પરિતૃપ્ત કરજો !" આટલું કહી શ્રીમન્ત રાવસાહેબે સ્વહસ્તે તલવાર લઈ લક્ષ્મીબાઈની કેડે બાંધી દીધી અને કહ્યું: "જગતમાં વીર પુરુષો તો અનેક થઈ ગયા છે અને હજી પણ થશે, પણ તમારા જેવી વીરાંગનાઓ તો અપવાદ રૂપ છે. તમે ઝાંસીનું જ નહીં, માત્ર મરાઠાઓનું જ નહીં, માત્ર હિંદુઓનું જ નહીં, પણ

સમસ્ત ભારતવર્ષનું ગૌરવ છો, ભારતવર્ષના ભૂષણ રૂપ છો, એક વીરનારીનો ઉત્તમ આદર્શ રજુ કરનારાં છો! પેશવાની આપેલી આ તલવાર તમને વિજય અપાવો!"

"આપનો આશીર્વાદ અને આપની કામના સિદ્ધ થાઓ. પેશવાઇનો, હિંદુપદપાદશાહીનો પુનઃ વિજય થાઓ અને ફરીથી ભારતવર્ષના નભોમંડળમાં શિવાજી મહારાજે ઉંચો કરેલો ભગવો ઝંડો કાયમને માટે ઉડી રહો!" લક્ષ્મીબાઇએ તલવારને ભેટમાં ઠીકઠાક કરતાં પ્રત્યુત્તર આપ્યો.

પેશવા અને લક્ષ્મીબાઇનાં મુખમંડળ વધુ તેજસ્વી દેખાયાં. બન્નેની આંખોમાં દેશભક્તિની કોઇ અજબ જ્વાળા ઉઠી રહી અને ઘડી ભર બન્ને ચૂપ થઇ ગયાં.

થોડી વાર પછી પેશવાએ કહ્યું: "ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ પેશવાના સૈન્યની વ્યવસ્થા કરે છે, એવા સમાચાર આજુબાજુ ફેલાશે, એટલે બળવાખોરો અહીં આવી લાગશે. તમામ લડવાને આતુર છે, માત્ર યોગ્ય નેતાની જરૂર છે. એ જરૂર તમારા આવવાથી પૂરી પડશે. બાંદાવાળા નવાબ, બાણપુરવાળા બુંદેલ રાજાઓ અને બીજા ઠાકોરો તથા સરદારો પોતપોતાનાં સૈન્ય સાથે થોડા સમયમાં અહીં આવી પહોંચશે. તમે અને તાત્યાસાહેબ આ સર્વ સૈન્યની સરદારી લેજો અને તમને જેવી ઠીક લાગે તેવી યોજના કરજો. કાલ્પીમાં ઇંગ્રેજ સૈન્યનો પરાભવ થાય તો વિજયની દિશામાં આપણે એક મહાન પગલું ભર્યું કહેવાય!" પેશવાએ રાણીને હિમ્મત આપવા ઉપલા ખબર આપ્યા.

"શ્રીમન્ત સરકાર! આપની ઇચ્છા સફળ થાઓ અને આપણો વિજય થાવ!"

"આપણને બન્ને પ્રકારે લાભ છે, વિજય થશે તો રાજ્યપ્રાપ્તિ થશે અને મૃત્યુ આવી પડશે તો સ્વર્ગપ્રાપ્તિ થશે!"

આજના પ્રસંગની ખુશાલીમાં શ્રીમન્ત રાવસાહેબ અને લક્ષ્મીબાઇએ સાથે બેસીને ભોજન લીધું.

---

# પ્રકરણ ૧૦ મું
## નિરાશામાં આશા

સૈનિકોનુ બંડ શરૂ થયાને એક વર્ષ જેટલો સમય થઇ ગયો હતો. કાલ્પીમાં રાણી લક્ષ્મીબાઇના પ્રોત્સાહનથી સૈનિકો અને યુદ્ધસામગ્રી ઘણા મોટા પ્રમાણમાં એકત્ર કરી અંગ્રેજ લશ્કર સામે લડવાની પૂર્ણ તૈયારી કરી રાખવામાં આવી હતી, પણ કુંચ આગળ તેમ જ કાલ્પી આગળ અંગ્રેજોને હાથે બંડખોરોની હાર થવાથી બંડખોરોને પલાયન કરી જવાની અને તમામ શસ્ત્રાસ્ત્રે અને દારૂગોળો દુશ્મનના ઉપયોગ માટે મૂકી જવાની ફરજ પડી હતી.

ગ્વાલીયરની નૈઋત્ય દિશાએ છેંતાલીસ માઇલ દૂર આવેલા ગોપાળપુર ગામમાં કાલ્પીમાં પરાભવ પામ્યા પછી શ્રીમંત રાવસાહેબ પેશવા નાસી ગયા હતા અને મહારાણી લક્ષ્મીબાઇ પણ તેમની સાથે જ હતાં. શ્રીમંત રાવસાહેબ પેશવાનો સેનાપતિ તાત્યા ટોપી કુંચ ગામ આગળ લડાઇ થયા પછી ચરખારી ગામમાં પોતાના વડીલોને મળવા ગયો હતો, તે પણ કાલ્પીના પરાજયની વાત સાંભળી તાબડતોબ ગોપાળપુર આવ્યો હતો અને તેની પાછળ બાંદેવાળો નવાબ પણ ફરતો ફરતો આવી પહોંચ્યો હતો.

સને ૧૮૫૭ ના જૂન માસમાં બંડ થયા પછી સાગર, કાલ્પી, બાંદા વગેરે સ્થળમાં બંડવાળાઓનું મોટું જોર હતું; પરંતુ સર હ્યુ રોઝ અને વ્હીટલોક જેવા અંગ્રેજ સેનાપતિઓએ અલ્પકાળમાં તેમની સત્તાનો નાશ કરી નાખી બુન્દેલખંડમાં પુનઃ બ્રિટિશ રાજ્યસત્તા સ્થાપિત કરી હતી.

બળવાનું જોર શરૂઆતમાં ભારે પ્રબળ દીસતુ હતું, તે એક વરસના સમય બાદ અંગ્રેજ લશ્કરની વ્યવસ્થા (organization) અને શિસ્ત (discipline) તથા વીરતાથી, તેમ જ બંડખોરોના સૈન્યની અવ્યવસ્થાથી તદ્દન નરમ પડી ગયું હતું અને સર્વત્ર અંગ્રેજી સૈન્ય જોર ઉપર આવતું જતુ હતું. બંડવાળાઓનો ઠેકઠેકાણે પરાભવ થતો હતો. કુંચ અને કાલ્પીના પરાભવ પછી બંડવાળાઓ મોટી મુશ્કેલીમાં આવી પડ્યા હતા અને બંડ-

વાળાઓનો પક્ષ કરનાર શ્રીમંત રાવસાહેબ પેશવા, બહિરાળો નવાબ અને રાણી લક્ષ્મીબાઈ તથા તાત્યાટોપી હવે શું કરવું તેનો વિચાર કરવા ગોપાળપુરમાં એકઠાં થયાં હતાં.

સમય ઘણો જ બારીક હતો અને આવેલું સંકટ તરી જવા માટે બુદ્ધિચાતુર્યની જરૂર હતી. સંકટ તરી જવાય કે ન જવાય, વિજય થાય યા ન થાય, પણ એક વખત આદરેલું યુદ્ધ પૂરૂં કર્યા સિવાય છુટકો ન હોતો. સાપે છછુંદર ગળ્યા જેવો ઘાટ હતો. અંગ્રેજ સરકારની સામે બંડમાં સામેલ થયા પછી છેવટ સુધી લડ્યા વગર–વિજય કે પરાજય બેમાંથી એકની પસંદગી કર્યા વગર ચાલે તેમ નહોતું. યુદ્ધમાંથી નાસી જવાનો માર્ગ ન હોતો અને આ વીર યોદ્ધાઓ, શૂરા મરાઠાઓ રણક્ષેત્રમાંથી પૂંઠ બતાવી નાસી જવાનો વિચાર પણ કરે નહીં! એટલે ગમે તે પ્રકારે હારેલી બાજી ફરી માંડ્યા વગર બીજો ઉપાય નહોતો.

અંગ્રેજ સૈન્ય પોતાના બળથી અને તેમના અમલદારોની બુદ્ધિ-શક્તિથી શત્રુઓનો પરાભવ કરી, તેમની વિપુલ યુદ્ધસામગ્રી પ્રાપ્ત કરી વધારે સબળ બન્યું હતું; જ્યારે બંડવાળાઓ પોતાની અવ્યવસ્થા, શિસ્તનો અભાવ અને ઉદ્ધતાઈને કારણે સંખ્યામાં વધારે હોવા છતાં પરાજય પામી નિરાશ થયા હતા. તેમની સ્થિતિ અત્યંત શોચનીય થઈ પડી હતી. તેમના મજબુત કિલ્લાઓ અને દારૂગોળો શત્રુઓના હાથમાં ચાલ્યો ગયો હતો તેમના સેનાપતિઓ દુશ્મનોની તલવારનો ભોગ બન્યા હતા અને જે બાકી રહ્યા હતા તે અશિક્ષિત હોવાથી તેમની સ્થિતિ અત્યંત કફોડી થઈ પડી હતી. કેવી રીતે કામ લેવું તેની તેમને ગમ પડતી નહોતી. રાવસાહેબ, તાત્યા ટોપી અને બહિવાળો નવાબ આવી પડેલી આપત્તિના ભારથી દબાઈ ગયા હતા અને કર્તવ્યમૂઢ બની ગયા હતા. તેઓ રાતદિવસ નવી નવી યુક્તિઓ વિચારતા અને તુર્ત જ પડતી મૂકતા; કિન્તુ નિશ્ચયપૂર્વક એક પણ ઠરાવ કે યોજના કરતા નહીં. આ પ્રમાણે પરિસ્થિતિ ઉપસ્થિત થતાં રાવસાહેબ પેશવાની મુંઝવણ અતિશય વધી પડી અને તેમનું મન વિહ્વળ અને શોકગ્રસ્ત થઈ ગયું.

જે દિવસે રાણીસાહેબ પેશવાની મુંઝવણથી વાકેફ થયાં તેજ દિવસે તેઓએ પેશવાને મળી નવેસરથી યુદ્ધ કરવાની યોજના સમજાવવાનો વિચાર કર્યો.

લક્ષ્મીબાઇ પાસે અત્યારે ઝાંસીમાંથી નાસી આવેલા માત્ર સો બસો જ સૈનિકો હતા. આટલાં નાનાં લશ્કરથી અંગ્રેજો સામે લડવાનું અશક્ય લાગવાથી જ તે પેશવાની સાથે નાસીને ગોપાળપુર આવ્યાં હતાં. અંગ્રેજોના પ્રબળ સૈન્ય આગળ પોતે ટકી શકનાર નથી, એમ જાણવા છતા વારવાર તેમને અંગ્રેજો સાથે યુદ્ધ કરવાનો આવેશ આવતો હતો, અને સમરાંગણમાં પોતાનું શૌર્ય બતાવવાની ઇચ્છા થતી હતી. આવા વિચારથી પેશવાના સૈન્યની યોગ્ય વ્યવસ્થા કરી ફરીથી અંગ્રેજોની સામે થવાની પ્રેરણાથી તેઓ ચિંતાતુર પેશવાને મળવા માટે તૈયાર થયાં.

ગોપાળપુરની એક સારામાં સારી હવેલીમાં રાવસાહેબ પેશવાનો નિવાસ હતો. લક્ષ્મીબાઇ જ્યારે રાવસાહેબને મળવા ગયાં, ત્યારે માત્ર રાવસાહેબ અને તાત્યાટોપી એકલા જ ઊંડા વિચારમાં બેઠા હતા. તેમણે એ લક્ષ્મીબાઇનો અત્યંત આદરથી સત્કાર કર્યો અને પેશવાની પાસે ખાસ આસન ઉપર તેમને બેસાર્યાં.

ઉનાળાનો તાપ શરીરને ભસ્મીભૂત કરે એટલો પ્રબળ હતો અને અસ્તાચલ તરફ પ્રયાણ કરતા સૂર્યનારાયણનાં કિરણોમાંથી ગરમી ઓછી થઇ હતી, છતાં ઉકળાટ અસહ્ય હતો.

પેશવાએ આપેલા વિંજણ વડે વાયુ નાંખી ઉકળાટ શાંત કરવાનો યત્ન કરતા લક્ષ્મીબાઇએ કહ્યું "મેં સાંભળ્યું છે કે પેશવા સરકાર કાલ્પીના પરાભવ પછી અત્યંત ચિન્તાતુર રહે છે, અને હવે શું કરવું તેની મુંઝવણમાં છે. એટલે આપણે સાથે મળી આ મુંઝવણમાંથી માર્ગ કાઢવાનો વિચાર કરવા તમારી મસલત કરવા હું અત્રે આવી છું. એક તો ઉનાળાને લીધે અહીં ઉકળાટ થાય છે, અને બીજું આજુબાજુ કોઇ આપણી વાત સાંભળી જાય તે ઠીક નહીં, માટે આપણે અહીંથી ગામ બહાર થોડે દૂર આવેલા એક જીર્ણ શિવાલયમાં જઇએ અને ત્યાં જ મસલત કરીએ તો કેમ? આપણી વાત કોઇ સાંભળી જવાનો ત્યાં ભય નથી, તેમ સંધ્યાકાળની ખુલ્લી ઠંડી હવા આપણને તાજગી બક્ષી આપણામાં નવી ચેતના જગવશે!"

"રાણીજી! તમારૂં કહેવું યોગ્ય છે! એકાંત સ્થાનમાં આવી ગુપ્ત મંત્રણા થાય એજ વાસ્તવિક છે. આમ ચારે બાજુ નિવાસથી ઘેરાયલા

મકાનમાં બેસવા કરતાં ખુલ્લી હવામાં બેસવાથી મગજને પણ ઠીક રાહત મળશે. કેમ તાત્યાસાહેબ, તમારો શો વિચાર છે?" પેશવા સરકારે ખુલ્લામાં જવાની સમ્મતિ આપી.

"આપણે અહીં કોઈનો પણ ભય નથી, છતાં લક્ષ્મીબાઈએ જે સૂચના કરી છે તે મને ઠીક લાગે છે." તાત્યાએ પણ અનુમતિ આપી.

અને ત્રણે જણાં હવેલી છોડી ગામ બહાર ફરવા નીકળ્યાં; ફરતાં ફરતાં પેલા જીર્ણ શિવાલય આગળ આવી ત્રણેય અટક્યાં. શિવાલયનાં ભાંગ્યાંતૂટ્યાં પગથિયાં ચઢતાં લક્ષ્મીબાઈએ કહ્યું: "મરાઠા સામ્રાજ્ય આ ભગ્ન થયેલા શિવાલય જેવું છે, એના તમામ પત્થરો ખવાઈ ગયા છે, અને એની તમામ શિલાઓ જીર્ણશીર્ણ થઈ ગઈ છે, તેનો પુનઃ ઉદ્ધાર અશક્ય જણાય છે."

"જગતમાં અશક્ય જેવું કાંઈ જ નથી!" તાત્યાએ એકી સાથે બે પગથિયાં ચઢતાં જવાબ આપ્યો: "એક વાર જે આપણને અશક્ય લાગે છે તે બીજી વાર શક્ય બની જાય છે. અત્યારના સંયોગોમાં કદાચ એ અશક્ય હશે, પણ હાયમને માટે તે તેમ નથી. શિવાજી મહારાજ જેવા ફરીથી નહીં ઉત્પન્ન થાય એમ કોણે કહ્યું?"

"ભવિષ્યની કલ્પનાનો કશો જ અર્થ નથી," રાવસાહેબ વચમાં બોલી ઉઠ્યા: "અત્યારના સંયોગોમાં મરાઠા સામ્રાજ્યનો પુનઃ ઉદ્ધાર શક્ય છે કે કેમ તેજ મુખ્ય મુદ્દો છે!"

પગથિયાં વટાવી ઓટલા ઉપર આવી ત્રણેય જણાં શિવાલયની અંદરના જર્જરિત શિવલિંગને નમન કરી એક બાજુ જઈ બેઠાં; એટલે પેશવાએ વાત શરૂ કરી:

"બોલો, રાણીજી, તમે શી સલાહ આપો છો?"

"કુંચ અને કાલ્પીમાં આપણો પરાભવ થયો તેનું કારણ જાણો છો?" લક્ષ્મીબાઈએ નવો જ પ્રશ્ન કર્યો.

"ના." રાવસાહેબે ઉત્તર આપ્યો અને લક્ષ્મીબાઈ તરફ કુતૂહલતાથી જોઈ રહ્યા.

"આપણી પાસે ૨૦ હજાર સૈનિકો હતા, છતાં આપણે કુંચમાં હારી ગયા, કારણ કે આપણા સૈન્યની વ્યવસ્થા ખામીભરી હતી અને

આપણામાંના કેટલાકોને પોતાની શક્તિનો ગર્વ હતો, તેથી તેઓ સાવધ રહેવાને બદલે ગાફેલ રહ્યા હતા. બાંદેવાળા નવાબના હાથમાં તમે સૈન્યની વ્યવસ્થા સોંપી હતી, પણ એ વ્યવસ્થા કાચી અને ખામીભરી હોવાથી જ તમારા સૈન્યનો પરાભવ થયો હતો."

"અને કાલ્પીના પરાભવનું કારણ? ત્યાં તો સૈન્યની અમુક વ્યવસ્થા તમને સોંપવામાં આવી હતી!" પેશવાએ પૃચ્છા કરી.

"કાલ્પીના યુદ્ધમાં અમુક સૈન્યની વ્યવસ્થા મારા હસ્તક હતી એ વાત સાચી છે; પરંતુ તમારું સૈન્ય મારી મદદે આવી ન શક્યું, એટલે જ મારે રણભૂમિનો ત્યાગ કરવો પડ્યો. તમારા સૈન્યની અવ્યવસ્થા જ આપણા પરાભવ માટે જવાબદાર છે."

"રાણીજી!" તાત્યાએ તીક્ષ્ણ અવાજે ટકોર કરીઃ "હવે ગત ગુજરી યાદ કરવાથી લાભ નથી. બંડખોરોના સૈન્યની વ્યવસ્થા જેટલે દરજ્જે કુશળ રાખી શકાય તેટલે દરજ્જે કુશળ રાખવાનો યત્ન કરવામાં આવ્યો છે અને જૂદા જૂદા સરદારો અને આગેવાનોને સંતોષ પમા-ડવાની પણ એટલી જ જરૂર છે."

"તાત્યાસાહેબ! તમારી વીરતા અને યુદ્ધવિશારદતા માટે મને અનહદ માન છે. તમારા જેવા સેનાપતિ હોવા છતાં અને વીશ વીશ હજારનું સૈન્ય હોવા છતાં આપણો પરાભવ થાય ત્યારે જરૂર દિલ સળગી ઉઠે છે. આપણને જો વિજય જોઇતા હોય તો આપણા સૈન્યની વ્યવસ્થા હાલ છે તે કરતાં અનેકગણી ઉત્તમ કરવાની જરૂર છે. દરેક સેનાપતિ ફાવે તેમ વર્તે એ યુદ્ધમાં ન ચાલે. તમામ સૈન્યે એક મુખ્ય સેનાપતિની આજ્ઞા પ્રમાણે અક્ષરશઃ ચાલવું જોઇએ. મેં આપણી એ ખામી એટલા માટે દર્શાવી કે ભવિષ્યમાં આપણે તે સુધારી શકીએ."

"વાહ! રાણીજી!" પેશવાએ રાણીની યોજના સાંભળવા તત્પરતા બતાવીઃ "હવે તમારી યોજના સંભળાવો."

"શ્રીમન્તસાહેબ અને તાત્યાસાહેબ!" લક્ષ્મીબાઇની આંખોમાં ફરીથી ચમકાર દેખાયો અને તેમનું તેજસ્વી મુખ વધુ તેજસ્વી બન્યુંઃ "મરાઠા સિંહોએ આજ સુધી જે વિજય મેળવ્યા તે તેમના મોટા અને બળવાન કિલ્લાઓનો જ પ્રતાપ છે. ઔરંગઝેબના રાજ્યકાલમાં મરાઠા

સામ્રાજ્યનો પાયો નાંખનાર મહારાજાધિરાજ શિવાજી મહારાજ પોતાના પહાડી અને બળવાન સિંહગઢ, અને રાયગઢ અને તોરણા જેવા કિલ્લાઓને લીધે જ હિન્દુસ્તાનના બળવાન પાદશાહની સામે ટક્કર લેવાને શક્તિમાન થયા હતા; માટે કિલ્લાના આશ્રય વગર ગમે તેટલું પ્રબળ અને મોટું સૈન્ય હોય છતાં લડાઈ કરવી વ્યર્થ છે, કારણ કે તેથી વિજય પ્રાપ્ત થવાનો લગીર પણ સંભવ નથી. ઝાંસી અને કાલ્પી જેવા કિલ્લાઓના આશ્રયથી જ આપણે આજ પર્યંત અંગ્રેજ સૈન્ય સામે આટલા ટકી રહ્યા છીએ, પરંતુ આપણાં દુર્ભાગ્યે અને સંજોગોની પ્રતિકૂળતા તેમ જ આપણા સૈન્યની વ્યવસ્થાની ખામીને લીધે તે મજબુત કિલ્લાઓ હાલ આપણા હાથમાં રહ્યા નથી. અને કિલ્લાની સહાયતા અને રક્ષણ વગર આપણાથી ક્ષણભર પણ ટકી શકાશે નહીં. ધારો કે આ ગામ ઉપર અંગ્રેજી સૈન્ય ચઢી આવે તો આપણી શી સ્થિતિ થાય? શું આપણાથી આપણો બચાવ પણ થઈ શકે? કિલ્લાના રક્ષણ વગર અંગ્રેજી સૈન્યની સામે ટકવું એ હવામાં બાચકા ભરવા બરાબર છે. એ આકાશમાંથી પુષ્પની આશા રાખવા બરાબર છે. એટલે મારું કહેવું એવું છે કે જો આપણે કિલ્લા વગર રહીશું તો દુશ્મનના હાથથી ઘાસની માફક કપાઈ જઈશું. તેથી કોઈ મોટો, સુરક્ષિત રહી શકાય એવો મજબુત કિલ્લો આપણે હસ્તગત કરવો જોઈએ, કે જ્યાં રહી આપણે દુશ્મનો સામે મોરચો માંડી શકીએ. કિલ્લા સિવાય આપણે જ્યાં જઈશું ત્યાં અંગ્રેજોનું સૈન્ય આપણી પાછળ પડશે અને છેવટે આપણો પરાભવ કરશે. એક વાર એમને હાથે આપણો નાશ થવાનો છે એમાં તો શક નથી; તથાપિ તેટલા ખાતર નિરાશ થઈ હતોત્સાહ બની સહેલાઈથી તેમની તલવારનો ભોગ બનવાની પણ જરૂર નથી. અંગ્રેજ સૈન્યની તલવાર આપણા લોહીથી આ ભૂમિને ખરડે તે પહેલાં આપણે આપણું પરાક્રમ બતાવી દુશ્મનોના લોહીથી આ ભૂમિની દીર્ઘકાળની તૃષા છીપાવવી જ જોઈએ. મૃત્યુ જ્યારે આવે ત્યારે ભલે આવે, વીર પુરુષો સદાકાળ મૃત્યુને માટે તૈયાર જ હોય છે, પણ ખાટલામાં પડી કે બકરાંની જેમ નિઃસહાય બની મૃત્યુ પામતા નથી, પણ વીરને છાજે એવી રીતે સંગ્રામમાં શત્રુઓનો કચ્ચરઘાણ કાઢતા સામી છાતીએ મૃત્યુ પામી સ્વર્ગે સંચરે છે। જે થવાનું હશે તે તો થશે જ. ભાવિ કોઈથી મિથ્યા થવાનું નથી,

પણ પુરુષાર્થનો ત્યાગ કરવો એ ક્ષત્રિયનો ધર્મ નથી. એટલે આવી પડેલા ભયથી ગભરાઇ જઇ બેસી ન રહેતાં કોઇ મજબુત કિલ્લો શોધી કાઢી તેને આશ્રયે જઇ રહેવું ઉચિત છે. હાથપગ જોડીને બેસી રહેવાથી કશું વળનાર નથી. ઉદ્યમ કરનારને ઈશ્વર સહાય કરે છે. વિચારમાં જ બેસી રહેવાથી મન ઉદાસ અને નિરાશ બની જાય છે અને વીર પુરુષને પણ વિચારની પરંપરાઓથી એવો ભય ઉત્પન્ન થાય છે કે તે હતાશ બની, નિર્વીર્ય થઇ જાય છે. માટે આપ સઘળા વિચારનો ત્યાગ કરી, યુદ્ધ માટે તત્પર થાવ."

રાણી સાહેબનાં ઉપલાં વચનો સાંભળી પેશવાના મનનું સમાધાન થયું, તેની અકળામણ ઓછી થઇ; તેને ઉત્સાહ આવ્યો, અને રાણીનું આપેલું આશ્વાસન સંજીવની રૂપ થઇ પડ્યું. તાત્યાએ પણ લક્ષ્મીબાઇની સૂચનાને અનુમોદન આપ્યું અને રાણીની બુદ્ધિ માટે તેમને અભિનંદન આપ્યું.

"વાહ, રાણીસાહેબ ! તમે કહો છો તે વાત અમારે માન્ય છે, કિલ્લાનો આશ્રય લેવામાં જ આપણું શ્રેય છે, તો પછી હાલ કયો કિલ્લો આપણે હસ્તગત કરવા જેવો છે ?" પેશવાએ પ્રશ્ન કર્યો.

"શ્રીમન્ત સરકાર ! હાલ ઝાંસી કે કાલ્પી તરફ જઇ શકાય તેમ નથી, કારણ કે ત્યાં અંગ્રેજી સૈન્ય સજ્જ થઇને જ બેઠું છે. બળવાન શત્રુનો સામનો અત્યારે આપણાથી એ રીતે થઇ શકે તેમ નથી. હાલ તો આપણે સિંધિયા સરકારના રાજ્ય તરફ જવું અને તેમના સૈન્યની અને તેમના ગ્વાલીયરના પુરાતન અને પ્રચંડ કિલ્લાની મદદથી એક વાર શત્રુઓ સામે યુદ્ધ કરવાની પ્રવૃત્તિ કરવી એ જ ઉત્તમ માર્ગ છે."

"શાબાશ ! રાણીસાહેબ !" તાત્યો હર્ષમાં આવી બોલી ઉઠ્યો: "તમારી બુદ્ધિને ધન્ય છે, જેટલી કુશળતા તમે રાજકારભારમાં દાખવી છે, તેટલી જ કુશળતા આવા યુદ્ધપ્રસંગમાં પણ દાખવી શકો છો. ગ્વાલીયરની મદદ માગવી તેના કરતાં આપણે જાતે ગ્વાલીયર જવું એ વધારે સારો માર્ગ છે."

"પણ સિંધિયા સરકાર આપણા પક્ષમાં નથી, તેનું કેમ ?" પેશવાએ શંકા બતાવી.

"સિંધિયા સરકાર આપણા પક્ષમાં નથી તો તેનું સૈન્ય તો આપણી સાથે મળી જ ગયું છે. એ સૈન્ય આપણને જોઇ આપણા પક્ષમાં ભળી

જશે; એટલે ગ્વાલીયરનો કિલ્લો આપણા હાથમાં આવવો એ તો રમત વાત છે. એકલો સિંધિયા સરકાર શું કરવાનો હતો? પોતાના સૈન્ય વગર તે આપણી સામે શી રીતે થવાનો હતો! અને થશે તો પણ તેનું અલ્પ સૈન્ય આપણી આગળ શી રીતે ટકવાનું હતું? કાં તો એ આપણા પક્ષમાં ભળી જશે, અગર તો ગ્વાલીયર છોડી નાસી જશે." તાત્યાએ પેશવાને સંતોષ થાય એવો ખુલાસો કર્યો.

અને ત્વળતે જ દિવસે પેશવા સરકારની આજ્ઞાથી મોટું સૈન્ય—બળવાખોરોનું મોટું સૈન્ય ગોપાળપુરથી ગ્વાલીયરનો કિલ્લો સર કરવા ઉપડ્યું.

---



## પ્રકરણ ૧૧ મું
### પેશવાઈનું સ્વપ્ન

બંડવાળાઓનું સૈન્ય ત્વરાથી કૂચ કરતું લગભગ ગ્વાલીયર સુધી આવી પહોંચ્યું. મહારાજ જયાજીરાવ સિંધિયાને બંડખોરોના સૈન્યની જાણ થતાં જ તેઓ જાતે સેનાપતિ બનીને ગ્વાલીયરથી બે માઇલ દૂર બહાદુરપુર આગળ બંડખોરોના સૈન્યનો પરાજય કરવા પોતાના સૈન્ય સાથે ઉભા રહ્યા.

પ્રથમ તો પેશવાએ માન્યું કે જયાજીરાવ સિંધિયા તેમનો સત્કાર કરવા આવેલા છે, પણ જ્યારે તોપોમાંથી છુટતા નાશકારક ગોળાઓથી પેશવાની ફોજનાં માણસો મરવા લાગ્યાં, ત્યારે તાત્યા ટોપી અને રાવસાહેબ ગભરાઇ ગયા, પરન્તુ મહારાણી લક્ષ્મીબાઇએ ઉત્સાહથી સમય વર્તી યુદ્ધની રચના કરી.

રાણી પોતે પોતાના બસેં ત્રણસેં સ્વારો સાથે સિંધિયાના તોપખાના ઉપર આગળ ધસ્યાં અને તેમના શૂરવીર સૈનિકોએ એવી સમશેર ચલાવી કે, ગોલંદાજો તોપોને પડતી મુકી રણમાંથી ચાલી ગયા. સામી તરફના

અમુક સૈનિકોએ તાત્યાં ટોપી સાથે વચનથી બંધાયલા હોવાથી ગોળીઓ છોડવી બંધ કરી. એક તરફથી મહારાજા સિંધિયા અને બીજી તરફથી રાણી લક્ષ્મીબાઇ વચ્ચે તુમુલ યુદ્ધ શરૂ થયું અને આખરે મહારાજ જયાજીરાવને પોતાનો પ્રાણ બચાવવા રણમાંથી નાસી છૂટવાની ફરજ પડી.

આ પ્રમાણે સહેલાઇથી મળેલા વિજયથી બંડવાળાઓ આનંદમાં આવી ગયા અને તેમણે તુર્ત જ ગ્વાલીયરનો કબજો લીધો. સિંધિયા આગ્રા તરફ નાસી ગયો અને ગ્વાલીયર દરબારના સરદારો અને મુત્સદ્દીઓ અગાઉથી તાત્યા ટોપીને મળેલા હતા; એટલે પેશવાને પોતાનો ભવિષ્યનો રાજા માની ત્યાંના પુરેલા લશ્કરે તોપોની સલામતી આપી અને બંડખોરો ભારે ઠાઠમાઠથી શહેરમાં દાખલ થયા. પેશવાએ આવી ભારે દબદબાથી રાજમહેલમાં ઉતારો લીધો. મહારાણી લક્ષ્મીબાઇએ નવલખા બાગમાં પોતાનો પડાવ નાંખ્યો અને બીજા સરદારોએ મોટાં મંદિરમાં મુકામ કર્યો.

તુર્ત જ તાત્યા ટોપીએ કિલ્લો લેવા એક સૈન્ય મોકલ્યું. કિલ્લાનો ઉપરી પહેલેથી જ તાત્યાને મળેલો હતો, એટલે તે લેતાં જરા પણ શ્રમ પડ્યો નહીં. તાત્યાનું સૈન્ય આવતાં જ કિલ્લેદારે કિલ્લાના દરવાજા ઉઘાડી નાંખ્યા. મોટો મજબુત અને ડુંગર ઉપર આવેલો અજય્ય કિલ્લો પુષ્કળ યુદ્ધસામગ્રી સાથે પોતાના હાથમાં આવતાં તાત્યા ટોપીને બહુ આનંદ થયો અને પોતે હવે નિર્ભય છે એમ સંતોષ અનુભવ્યો.

સિંધિયા સરકારની રાજધાની ગ્વાલીયર અનાયાસે હાથ આવતાં શ્રીમંત રાવસાહેબ પેશવાને પોતાનો રાજ્યાભિષેક કરાવવાની ઇચ્છા થઇ આવી; અને લક્ષ્મીબાઇ વિરુદ્ધ હતાં છતાં ગ્વાલીયરના સરદારો અને મુત્સદ્દીઓએ એમના એ વિચારને પુષ્ટિ આપી. પાદશાહી અને સિંધિયા શાહીનો નાશ થઇ પેશવાઇ જાગશે એવો સર્વેને ભ્રમમૂલક વિચાર આવ્યો અને ચારે બાજુથી અનુમોદન મળવાથી શ્રીમંત રાવસાહેબનો વિચાર દૃઢ થયો.

શ્રીમંત રાવસાહેબે રાજમંડળને બોલાવી સિંધિયાના ખંડિયા રાજાઓ તથા જાગીરદારોને આમંત્રણ મોકલ્યાં. સિંધિયાના કોશાધિકારીને પોતાના પક્ષમાં લઇ રાજ્યાભિષેક માટે જોઇતાં નાણાં મેળવ્યાં. બાણપુર અને શાહગઢના રાજાઓને પણ આ પ્રસંગે નિમંત્રણ મોકલ્યાં.

૧૮૫૮ ના જૂન માસની તા૦ ૩ જી એ ગ્વાલિયરમાં મોટો દમામદાર સમારંભ કરવામાં આવ્યો. રાજ્યાભિષેકના આ દરબારમાં શ્રીમંત પેશવા-સાહેબને અનુકૂલ થઇ રહેલા સરદારો, મુત્સદ્દીઓ, અહાલકરીઓ અને બીજા લોકો પોતપોતાની યોગ્યતા પ્રમાણે આવીને બેઠા અને શ્રીમંત પેશવા સરકારને શોભે એવા વસ્ત્રાલંકાર ધારણ કરી શ્રીમંત રાવસાહેબ છડીદાર સાથે દરબારમાં પધાર્યા. સરદારોએ ઉભા થઇ રીત પ્રમાણે માન આપ્યું. શ્રીમંત રાવસાહેબે સર્વને પોશાક આપ્યા, મુખ્ય પ્રધાનપદ ઉપર રામરાવ ગોવિંદ નામના મુત્સદ્દીની નિમણુક કરી તથા સેનાધિપતિના પદ ઉપર તાત્યા ટોપીને કાયમ કરી તેની કેડમાં રત્નજડિત તલવાર બંધાવી. દરબારમાં પાનગુલાબ વહેંચાયાં, નાયિકાનાં ગાનતાન થયાં અને શહેરમાં સર્વત્ર આનંદ ઉત્સવ થઇ રહ્યો.

રાજ્યાભિષેકનો મહોત્સવ થઇ રહ્યા બાદ બ્રહ્મભોજનનો સમારંભ ચાલુ થયો. સાતે વાનીનાં પકવાન પકાવવામાં આવ્યાં, બ્રહ્માવર્ત તથા ગ્વાલીયરના બ્રાહ્મણોને નિત્ય નવાં નવાં ભોજન ચાલુ થયાં. શ્રીમંત રાવસાહેબ કસુંબી પીતાંબર અને શાલજોડો ઓઢી પંગતમાં આવે, બ્રાહ્મણો તેમને આશીર્વાદ આપે અને પોતે આગ્રહ કરી કરીને વિદ્વાન્ બ્રાહ્મણોને પકવાન પીરસાવે.

આવો ઠાઠમાઠ કેટલાક દિવસ સુધી ચાલ્યો અને સમસ્ત મંડળી માથે ઝઝુમતા દુશ્મનનો ભય ભૂલી જઇ મોજશોખ, આનંદ, બ્રહ્મભોજન, મિજબાનીઓ અને ગાનતાનમાં તલ્લીન રહેવા લાગી.

શ્રીમન્ત પેશવાને આવી રીતે માથે આપત્તિનાં વાદળ ઘેરાયલાં હોવા છતાં મોજશોખમાં પડેલા જોઇ રાણી લક્ષ્મીબાઇને બહુ જ લાગી આવ્યું. તેઓ પ્રથમથી જ આ પ્રકારના રાજ્યાભિષેકની તેમ જ બ્રાહ્મણભોજન અને મોજમજાહની વિરુદ્ધ હતાં, અને જ્યારથી પેશવાએ તેમની ઇચ્છા વિરુદ્ધ રાજ્યાભિષેક કરાવ્યો હતો, ત્યારથી તે તેમને મળતાં પણ ન હોતાં. આખરે શ્રીમંતની ચેનબાજી બંધ ન પડવાથી તેમણે નીચે પ્રમાણે સંદેશો કહાવી મોકલ્યોઃ

"તમે આ વખતે આપણા આ આકસ્મિક વિજયને શાશ્વત વિજય માની આનંદમાં મસ્ત થયા છો, પરંતુ તેમાં તમને જ નુકસાન છે. ગ્વાલિયરનો કિલ્લો અને સિંધિયાનું સૈન્ય મળવાથી તમને કોઇનો ભય નથી રહ્યો એમ ધારતા નહીં. અંગ્રેજ લોક બહુ બાહોશ અને ચતુર છે, તેઓ તમારા ઉપર

કેવી રીતે અને ક્યારે દુશ્મનો લઇ આવશે તેની કલ્પના પણ આપણને આવનાર નથી. તમને આજે જે સુંદર તક મળી છે તેને એળે જવા ન દેતાં; તેનો આ પ્રમાણે ચેનબાજીમાં વ્યય ન કરતાં તમારી સ્થિતિ મજબુત કરવામાં ઉપયોગ કરો, તમારી પાસે મોટું સૈન્ય છે, તેની મદદથી તમે ઘણું કરી શકો તેમ છો, દેશમાં ચાર તરફ નાકાબંધી કરાવો, પલટણના સિપાઇઓને પગાર આપી તેમના મન જીતી લો, લશ્કરને બરાબર સજ્જ રાખો અને પ્રજામાં તમારા તરફ પ્રીતિ ઉપજે એવો કારભાર શરૂ કરો. મને ધાસ્તી છે કે બાજીરાવ પેશવાએ જેવી રીતે ચ્હાભોજનમાં પેશવાઇ ગુમાવી હતી; તેમ તમે પણ તમારી આ ચેનબાજીથી પેશવાઇ ફરીથી સ્થાપવાની આ શુભ તક ગુમાવશો "

રાણીસાહેબના ઉપલા સંદેશની પેશવાના મન ઉપર જરા પણ અસર થઇ નહીં. રાણીસાહેબની સાચી સલાહ તેમના મગજમાં બિલકુલ ઉતરી નહીં. જેવુ બનવાનું હોય છે, તેવીજ માણસની બુદ્ધિ પણ થાય છે. રાણીનાં આવાં હિતકર વચનો શ્રીમન્તને ગોઠ્યાં નહીં. જેવી રીતે પેશવાની આંખો ઉઘડી નહીં, તેવી જ રીતે તાત્યા ટોપી પણ પોતાની યુદ્ધવિદ્યા અને સૈનિક બળની મગરૂરીમાં મસ્ત રહ્યો. આપણી બલાઢ્ય સેના ઉપર કોણ ચઢી આવનાર છે; એવા ગર્વથી તે છાતી કાઢી ફરતો હતો. બંડવાળા લોકો પણ ચાર દિવસની ચાહની જેવા આ સુખોપભોગમાં મગ્ન થઇ મોજશોખ કરવા લાગ્યા અને અંગ્રેજ સૈન્યની વાત ભૂલી સર્વે કોઇ ચેનબાજી અને ગાનતાનમાં લીન થઇ ગયા!

રાણીસાહેબે કેટલાક દિવસો સુધી પેશવાની આ વિલાસી વૃત્તિ અને મોજશોખ ખિન્ન હૃદયથી જોઇ રહ્યા પછી, એક દિવસે રાત્રિને વખતે તેમણે પેશવાને મળવાનું નક્કી કરી રૂબરૂમાં જ બે શબ્દો કહી નાંખવાનો નિશ્ચય કર્યો. હમણાં હમણાં પેશવાને એકાન્તમાં મળવાના પ્રસંગો ભાગ્યેજ આવતા હતા અને દિવસનો મોટો ભાગ પેશવા પોતાના હાજી હા કરનારા સાગરિતો સાથે અમનચમનમાં રહેતા હતા.

રાજમહેલમાં જ્યારે લક્ષ્મીબાઇ દાખલ થયાં ત્યારે પેશવાના દિવાનખાનામાં માત્ર પેશવા એકલાજ બેઠા બેઠા પાન ચાવતા હતા. પાસે ચાંદીનો હુક્કો પડ્યો હતો.

"આપણું સૈન્ય કેટલું મોટું છે તેનો ખ્યાલ કરો, મુરારમાં સિંધિયાનું લશ્કર છે, તે આપણા પક્ષમાં છે અને તાત્યા ટોપી જેવો યુદ્ધકળાનિપુણ સેનાધિપતિ બીજે ક્યાં મળવાનો છે? રાણીસાહેબ! તમે નાહકનાં ગભરાવ છો અને ચિંતા કરો છો? જ્યાં સુધી આપણું પ્રબળ સૈન્ય અને તે સૈન્યને દોરવનાર તાત્યા જેવો સેનાપતિ આપણા પક્ષમાં છે ત્યાં સુધી અંગ્રેજોથી ડરવાનું કાંઇ પણ કારણ નથી" પેશવાએ મૂછ ઉપર તાવ દઇ જવાબ આપ્યો.

"જ્યાં સુધી યુદ્ધમાં છેવટનું પરિણામ ન આવ્યું હોય ત્યાં સુધી બીજી પળે યુદ્ધમાં ઉતરવાનું છે એમ માનીને જ બધી તૈયારી રાખવી જોઇએ અને યુદ્ધમાં વિજય મળ્યા પછી પણ ફરીથી દુશ્મન જોર ઉપર આવી આપણને ન રગદોડે તે માટે સાવધ રહેવું જોઇએ. રાજ્યના સ્થાપકોને આવી બેદરકારી કે આવી ચેનબાજી શોભતી નથી હજી આપણને પાકો વિજય મળ્યો નથી, ગ્વાલીયરનો કિલ્લો આપણા હાથમાં આવ્યો એ તો માત્ર અકસ્માત્ છે. સિંધિયા સરકાર નાસી ન ગયા હોત અને તેનું લશ્કર તેને વફાદાર રહ્યું હોત તો ગ્વાલીયરનો કિલ્લો કદિ પણ આપણા હાથમાં આવત નહીં. શું તમે એમ સમજો છો કે અંગ્રેજી સૈન્ય ગ્વાલિયરનો કિલ્લો પાછો લેવાનો બિલકુલ પ્રયાસ નહીં કરે? જો એમ ધારતા હો તો તે તમારી મોટી ગંભીર ભૂલ છે, અને અંગ્રેજ લશ્કરની સામે થવાની તૈયારી આપણે કેટલી કરી છે? પૂછો, તમારા જ અંતરને પૂછો કે આવી રીતે ક્ષણિક વિજયથી પ્રાપ્ત કરેલી પેશવાઇ શું આ પ્રકારની ચેનબાજીથી ટકી રહેવાની છે? જ્યારથી રાજાઓ ક્ષાત્રવટ મૂકી યુદ્ધવિદ્યાની તાલીમ અને તૈયારી ચૂકી મોજશોખમાં પડ્યા ત્યારથી જ તેમનાં રાજ્યો નષ્ટ થવા માંડ્યાં છે. ચેનબાજીએ પૃથ્વીરાજ જેવા વીર રજપૂતને હરાવી હિંદુ પાદશાહીનો અંત આણ્યો, મોગલાઇ પણ એણે જ તોડી અને પેશવાઇ પણ એથી જ નષ્ટ થઇ છે!"

"રાણીજી!" પેશવાએ અકળાઇને કહ્યું "તમે નાહકનાં ડરો છો, શું અંગ્રેજો અહીં આવવાના છે, એટલા માટે આપણે આપણા વિજયનો વાસ્તવિક આનંદ ન લેવો અને આપણને મળેલી તકનો ઉપયોગ ન કરવો? મેં તમને કહ્યું તેમ તાત્યો ટોપી અને તેનું સૈન્ય અંગ્રેજોને પહોંચી વળવા સમર્થ છે, છતાં તમે કહો છો તેમ અંગ્રેજોની સત્તા આપણા કરતાં વધી

લક્ષ્મીબાઈના આગમનના ખબર અનુચર દ્વારા મળતાં જ તેમણે તુર્ત જ તેમને અંદર આવવા દેવાની રજા આપી અને પરસ્પર નમન થયા બાદ રાણીસાહેબને પોતાની પાસે મૂકાવેલી રેશમી ગાદી ઉપર બેસવાનો વિવેક કર્યો.

રાણીસાહેબ આગળ પાનદાની મૂકતાં રાવસાહેબે પૂછ્યુંઃ "લક્ષ્મીબાઈ! અત્યારે, રાત્રે કેમ તમારે આવવાની તસ્દી લેવી પડી! ખાસ કામ હતું તો મને બોલાવ્યો હોત તો હું આવીને તમને મળી જાત!"

પેશવાનાં વચનોમાં ખોટો વિવેક ભર્યો હતો.

"પેશવા સરકારને મારા જેવી સામાન્ય અબળા તસ્દી આપે એ કોઈ રીતે ઉચિત ન કહેવાય." લક્ષ્મીબાઈએ કટાક્ષમાં જવાબ આપ્યો.

"વારુ, પણ આપના આગમનનું કારણ જણાવશો?" પેશવાને રાણીસાહેબના આગમનનું કારણ જાણવાની અધિરાઈ થઈ આવી.

"કારણ તો મેં એક વાર ચિઠ્ઠીમાં લખી જણાવેલું છે. આજે તે માટે બે અક્ષર રૂબરૂમાં કહેવા આવી છું. પેશવા સરકાર સાંભળવા તૈયાર હોય તો કહું?" લક્ષ્મીબાઈના અવાજમાં જરા અપ્રસન્નતા હતી.

"બેલાશક કહી નાખો! અમને વિજય અપાવનાર ઝાંસીની રાણીની સલાહ સાંભળવા અમે સદા તત્પર છીએ." પેશવાએ પેશવાઈને શોભે એવી સભ્યતા દર્શાવી.

"ગ્વાલીયરનો કિલ્લો હાથમાં આવ્યો, એટલે આપણે સુરક્ષિત છીએ; આપણું કોઈ દુશ્મન રહ્યું નથી અને આપણને પેશવાઈ સ્થાપવાની અનુકૂળતા મળી ગઈ, એમ તમે કેમ માની બેઠા છો!" લક્ષ્મીબાઈએ હૃદયના કચવાટથી કહેવા માંડ્યુંઃ "જ્યાં સુધી અંગ્રેજી સૈન્ય આપણી પાછળ પડ્યું છે, આખા દેશમાંથી બંડખોરોનું જોર કમી થતું જાય છે અને કંપની સરકારની જીત થતી જાય છે, ત્યાં સુધી તમને રાજ્યાભિષેક કરાવી બ્રહ્મભોજનમાં સમય ગુમાવવો કેમ પરવડે છે? સાંભળ્યું છે કે અંગ્રેજી લશ્કર મુરારની છાવણી કબજે કરી અલ્પ કાળમાં ગ્વાલીયર ઉપર ચઢી આવનાર છે. મુરારની છાવણી જો દુશ્મનના હાથમાં ગઈ તો ગ્વાલીયર જતાં વાર નહીં લાગે!"

"આપણું સૈન્ય કેટલું મોટું છે તેનો ખ્યાલ કરો, મુરારમાં સિંધિયાનું લશ્કર છે, તે આપણા પક્ષમાં છે અને તાત્યા ટોપી જેવો યુદ્ધકળાનિપુણ સેનાધિપતિ બીજે ક્યાં મળવાનો છે? રાણીસાહેબ! તમે નાહકનાં ગભરાવ છો અને ચિંતા કરો છો? જ્યાં સુધી આપણું પ્રબળ સૈન્ય અને તે સૈન્યને દોરવનાર તાત્યા જેવો સેનાપતિ આપણા પક્ષમાં છે ત્યાં સુધી અંગ્રેજોથી ડરવાનું કાંઇ પણ કારણ નથી." પેશવાએ મૂછ ઉપર તાવ દઇ જવાબ આપ્યો.

"જ્યાં સુધી યુદ્ધમાં છેવટનું પરિણામ ન આવ્યું હોય ત્યાં સુધી બીજી પળે યુદ્ધમાં ઉતરવાનું છે એમ માનીને જ બધી તૈયારી રાખવી જોઇએ અને યુદ્ધમાં વિજય મળ્યા પછી પણ ફરીથી દુશ્મન જોર ઉપર આવી આપણને ન રંજાડે તે માટે સાવધ રહેવું જોઇએ. રાજ્યના સ્થાપકોને આવી બેદરકારી કે આવી ચેનબાજી શોભતી નથી. હજી આપણને પાકો વિજય મળ્યો નથી, ગ્વાલીયરનો કિલ્લો આપણા હાથમાં આવ્યો એ તો માત્ર અકસ્માત છે. સિંધિયા સરકાર નાસી ન ગયા હોત અને તેનું લશ્કર તેને વફાદાર રહ્યું હોત તો ગ્વાલીયરનો કિલ્લો કદિ પણ આપણા હાથમાં આવત નહીં. શું તમે એમ સમજો છો કે અંગ્રેજી સૈન્ય ગ્વાલિયરનો કિલ્લો પાછો લેવાનો બિલકુલ પ્રયાસ નહીં કરે? જો એમ ધારતા હો તો તે તમારી મોટી ગંભીર ભૂલ છે, અને અંગ્રેજ લશ્કરની સામે થવાની તૈયારી આપણે કેટલી કરી છે? પૂછો, તમારા જ અંતરને પૂછો કે આવી રીતે ક્ષણિક વિજયથી પ્રાપ્ત કરેલી પેશવાઇ શું આ પ્રકારની ચેનબાજીથી ટકી રહેવાની છે? જ્યારથી રાજાઓ ક્ષાત્રવટ મૂકી યુદ્ધવિદ્યાની તાલીમ અને તૈયારી મૂકી મોજશોખમાં પડ્યા ત્યારથી જ તેમનાં રાજ્યો નષ્ટ થવા માંડ્યાં છે. ચેનબાજીએ પૃથ્વીરાજ જેવા વીર રજપૂતને હરાવી હિંદુ પાદશાહીનો અંત આણ્યો, મોગલાઇ પણ એણે જ તોડી અને પેશવાઇ પણ એથી જ નષ્ટ થઇ છે!"

"રાણીજી!" પેશવાએ અકળાઇને કહ્યું: "તમે નાહકનાં ડરો છો; શું અંગ્રેજો ચઢી આવવાના છે, એટલા માટે આપણે આપણા વિજયનો વાસ્તવિક આનંદ ન લેવો અને આપણને મળેલી તકનો ઉપયોગ ન કરવો? મેં તમને કહ્યું તેમ તાત્યા ટોપી અને તેનું સૈન્ય અંગ્રેજોને પહોંચી વળવા સમર્થ છે; છતાં તમે કહો છો તેમ અંગ્રેજોની સત્તા આપણા કરતાં વધી

જાય તો પણ શું થયું? આપણાથી જેટલી તૈયારી કરી શકાય તેટલી તૈયારી આપણે કરી રાખી છે. હા, પણ ગ્વાલીયરના વિજયને તમે આકસ્મિક કેમ કહો છો? શું એ આપણી લડાયક શક્તિનું પરિણામ નથી?"

"શ્રીમન્ત રાવસાહેબ!" લક્ષ્મીબાઈએ કચવાટથી ઉત્તર આપ્યો. તેમને પેશવાની મનોદશા ઉપર તિરસ્કાર આવ્યો અને તેથી તેઓ ત્યાંથી ચાલી જવા માગતાં હતાં. "ગ્વાલીયરનું સૈન્ય અને કેટલાક સરદારો પ્રથમથી જ તાત્યાએ ફોડ્યા હતા એટલે સિંધિયાના પક્ષમાં રહી લડનાર સૈન્ય તો માત્ર નામનું જ હતું. આવી સ્થિતિમાં આપણું મોટું સૈન્ય ગ્વાલીયર ઉપર વિજય મેળવે તેમાં શી નવાઈ? અને ગ્વાલીયરનો કિલ્લો પણ આપણને કિલ્લેદારોએ પોતાના સ્વામીનો દ્રોહ કરીને સોંપી દીધો છે, નહિતર એ કિલ્લો હસ્તગત કરવો તે કાંઈ જેવી તેવી બહાદુરીનું કામ નહોતું. સિંધિયા સરકારનું સૈન્ય અને સરદારો જો તેને નિમકહલાલ નીવડ્યાં હોત, તો આજે તમારી આ પેશવાઈ અને ચેનબાજી માત્ર કલ્પનાનો જ વિષય થઈ પડી હોત!"

"રાણીજી! તમને મારી સત્તાની ઈર્ષ્યા આવે છે એમ લાગે છે; કે જેથી વારંવાર તેની ટકોર કરો છો. પણ હું એક સવાલ પૂછી લઉં; સિંધિયા સરકાર કેમ આપણા પક્ષમાં ભળવાને બદલે અંગ્રેજના પક્ષમાં ભળી ગયો? આપણી સાથે રહી અંગ્રેજો સામે યુદ્ધ કરવાને બદલે તે અંગ્રેજના પક્ષમાં જઈ આપણી—પોતાના જાતભાઈઓની સામે જ ગોળી ચલાવી રહ્યો?"

"શ્રીમન્તસાહેબ! ઝાંસીની રાણીને પેશવાની ઈર્ષ્યા કરવાનું કારણ નથી. એણે તો આ બંડનું પરિણામ અગાઉ જ જાણી લીધું છે; અને તેમાં આખરે પેશવાઈ કે ગોગલાઈ; કશું જ ટકવાનું નથી. ચાર દિનની ચાંદની જેવી આ પેશવાઈ ઈર્ષ્યા ઉપજાવે તેવી નથી, પણ દયા ઉપજાવે તેવી છે." લક્ષ્મીબાઈ દાંત પીસીને એકએક શબ્દ બોલતાં હતાં. "સિંધિયાની રાજભક્તિએ તેને આપણો પ્રતિપક્ષી બનાવ્યો છે. હિંદીઓની એ ખાસીયત છે. તેઓ સારામાં સારા રાજભક્ત બની શકે છે, પણ દેશભક્ત બની શકતા નથી. પોતાના માની લીધેલા સ્વામીને કે રાજાને વફાદાર રહી તેઓ સ્વદેશનું નિકંદન નીકળતું જોઈ શકે છે; માતૃભૂમિને બીજા વિદેશીઓના હાથમાં જતી હસતે મુખે જોઈ શકે છે, એટલું જ નહીં, પણ એવી

રીતે માતૃભૂમિને પરદેશીઓના હાથમાં સોંપવામાં પોતે સાધન રૂપ બને છે. જો આ બંડમાં રજપૂતો ભળ્યા હોત, સિંધિયા, ભોપાળની બેગમ, શિખો, બંગાળીઓ વગેરે ભળ્યા હોત તો આજે કંપની સરકારની સત્તા નષ્ટ થઇ સારાયે ભારતવર્ષ ઉપર પેશવાઇની આણ વર્તી રહી હોત અને શ્રીમન્તનો રાજ્યાભિષેક ગ્વાલીયરને બદલે દિલ્હીમાં કરવામાં આવ્યો હોત!" આટલું કહી લક્ષ્મીબાઇએ ઉઠવાની તૈયારી કરી; એટલામાં બે સાજીંદાઓ સાથે એક ગાયિકાએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો. ગાયિકાને જોતાં જ લક્ષ્મીબાઇ ચમક્યાં અને લક્ષ્મીબાઇને જોતાં જ ગાયિકા સ્તબ્ધ બની ગઇ! તે નીચું જોઇ કાષ્ઠની પૂતળી માફક ઉભી રહી.

"કોણ ગજરા? તું અહીં કયાંથી?" આખરે ચોક્કસ ખાત્રી થતાં લક્ષ્મીબાઇએ પૂછ્યું.

રાવસાહેબ આ ગાયિકાને લક્ષ્મીબાઇ ઓળખે છે તે જાણી વિસ્મય પામ્યા અને બન્ને તરફ વારાફરતી જોઇ રહ્યા.

"કોણ? મારાં મહારાણી? લક્ષ્મીબાઇ!" ગજરા માંડ માંડ એટલા શબ્દો બોલી શકી.

લક્ષ્મીબાઇએ ગજરાને પોતાની પાસે બોલાવી તેની બધી વાત પૂછી. તેના જવાબમાં ગજરાએ નીચે પ્રમાણે ખુલાસો કર્યો: "ઝાંસી ખાલસા થયા પછી પણ હું ઝાંસીમાં જ રહેતી હતી અને તમારી પાસે કોઇ કોઇ વાર આવતી હતી, દરમ્યાન દિવાનજી—"

"દિવાનજી કોણ?" રાણીએ વચ્ચે પ્રશ્ન કર્યો.

"નરસિંહરાવ. દિવાનજી સાથે મને પરિચય થયો. તેની ઇચ્છાથી અમે થોડો સમય બહાર ફરી આવ્યાં. પછી ઝાંસીમાં બંડ થયું તે અરસામાં અમે ઝાંસીનો ત્યાગ કરી ચાલ્યાં ગયાં, અને જ્યારે ઝાંસી ફરીથી અંગ્રેજોના હાથમાં આવ્યું ત્યારે ત્યાં પાછાં રહેવા ગયાં. નરસિંહરાવને અંગ્રેજોએ સારી જગ્યા ઉપર નીમ્યા; પણ બળવાખોરોમાંથી કોઇએ તેમનું ખૂન કરી નાખ્યું; એટલે હું ઝાંસીનો ત્યાગ કરી ફરતી ફરતી નીકળી પડી, એટલામાં ગ્વાલીયરમાં શ્રીમન્ત પેશવા સરકારનો રાજ્યાભિષેક થવાના સમાચાર સાંભળી અહીં આવી અને પેશવા સરકારની કૃપાથી અહીં જ રહું છું." આટલો ટૂંક વૃત્તાન્ત કહી ગજરાએ પોતાની આંખમાં આવેલું આંસુનું ટીપું લૂછી નાખ્યું.

રીતે માતૃભૂમિને પરદેશીઓના હાથમાં સોંપવામાં પોતે સાધન રૂપ બને છે. જો આ બંડમાં રજપૂતો ભળ્યા હોત, સિંધિયા, ભોપાળની બેગમ, શિખો, બંગાળીઓ વગેરે ભળ્યા હોત તો આજે કંપની સરકારની સત્તા નષ્ટ થઇ સારાયે ભારતવર્ષ ઉપર પેશવાઇની આણ વર્તી રહી હોત અને શ્રીમન્તનો રાજ્યાભિષેક ગ્વાલીયરને બદલે દિલ્હીમા કરવામાં આવ્યો હોત!" આટલું કહી લક્ષ્મીબાઇએ ઉઠવાની તૈયારી કરી; એટલામાં બે સાજીંદાઓ સાથે એક ગાયિકાએ દિવાનખાનામા પ્રવેશ કર્યો. ગાયિકાને જોતાં જ લક્ષ્મીબાઇ ચમકયાં અને લક્ષ્મીબાઇને જોતાં જ ગાયિકા સ્તબ્ધ બની ગઇ! તે નીચું જોઇ કાષ્ઠની પૂતળી માફક ઉભી રહી.

"કોણ ગજરા! તું અહીં કયાંથી?" આખરે ચોકસ ખાત્રી થતાં લક્ષ્મીબાઇએ પૂછ્યુ.

રાવસાહેબ આ ગાયિકાને લક્ષ્મીબાઇ ઓળખે છે તે જાણી વિસ્મય પામ્યા અને બન્ને તરફ વારાફરતી જોઇ રહ્યા.

"કોણ? મારાં મહારાણી? લક્ષ્મીબાઇ?" ગજરા માંડ માંડ એટલા શબ્દો બોલી શકી.

લક્ષ્મીબાઇએ ગજરાને પોતાની પાસે બોલાવી તેની બધી વાત પુછી. તેના જવાબમાં ગજરાએ નીચે પ્રમાણે ખુલાસો કર્યો: "ઝાંસી ખાલસા થયા પછી પણ હું ઝાંસીમાં જ રહેતી હતી અને તમારી પાસે કોઇ કોઇ વાર આવતી હતી, દરમ્યાન દિવાનજી—"

"દિવાનજી કોણ?" રાણીએ વચ્ચે પ્રશ્ન કર્યો.

"નરસિંહરાવ. દિવાનજી સાથે મને પરિચય થયો. તેની ઇચ્છાથી અમે થોડો સમય બહાર ફરી આવ્યાં. પછી ઝાંસીમાં બંડ થયુ તે અરસામાં અમે ઝાંસીનો ત્યાગ કરી ચાલ્યાં ગયા, અને જ્યારે ઝાંસી ફરીથી અંગ્રેજોના હાથમાં આવ્યું ત્યારે ત્યાં પાછાં રહેવા ગયાં. નરસિંહરાવને અંગ્રેજોએ સારી જગ્યા ઉપર નીમ્યા; પણ બળવાખોરોમાંથી કોઇએ તેમનું ખૂન કરી નાખ્યું; એટલે હું ઝાંસીનો ત્યાગ કરી ફરતી ફરતી નીકળી પડી, એટલામાં ગ્વાલીયરમાં શ્રીમન્ત પેશવા સરકારનો રાજ્યાભિષેક થવાના સમાચાર સાંભળી અહીં આવી અને પેશવા સરકારની કૃપાથી અહીં જ રહું છુ." આટલો ટુંક વૃત્તાન્ત કહી ગજરાએ પોતાની આંખમાં આવેલું આંસુનું ટીપુ લૂછી નાખ્યું

નરસિંહરાવનું નામ સાંભળતાં જ રાણીના મનમાં આગળના પ્રસંગો જાગૃત થયા, પણ તે શમાવી દેતાં વાર લાગી નહીં. નરસિંહરાવના મૃત્યુથી તેમને ક્ષણભર ગ્લાનિ થઈ; પણ બીજી જ ક્ષણે તેઓ સાવધ થઇ બોલી ઊઠ્યાં: "ગજરા! હવે તારે દોડાદોડી કે નાસભાગ નહીં કરવી પડે; પેશવા સરકારના દરબારમાં તારે માટે કાયમનું સ્થાન છે. શ્રીમન્ત રાવસાહેબ આનંદમાં અને રંગરાગમાં નહીં પડે તો પેશવાઈ શાની?"

આવાં કટાક્ષભર્યાં વચનો બોલી રાવસાહેબ તરફ એક તિરસ્કાર ભરી દૃષ્ટિ કરી લક્ષ્મીબાઈ સામે દીનમુખે બેઠેલી ગજરા તરફ જોવાની દરકાર કર્યા વગર ઝપાટાબંધ દિવાનખાનામાંથી અદૃશ્ય થઇ ગયાં. ગજરાના મિલનથી અને નરસિંહરાવના મૃત્યુસમાચારથી પૂર્વ જીવનના બધા પ્રસંગો તેમની આંખ આગળ એક પછી એક ફરીથી ઉધડવા લાગ્યા.



## પ્રકરણ ૧૨ મું
### છેલ્લો પાસો

તા. ૧૪ મી જૂનને દિવસે સવારમાં શ્રીમન્ત પેશવા સરકાર તાત્યા ટોપી સાથે રાજમહેલના ઉદ્યાનમાં ફરતા હતા, ત્યાં ગુપ્તચરે આવી ખબર આપ્યા કે મુરારની છાવણી અંગ્રેજી સૈન્યના હાથમાં જઇ પડી છે.

મુરારની છાવણી શત્રુઓના કબજામાં જઇ પડશે એવું શ્રીમન્ત સરકારે સ્વપ્નમાં કલ્પ્યું ન હોતું, એટલે આ સમાચાર સાંભળી તેમની હિમ્મત છેક જ ગળી ગઇ. તાત્યા ટોપી પણ ગભરાઇ ગયો. મુરારથી ગ્વાલીયર ઉપર ચઢી આવતાં કેટલી વાર?

તાત્કાલિક સૈન્યની વ્યવસ્થા થવા માંડી. સૈનિકોને સજ્જ કરાવી ઉત્સાહિત બનાવવામાં આવ્યા. તાત્યા ટોપીએ ગ્વાલીયરના રક્ષણ માટે ઉપાયો યોજવા માંડ્યા. બાંદાનો નવાબ પણ પોતાની ઘરફૂટી ટોળી સહિત મોરચાની

અવસ્થા કરવા લાગ્યો. તેણે ઠેકઠેકાણે તોપના મોરચા બંધાવ્યા, ઘોડેસ્વારના રિસાલા અને પાયદળ પલટણના ભાગ પાડી મોટા પાયા ઉપર લડાઇની તૈયારી કરી.

તાત્યા ટોપીએ પેશવાની સૂચનાથી રાણી લક્ષ્મીબાઇની મુલાકાત લીધી અને અગાઉની માફક નમ્રતાથી મદદ માટે વિનતિ કરી, તેમ જ સેનાની ગોઠવણ કરવા સંબંધી પણ સલાહ પૂછી.

પરંતુ હવે સલાહ કાંઇ કામની ન હોતી; કારણ કે મળેલી તક હાથમાંથી ગઇ હતી. શ્રીમન્ત રાવસાહેબનાં વચન ઉપરથી રાણીસાહેબને ખાત્રી થઇ હતી કે હવે આપણને યશ મળનાર નથી, તેથી તેઓએ ઉદાસીન વૃત્તિ ધારણ કરી હતી. પરંતુ જ્યારે તાત્યા ટોપીએ નમ્ર થઇ જઇ, સૈન્યની વ્યવસ્થા કરવાની માગણી કરી ત્યારે તેમના મનમાં લાગણી થઇ આવી; એટલે તેમણે તાત્યાને નીચે પ્રમાણે બે શબ્દો કહ્યાઃ "આજ સુધી જીવ સટોસટ કરેલો શ્રમ સફળ થવાની હવે આશા નથી. ચેનબાજીમાં પડેલા શ્રીમન્ત સાહેબને મારી સલાહ પસંદ આવી ન હોતી અને ઇંગ્રેજ લોક છાતી ઉપર આવીને ઉભા રહ્યા ત્યાં સુધી તમારી આંખ ઉઘડી નહીં. હવે તેમની સામે યુદ્ધ કરવામાં વિજય મળવાનો નથી; તથાપિ યુદ્ધ કર્યા વગર છુટકો નથી, એટલે ધીરજ રાખી, તમે આપણા લશ્કરને સાવધ કરો અને તેમની ટુકડીઓ પાડી જુદી જુદી દિશાઓ પર રાખો કે જેથી શત્રુઓ આપણી ઉપર હુમલો કરી શકે નહીં. હું મારૂં કામ બજાવવાને તૈયાર છું."

રાણીસાહેબના આ વીર્યોત્સાહપ્રેરક શબ્દો સાંભળી તાત્યા ટોપીના પગમાં જોર આવ્યું અને તેણે ગ્વાલીયરની પૂર્વ દિશાનું રક્ષણ કરવાની સેમતે વિનતિ કરી. રાણી સાહેબે છેવટનું યુદ્ધ છે એમ ધારી અદ્વિતીય ઉત્સાહથી પોતાના સૈન્યની તૈયારી કરી.

તા૦ ૧૭ મીને દિવસે ગ્વાલીયર સર કરવાના વિચારથી અંગ્રેજ સેનાપતિએ ચારે તરફથી હલ્લો કરવાનો પ્રયત્ન ચલાવ્યો. ગ્વાલીયરના અગ્નિખુણા તરફ પાંચ માઇલ દૂર આવેલા કોટાકીસરાઇ ગામથી ગ્વાલીયરના ફુલબાગમાં જવાના રસ્તાને સાધ્ય કરી તેણે બંડવાળાઓની હાર તોડી; અને ફુલબાગ ઉપર હલ્લો કરવાના ઉદ્દેશે બ્રિગેડીયર સ્મીથ પોતાનું મોટું સબળ સૈન્ય લઇ આગળ આવ્યો. અંગ્રેજોના લશ્કરને સન્મુખ આવતું જોઇ રાણીસાહેબે પોતાના લશ્કરને લડાઇ કરવાનો હુકમ આપ્યો.

રણવાદ્યના પ્રતિઘોષથી આકાશ ગાજી ઉઠ્યું. રાણીની આસપાસ વીંટળાઇ વળી દેશી શૂરવીરોએ ઘોર સંગ્રામ ખેલવા માંડ્યો. આખો દિવસ લડાઇ ચાલુ રહી. બન્ને પક્ષના પુષ્કળ સૈનિકો માર્યા ગયા. એ સંગ્રામમાં રાણી પોતાના સૈન્યને મોખરે રહી યુદ્ધ કરતાં હતાં, તેથ વજ્ર જેવા દુર્ભેદ અને અજિત વ્યૂહને તોડવાને અસમર્થ બનેલી અંગ્રેજ સેનાને બીજી બાજુ તરફ જવાની ફરજ પડી.

તા૦ ૧૮ મીનો સૂર્યોદય થયો ત્યારે ભાગ્યે જ કોઇને ખ્યાલ હતો. સૂર્યાસ્ત પહેલાં યુદ્ધનો અન્ત આવી જશે! રાણીસાહેબનું આગલા દિવસનું રણશૌર્ય જોઇ અંગ્રેજ સેના દ્વિગુણિત ઉત્સાહ અને બળથી લડવા લાગી.

રાણીસાહેબ પણ પોતાના સૈન્ય સાથે યુદ્ધ કરવાને સજ્જ હતાં તેમણે એક મર્દના જેવો લશ્કરી પોષાક ધારણ કર્યો હતો. માથે બત્તીની પાઘડી, બદનપર અંગરખું અને પાયજામો તથા કંઠમાં મોતીની માળા ધારણ કરી હતી. તેમનો ઘોડો બે દિવસના શ્રમથી થાકી ગયો હોવાથી સિંધિયાની અશ્વશાળામાંથી એક સુંદર દેખાવના ઘોડા ઉપર બેસી તલવાર ખેંચી મોટા ઉત્સાહથી લક્ષ્મીબાઇ લશ્કરની વ્યવસ્થા કરી રહ્યાં હતાં.

બન્ને સેનાઓ સામસામે આવી મોટા આવેશથી લડવા લાગી. તુમુલ સંગ્રામમાં રાણીસાહેબ સ્ફૂર્તિથી ફરતાં હતાં. રાણીનાં શૌર્યથી ઉત્તેજિત થયેલા માણસોએ એ લડાઇમાં એવા ઉત્સાહથી જંગ મચાવ્યો કે તેમની વીરતા દીપી ઉઠી. સામા પક્ષના અંગ્રેજ યોદ્ધાઓ પણ હઠી જાય એવા નહોતા. આ રીતે ભયંકર અને પ્રખર લડાઇ ચાલતાં યોદ્ધાઓ એક બીજામાં સેળભેળ થઇ ગયા અને કાયર પુરુષોનાં કાળજાં કંપી ઉઠે એવી કત્લ ચાલી, છતાં બન્નેમાંથી એકેય પક્ષને વિજયશ્રી વરી નહીં.

મુરારની બાજુ પેશવાના સૈન્યની હાર થયાના સમાચાર મળતાં રાણીસાહેબની પાયદળ પલટણના પગ ભાંગી ગયા. અગર તો સિંધિયા સરકારની સામે લડવાનું તેમને ઠીક ન લાગ્યું તેથી તે પાછી પડી. રાણી ઘોડેસ્વારોની પલટણ સાથે શત્રુઓ સામે લડતાં હતાં, તે પાયદળના ભાગવા છતાં હિમ્મત હાર્યાં નહીં અને એક પછી એક પટકાઇ પડતા સ્વારોની જગ્યા બીજા સ્વારોથી પૂરવા લાગ્યાં. પરંતુ દુર્ભાગ્યે પાયદળ લશ્કર નાસી ગયું એટલે તેમને પોતાની શમશેર ઉપર જ આધાર રાખવાનો રહ્યો.

ચારે દિશામાં અંગ્રેજી સૈન્ય ફરી વળેલું હોવા છતા બંડવાળા પિંઢારી લોક તેમને જવાબ દઈ શકતા હતા, પરંતુ તેમની વ્યવસ્થા ખામી ભરી હતી, તેમ જ તેઓ યુદ્ધવિદ્યામાં પ્રવીણ ન હોતા, એટલે તેમને પ્રાણરક્ષણ માટે ચારે તરફ નાસી જવાની ફરજ પડી હતી

પાયદળ નાસી ગયું, શૂરવીર પીંઢારીઓ પણ નાઠા, ત્યારે રાણી સાહેબ નિરાશ થઈ ગયાં, છતા પાછી પાની ન કરતાં કે નાહિમ્મત ન થતાં સ્વપરાક્રમ બતાવવાનો તેમણે નિશ્ચય કર્યો અને પોતાના રહ્યાસહ્યા સ્વારો સાથે અંગ્રેજ સૈન્ય સામે જેવું તે તેવું ભયંકર યુદ્ધ ચાલુ રાખ્યું

પરંતુ આજે તેમનું ભાગ્ય ઉલટું હતું, તેથી સાગરની ભરતી જેવા મસ્ત બ્રિટિશ સૈન્ય આગળ રાણીના સ્વારો હિમ્મત હારી ગયા અને રાણીસાહેબને પણ ખાત્રી થઈ ચૂકી કે આ યુદ્ધમાં આપણો વિજય થનાર નથી.

ચારે તરફ મહાભયંકર અને ઘનઘોર યુદ્ધ મચી રહ્યું હતું બંદૂકો અને તોપોના અવિશ્રાંત મારાથી ઉડતા ધુમાડા અને ધૂળથી રણમેદાન શ્યામવર્ણું બની ગયું હતું. સૈન્યમાં સર્વત્ર મહાપ્રબળ અને ક્ષણેક્ષણે રુધિરની ધારા વરસાવતો શસ્ત્રસપાત થઈ રહ્યો હતો આવા પ્રબળ અને વિપુલ શત્રુસૈન્યની મધ્યમા રહી રાણી લક્ષ્મીબાઇ પોતાના મુખ્ય સ્વારો સાથે જીવસટોસટનો સગ્રામ ખેલી રહ્યા હતાં.

સૈનિકોનાં સતપ્ત હૃદયને વધુ સતપ્ત કરનાર સૂર્યનારાયણ ગગનમંડળમાં પ્રકાશી રહ્યા હતા આ પાર કે પેલે પાર જવાનો નિશ્ચય કરી રાણીસાહેબે પોતાના સ્વારો અને આપ્તજનોની સાથે બ્રિટિશ સૈન્યમાંથી નીકળી પોતાના પક્ષના મોટા ભાગને મળી જવાનું કારમું સાહસ ખેડયું

લક્ષ્મીબાઇએ જ્યારે પ્રાણની પરવા ન કરતા અંગ્રેજ સૈન્યની બહાર નીકળવાનો યત્ન કર્યો ત્યારે એવું તુમુલ અને ભીષણ યુદ્ધ થયું કે એક ક્ષણમાં અનેક માણસો ધારાતીર્થ ઉપર રામશરણ થઈ પડ્યાં. આ ભયકર સગ્રામમાં રાણીસાહેબે પુન પોતાનું અદ્વિતીય શૌર્ય પ્રદર્શિત કર્યું અને આખરે અંગ્રેજ યોદ્ધાઓનો પ્રબળ મારો અને અટકાવ ભેદી પોતાની તલવારના જોરે લક્ષ્મીબાઇ અંગ્રેજ સૈન્યમાંથી બહાર નીકળી ગયાં

—

બે દાસીઓ, રામચદ્રરાવ દેશમુખ અને રઘુનાથસિંહ વગેરે સેવકો સાથે રાણી લક્ષ્મીબાઈએ બ્રિટિશ સૈન્યથી દૂર ને દૂર નાસવા માંડ્યું બ્રિટિશ સૈનિકોને હાથતાળી આપી વિજળીના ચમકારાની જેમ રાણીસાહેબ અદશ્ય થઇ ગયા અને બ્રાખેરાના મોટા સૈન્યમા અગ્રેજો રાણીસાહેબ જેવી શૂર નારી અને વીર રમણીને શોધી કાઢવા અસમર્થ થઇ પડ્યા.

લક્ષ્મીબાઇને પોતાના દેહનું, ધર્મનું અને જાતિનું અભિમાન હતું; તેથી મરણ પછી પણ યવનના સ્પર્શથી પોતાનો દેહ અપવિત્ર ન થાય તેટલા માટે જ તેમણે આ યુદ્ધક્ષેત્રમાંથી છેવટની ઘડીએ નિરૂપાય થવાથી ચાલતી પકડી હતી

સૂર્યનારાયણ આ ભીષણ હત્યાકાડ જોઇ શરમાઇ ગયા હોય તેમ આકાશમાંથી ક્ષિતિજ ઉપર ઉતરવા લાગ્યા અને માનવી માનવી વચ્ચેના આ પરસ્પર લોહીરેડાણથી શરમીંદા બની, લાલચોળ મુખે અદશ્ય થઈ ગયા

રાણી અને તેના આપ્તજને પાછુવાળી જેયા વગર ઘોડા કુદાવી જતા હતા, એવામાં માર્ગમા એક નાનો જળપ્રવાહ એટલે વોંકળો આવ્યો અને સિંધિયાનો સુંદર ઘોડો ત્યાં જ અટકી ગયો રાણીસાહેબે આ અણીને વખતે ઘોડાને ઉત્તેજન આપવા કઇ કઇ યુક્તિઓ કરી જેઇ, પણ તે સર્વ વ્યર્થ ગઇ અને ઘોડો જ્યાં ઉભો હતો ત્યાથી એક ડગલું પણ ચસ્યો નહીં

ભાગ્યની વિપરીતતાથી રાણીએ નિશ્વાસ નાખ્યો, કારણ અગ્રેજ ઘોડેસ્વારોની એક ટુકડી પાછળ દોડી આવતી હતી અને શું કરવુ, શુ ન કરવુ તેની વિમાસણમાં પડેલાં લક્ષ્મીબાઇ ઉપર આ સ્વારો તૂટી પડ્યા આવી નિરાધાર અને અસહાય સ્થિતિમાં પણ લક્ષ્મીબાઇએ હિમ્મત ન હારતા પોતાની પાણીદાર સમશેર ખેંચી સ્વારોની સામે ટક્કર લીધી રાણીસાહેબની કાળની જીભ જેવી તલવારે તેમની સ્વાગતા કરવા માડી એક સ્વારની સામે આપણું કઇ ચાલતું નથી એ વિચારે તેઓ બમણા જેરથી લડવા લાગ્યા અને એક સ્વારે વધુ સાહસિક બની રાણીસાહેબ ઉપર ઘા કર્યો. આ ઘાથી રાણીનો જમણો હાથ તૂટી પડ્યો, અને જમણી આંખ ફુટી ગઇ, છતાં તેમણે ડાબે હાથે પોતાના ઉપર ઘા કરનારને આ ક્ષણભગુર સસારમાંથી મુક્ત કર્યો

---

## પ્રકરણ ૧૩ મું

## મૃત્યુની ભેટ અને અંતિમ મિલન.

ઘાયલ થવા છતાં લક્ષ્મીબાઇ વીરતાથી લડી રહ્યાં હતાં, પરંતુ રૂધિર વહી જવાથી તેમની શક્તિ ક્ષીણ થઇ ગઇ. શરીર ઉપર પડેલા જખ્મોની વેદના તીવ્ર હતી અને ધીમે ધીમે નજીક આવતા મૃત્યુના ભણકારા તેમને સંભળાતા હતા.

તુર્ત જ રાણીસાહેબે પોતાના વિશ્વાસુ સરદાર રામચંદ્રરાવને કહ્યું: " મારૂં મૃત્યુ એકાદ કલાકમાં આવી પહોંચશે, દરમ્યાન અંગ્રેજોના હાથમાં મારૂં શબ પણ ના જાય એવી રીતે તમે મને અહીંથી લઇ જઇ સુરક્ષિત રાખો અને તમારા પોતાના જ હાથથી અગ્નિસંસ્કાર કરજો. જીવતાં આ શરીર પવિત્ર રહ્યું છે, મૃત્યુ પછી પણ તે યવનોથી ભ્રષ્ટ ન થાય એટલી સાવચેતી રાખજો."

રાણીસાહેબનાં ઉપરનાં વચનો સાંભળી રામચંદ્રરાવની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. તેણે તુર્ત જ રાણીસાહેબને આ રણસંગ્રામના સ્થાન—કોટાકીસરાઇની પાસે આવેલ એક મહારાજની જગ્યામાં લઇ જવાની વ્યવસ્થા કરી.

રાણીજીને જોતાં જ મહારાજ સ્તબ્ધ બની ગયા, અવાક્ બની ગયા! સર્વેને આ જોઇ આશ્ચર્ય થયું! પણ સમયસૂચકતા વાપરી મહારાજે પોતાની લાગણી અંતરમાં શમાવી દીધી અને રાણીજીને એક સુંવાળા બિછાના ઉપર સુવડાવ્યાં અને તેમના ઘા ધોઇ નાંખી, પોતાની પાસે સંગ્રહેલી ઔષધી લગાડી તે ઉપર લુગડાંના પાટા વીંટી દીધા.

આ પ્રમાણે ઘાને રાહત મળવાથી લક્ષ્મીબાઇ શુદ્ધિમાં આવ્યાં; એટલે તેમણે તૃષા છીપાવવા પાણી માગ્યું. મહારાજે અંદર જઇ સ્વચ્છ જળ લાવી પાયું.

બે દાસીઓ, રામચંદ્રરાવ દેશમુખ અને રઘુનાથસિંહ વગેરે સેવકો સાથે રાણી લક્ષ્મીબાઈએ બ્રિટિશ સૈન્યથી દૂર ને દૂર નાસવા માંડ્યું. બ્રિટિશ સૈનિકોને હાથતાળી આપી વિજળીના ચમકારાની જેમ રાણીસાહેબ અદૃશ્ય થઈ ગયાં અને અંગ્રેજોના મોટા સૈન્યમાં અંગ્રેજો રાણીસાહેબ જેવી શૂર નારી અને વીર રમણીને શોધી કાઢવા અસમર્થ થઈ પડ્યા.

લક્ષ્મીબાઈને પોતાના દેહનું, ધર્મનું અને જાતિનું અભિમાન હતું; તેથી મરણ પછી પણ યવનના સ્પર્શથી પોતાનો દેહ અપવિત્ર ન થાય તેટલા માટે જ તેમણે આ યુદ્ધક્ષેત્રમાંથી છેવટની ઘડીએ નિરુપાય થવાથી ચાલતી પકડી હતી.

સૂર્યનારાયણ આ ભીષણ હત્યાકાંડ જોઈ શરમાઈ ગયા હોય તેમ આકાશમાંથી ક્ષિતિજ ઉપર ઉતરવા લાગ્યા અને માનવી માનવી વચ્ચેના આ પરસ્પર લોહીરેડાણથી શરમીંદા બની; લાલચોળ મુખે અદૃશ્ય થઈ ગયા.

રાણી અને તેના આપ્તજનો પાછુંવાળી જોયા વગર ઘોડા કુદાવી જતા હતા, એવામાં માર્ગમાં એક નાનો જળપ્રવાહ એટલે વોંકળો આવ્યો અને સિંધિયાનો સુંદર ઘોડો ત્યાં જ અટકી ગયો. રાણીસાહેબે આ અણીને વખતે ઘોડાને ઉત્તેજન આપવા કંઈ કંઈ યુક્તિઓ કરી જોઈ; પણ તે સર્વ વ્યર્થ ગઈ અને ઘોડો જ્યાં ઉભો હતો ત્યાંથી એક ડગલું પણ ખસ્યો નહીં.

ભાગ્યની વિપરીતતાથી રાણીએ નિશ્વાસ નાંખ્યો; કારણ અંગ્રેજ ઘોડેસ્વારોની એક ટુકડી પાછળ દોડી આવતી હતી અને શું કરવું; શું ન કરવું તેની વિમાસણમાં પડેલાં લક્ષ્મીબાઈ ઉપર આ સ્વારો તૂટી પડ્યા. આવી નિરાધાર અને અસહાય સ્થિતિમાં પણ લક્ષ્મીબાઈએ હિંમત ન હારતાં પોતાની પાણીદાર સમશેર ખેંચી સ્વારોની સાથે ટક્કર લીધી. રાણીસાહેબની કાળની જીભ જેવી તલવારે તેમની સ્વાગતા કરવા માંડી. એક સ્વારની સામે આપણું કંઈ ચાલતું નથી એ વિચારે તેઓ બમણા જોરથી લડવા લાગ્યા અને એક સ્વારે વધુ સાહસિક બની રાણીસાહેબ ઉપર ઘા કર્યો. આ ઘાથી રાણીનો જમણો હાથ તૂટી પડ્યો; અને જમણી આંખ ફુટી ગઈ, છતાં તેમણે ડાબે હાથે પોતાના ઉપર ઘા કરનારને આ દુઃખમય સંસારમાંથી મુક્ત કર્યો.

---

## પ્રકરણ ૧૩ મું

### મૃત્યુની ભેટ અને અંતિમ મિલન

ઘાયલ થવા છતાં લક્ષ્મીબાઇ વીરતાથી લડી રહ્યાં હતાં, પરંતુ રુધિર વહી જવાથી તેમની શક્તિ ક્ષીણ થઇ ગઇ. શરીર ઉપર પડેલા જખ્મોની વેદના તીવ્ર હતી અને ધીમે ધીમે નજીક આવતા મૃત્યુના ભણકારા તેમને સંભળાતા હતા.

તુર્ત જ રાણીસાહેબે પોતાના વિશ્વાસુ સરદાર રામચંદ્રરાવને કહ્યું: "મારું મૃત્યુ એકાદ કલાકમાં આવી પહોંચશે, દરમ્યાન અંગ્રેજોના હાથમાં મારું શબ પણ ના જાય એવી રીતે તમે મને અહીંથી લઇ જઇ સુરક્ષિત રાખો અને તમારા પોતાના જ હાથથી અગ્નિસંસ્કાર કરજો. જીવતાં આ શરીર પવિત્ર રહ્યું છે, મૃત્યુ પછી પણ તે યવનોથી ભ્રષ્ટ ન થાય એટલી સાવચેતી રાખજો."

રાણીસાહેબનાં ઉપલાં વચનો સાંભળી રામચંદ્રરાવની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. તેણે તુર્ત જ રાણીસાહેબને આ રણસંગ્રામના સ્થાન—કોટાકીસરાઇની પાસે આવેલ એક મહારાજની જગ્યામાં લઇ જવાની વ્યવસ્થા કરી.

રાણીજીને જોતાં જ મહારાજ સ્તબ્ધ બની ગયા, અવાક્ બની ગયા! સર્વને આ જોઇ આશ્ચર્ય થયું! પણ સમયસૂચકતા વાપરી મહારાજે પોતાની લાગણી અંતરમાં શમાવી દીધી અને રાણીજીને એક સુંવાળા બિછાના ઉપર સુવરાવ્યાં અને તેમના ઘા ધોઇ નાંખી, પોતાની પાસે સંગ્રહેલી ઔષધી લગાડી તે ઉપર લુગડાંના પાટા વીંટી દીધા.

આ પ્રમાણે ઘાને રાહત મળવાથી લક્ષ્મીબાઇ શુદ્ધિમાં આવ્યાં; એટલે તેમણે તૃષા છીપાવવા પાણી માગ્યું. મહારાજે અંદર જઇ સ્વચ્છ જળ લાવી પાયું.

પાણી પીધા પછી લક્ષ્મીબાઈએ આંખો ઉઘાડી તો સામે ગંગાદાસ મહારાજને બેઠેલા જોયા. રાણીને પણ આશ્ચર્ય થયું. ગંગાદાસ મહારાજ અહીં ક્યાંથી ? અગર શું એ માત્ર નિર્બળ મગજની ભ્રમણા હતી ?

"મહારાજ.........તમે કોણ ?" રાણીના અવાજમાં મંદતા હતી.

"રાણીજી ! મને ન ઓળખ્યો. મારું નામ ગંગાદાસ."

"કોણ ગંગાદાસ ?" રાણી આશ્ચર્યથી બોલી ઊઠ્યાં.

આ પ્રમાણે લક્ષ્મીબાઈ અને મહારાજ વચ્ચે વાતચીત ચાલતી હતી; ત્યારે રામચંદરાવ વગેરે આપ્તજનો અને સેવક વર્ગ ઝુંપડીની બહાર બેસી વિશ્રાંતિ લેતાં હતાં.

રાણીએ ચારે બાજુ પોતાની નિર્બળ આંખો ફેરવી કોઈ નથી એમ ખાત્રી કર્યા પછી કહ્યું: "મહારાજ ! આટલો સમય ક્યાં હતા ? અને અહીં એકાએક ક્યાંથી ?"

"રાણીજી !" મહારાજના શબ્દોમાં ધ્રુજારી હતી: "આપની તબિયત જોતાં હું દુઃખમાં જ પતાઈશ. ઝાંસી ખાલસા થતાં હું થોડો સમય તો કિલ્લાવાળા શિવાલયમાં નિવાસ કરી રહ્યો; પણ તમે ત્યાં કોઈ દહાડો ન આવવાથી અને કિલ્લાના સૈનિકોને એ શિવાલયમાં આવવાની ફુરસદ ન હોવાથી, બેત્રણ મહીના બાદ મેં ઝાંસીનો ત્યાગ કર્યો. જે હેતુથી એ શિવાલયનો હું પૂજારી બન્યો હતો તે હેતુ સરે એમ ન લાગતાં મેં ઝાંસીનો ત્યાગ કર્યો; અને તીર્થસ્થળોમાં ફરવા માંડ્યું. ફરીથી જ્યારે ઝાંસીમાં બંડ થયું અને તમે ઝાંસીનો વહીવટ પુનઃ હાથમાં લીધો ત્યારે હું ત્યાં પાછો આવ્યો, પણ તે વખતે અંગ્રેજી સૈન્યે ઝાંસીને ઘેરો ઘાલ્યો હતો. તમે છેવટે ગ્વાલીયરમાં આવી રહ્યાના સમાચાર મળતાં હું અહીં એક ઝુંપડી બાંધી રહ્યો છું. શા માટે જાણો છો ?"

"ના."

"તમને એક દિવસ મળવાની આશાએ !"

"મહારાજ—તમે કોણ ?"

અને મહારાજના મુખમંડળ ઉપર તેજની આભા પ્રસરી રહી.

"હું ! રાણીજી ! હું ગંગાદાસ મહારાજ !"

"હા ગંગાદાસ મહારાજ ખરા, પણ મારી પાછળ આમ ભટકવાનું કારણ? મારા દર્શન માટે આટલી તપશ્ચર્યાનું કારણ? તમે ગંગાદાસ મહારાજ નથી, તમે પેશવા બાજીરાવના સરદાર——"

"રામરાવનો પુત્ર શંકરરાવ!"

"કોણ, શંકરરાવ?" લક્ષ્મીબાઇ ચકિત થઇ ગંગાદાસ મહારાજ સામે જોઇ બોલી ઉઠ્યા "મારો બચપણનો સોબતી શંકર?"

"હા અને તમે–તું મારી બચપણની સાથી મનુબાઇ!"

થોડી પળ સુધી બન્ને જણાં સ્તબ્ધ બની એકમેક સામે જોઇ રહ્યા.

લાગણીવશ થવાથી, અને એકાએક ગંગાદાસ મહારાજના રૂપમાં બાલ્યકાળના સાથી શંકરરાવનો ભેટો થવાથી થયેલી લાગણીની અતિશયતાથી નિર્બળ થયેલાં રાણી વધુ નિર્બળ બની મૂર્ચ્છાવશ બની ગયા. ચિંતાતુર ચહેરે ગંગાદાસ મહારાજે પોતાની ઝોળીમાંથી ઔષધી લઇ સુંઘાડતા જ પુનઃ લક્ષ્મીબાઇ શુદ્ધિમાં આવ્યાં એટલે બોલી ઉઠ્યા 'શંકરરાવ! આખરે આપણે મળ્યાં ખરા! જીવતાં મળીને દિલ ખોલી વાત ન કરી શક્યા, પણ આ મૃત્યુને વખતે આપણો ભેટો થયો એ પણ દૈવયોગ જ છે! વિધિનું નિર્માણ કેટલું નિષ્ઠુર છે!'

"રાણીજી! જ્યારથી તમે ઝાંસીની રાણી થયા, ત્યારથી જ મને તો સંસાર ઉપર વિરાગ આવેલો છે અને સંસારમાં હોવા છતાં વિરાગીની જેમ બ્રહ્મચારી તરીકે જીવન ગાળી રહ્યો છું, માત્ર તમારૂં નામસ્મરણ જ મારા જીવનને ટકાવી રહ્યું છે, પણ, હવે તમે વધુ શ્રમ ના લીઓ સ્વસ્થ થઇ પડી રહો તમને આરામ વળ્યા પછી આપણે નિરાતે વાતો કરીશું."

"શંકરરાવ! આજે આ આપણી છેલ્લી જ મુલાકાત સમજી લો. હું હવે કાયમને માટે આરામ લેવાની છું, માટે જતાં પહેલાં એ વાતો કરી લઇએ, મારા શરીર ઉપર પડેલા ઘા જોતાં, તેમાંથી વહી ગયેલું રૂધિર જોતા અને મારી અશક્તિ જોતાં, હું આટલુંયે બોલી શકુ છું તે આશ્ચર્યની વાત છે! તમારી માતાનો જ આ પ્રતાપ છે!'

રાણીના મૃત્યુનો વિચાર આવતાં જ શંકરરાવની આંખ સજળ બની ગઇ "રાણીજી! આપના ભાગ્યમાં આવું જ લખ્યું હશે, નહિતર કાંઈ

આમ, બને ? તમારા પિતા આપણને બન્નેને સાથે રમતાં જોઇ વારંવાર કહેતા કે આ બન્નેની જોડી અદ્દભુત બનશે અને બાજીરાવ પેશવા પણ આપણી ભાવિ પતિપત્ની તરીકે કલ્પના કરી આનંદ લેતા અને કોઇ વાર તો આપણી મશ્કરી પણ કરતા !"

"પરંતુ, આપણે મોટાં થયાં, એટલે મારા પિતાની મહત્ત્વાકાંક્ષા વિસ્તાર પામી, પેશવાના સરદારના પુત્રને જમાઇ તરીકે સ્વીકારવાનું તેને ન રુચ્યું, પણ ઝાંસીની રાણીની ખાલી પડેલી જગ્યા મારા દેહથી પૂરવાનો તેમને વિચાર આવ્યો અને એમ કરવામાં તેમને પોતાની પણ ઉન્નતિ દેખાઇ. પણ, શંકરરાવ, જો એ વખતે મારી માતા જીવતી હોત તો તે કદાપિ મારા પિતાની ઇચ્છા પ્રમાણે મને ઝાંસીની રાણી થવા મોકલત નહીં !"

"લક્ષ્મીબાઇ ! તેથી જ તો કર્મની ગતિ ગહન છે એમ કહેવાયું છે. તમે ઝાંસીની રાણી બની રાજવૈભવમાં પડ્યાં, પણ મારા દુઃખનો પાર ન હોતો. મારું ચિત્ત તો તમારામાં જ પરોવાયેલું હતું. એટલે બીજે ક્યાંય સ્નેહ ન આપતાં મેં તો તમારી પાછળ ફકીરી લીધી એમ કહું તો પણ ચાલે !"

"સત્ય છે ! શંકરરાવ ! તારી અડગતાને ! તું સાચો પ્રેમી છે ! અને હું પ્રેમની કસોટીમાંથી પાર ઉતરી નથી !"

"મનુબાઇ—ના—લક્ષ્મીબાઇ—એમાં તમારોય દોષ નથી. તમારા પિતાની ઇચ્છા વિરુદ્ધ તમે એટલી નાની વયમાં શું કરી શકો ?"

"પણ, શંકરરાવ ! મને એ બદલ વારંવાર ખેદ થયો છે. એ લગ્નથી, હું રાણી બની, મને વૈભવ મળ્યો, સત્તા મળી; પણ સાચું સુખ, સાચો પ્રેમ—દિલભર દિલ મળ્યાં નહીં !"

"પણ, હવે તેનું શું છે ! ગઇ વાતનો અત્યારે શોક શા માટે કરવો !"

"અરે શંકરરાવ ! શું એ ગઇ વાત યાદ કરવાનો પણ મને હક નથી ? શું આ મૃત્યુની શય્યા ઉપર સુતાં છતાં મારા દિલની વરાળ બહાર કાઢવાનો પણ મને હક નથી !"

શંકરરાવે લક્ષ્મીબાઇને કપડાંના છેડાવતી પવન નાંખતાં કહ્યું: "તમને એ સર્વ હક છે; પણ જે વાતનો ઉલ્લેખ કરવાથી મનને દુઃખ થાય તે શા માટે કરવી ?"

"શંકરરાવ!" લક્ષ્મીબાઇ નિર્બળ છતાં સતેજ થઇ બોલી ઉઠ્યાં: "કોણે કહ્યું કે એ વાતથી મને દુઃખ થાય છે? દુઃખ તો મેં આખી જીંદગી ભોગવ્યું છે. રાણી હોવા છતાં સ્ત્રી તરીકે મેં કશુંય સુખ ભોગવ્યું નથી, અને પરણ્યા પછી અલ્પકાળમાં સૌભાગ્ય ગુમાવી બેસવાથી આખુંયે જીવન-યૌવનભર્યું જીવન મેં દુઃખમાં, યાતનામાં, માનસિક વેદનામાં અને સંયમમાં વીતાવ્યું છે; શંકરરાવ! બહારથી મનોહર દેખાતા જ્વાળામુખીની જેમ મારા અંતરમાં કેટલો દાહ છે, કેટલી જ્વાળા બળે છે, તે કોણ જાણી શકે!"

"આપ શાંત થાઓ, સ્વસ્થ થાઓ! આ સમયે આપને હું શી રીતે ધીરજ આપી શકું તે મને સમજાતું નથી!" શંકરરાવે વાતની દિશા બદલવાના આશયથી આશ્વાસન આપવા માંડયું.

લક્ષ્મીબાઇએ મહામહેનતે પડખું ફરી કહ્યું: "શંકરરાવ! મારો જીવ વધુ ઊંડો ઉતરતો જાય છે અને મારી શુદ્ધિ ઓછી થતી જાય છે, હવે હું બે ઘડીની મેમાન છું......"

રાણી બોલતાં બોલતાં એકાએક અટકી જવાથી શંકરરાવે કહ્યું: "બોલો, કેમ બોલતાં અટકી ગયાં? તમારા મનમાં જે હોય, જે ઇચ્છા હોય, જે વાસના રહી જતી હોય તે કહી નાંખો! શંકરરાવ પોતાના જીવ સાટે તે પૂરી કરવા યત્ન કરશે."

પોતાની નિસ્તેજ થતી આંખો ઝાંખા પડતા દીવાના પ્રકાશમાં શંકરરાવ ઉપર સ્થિર કરીને રાણીજી બોલ્યાં: "શંકરરાવ, મહારાજ ગંગાધરરાવ સાથે પરણવામાં ઝાંસીની રાણી થવાની આકાંક્ષા મારા હૃદયમાં ઊંડી ઊંડી છુપાઇ હતી; એ આશા પૂરી થઇ ન થઇ, ત્યાં તો મહારાજના મૃત્યુથી હું રાણી મટી સામાન્ય સ્ત્રી બની ગઇ, એટલે એ આશા અધુરી જ રહી ગઇ. પછી તો મને શ્રીમન્ત નાનાસાહેબ અને તાત્યાની પ્રેરણાથી હિંદુ પદપાદશાહી સ્થાપવાની અગર ભગવો ઝુંડો ફરતો કરવાની અભિલાષા થઇ અને અંગ્રેજ સરકાર સામેના બંડમાં હું સામેલ થઇ. ત્યાર પછી મારા મનમાં આ ભારતભૂમિને પરદેશીઓના પાશમાંથી મુક્ત કરવાની તમન્ના થઇ આવી. ઝાંસી ગુમાવવા છતાં, ઝાંસી પાછું નહીં મળે એવી ખાત્રી છતાં, પણ હું આટલો સમય લડી રહી તે આ

દેશને વિદેશીઓની પરતંત્રતામાંથી છોડાવવા, અને આજે મારા શરીર ઉપર જે જખમો થયા છે અને જેમાંથી વહી ગયેલા રુધિરથી હું અશક્ત બની મૃત્યુશય્યા ઉપર સૂતી છું અને સ્વર્ગ તરફ સંચરી રહી છું; તે પણ માતૃભૂમિની મુક્તિ ખાતર—"

આટલું બોલી થાક ચડી આવવાથી લક્ષ્મીબાઈ બોલતાં અટકી ગયાં. એટલામાં કુમાર દામોદરરાવ, રામચંદ્રરાવ વગેરે આપ્તજનો અંદર આવી ઊભા. તે સર્વ રાણીના આ અંતકાળના સમયથી સ્તબ્ધ અને અવાક્ બની ગયાં હતાં.

"શંકરરાવ, માતૃભૂમિની મુક્તિનું અધુરું રહેલું કાર્ય કોણ પૂરું કરશે? તારાથી તે પૂરું થશે? શંકરરાવ!" લક્ષ્મીબાઈ વિસ્ફારિત નયને શંકરરાવની સામે જોઈ રહ્યાં.

શંકરરાવે થોડી વાર સુધી કશો જવાબ ન આપવાથી લક્ષ્મીબાઈએ કહ્યું: "જે માતૃભૂમિની ખાતર, જે દેશભક્તિની ખાતર મેં તમામ વૈભવ અને રાજસત્તાનો ત્યાગ કર્યો, તમામ સુખને લાત મારી મૃત્યુને વહાલું કર્યું, તે માતૃભૂમિને માટે તને કશું પણ લાગી આવતું નથી? શંકરરાવ! જેમ તેં મારી પાછળ ફકીરી લીધી, સાધુ બન્યો, બ્રહ્મચારી બન્યો, ગામેગામ રખડ્યો, તેમ તારી માતૃભૂમિની ખાતર ન કરી શકે? શું મારા જેવી સામાન્ય સ્ત્રીના સૌંદર્ય કરતાં માતૃભૂમિનું સૌંદર્ય તને વધારે આકર્ષક નથી લાગતું? શું માતૃભૂમિની ભક્તિ કરતાં, દેશપ્રેમ કરતાં એક સ્ત્રીનું આકર્ષણ, સ્ત્રી તરફનો પ્રેમ વધી ગયો?"

શંકરરાવ હવે ચૂપ રહી શક્યો નહીં. તે બોલી ઉઠ્યો: "રાણીસાહેબ! આ સઘળી એક પ્રકારની ઘેલછાવાળી મનોદશા છે. કોઈને એક પ્રકારની ઘેલછા હોય છે, તો કોઈને બીજા પ્રકારની ઘેલછા હોય છે! તમને દેશભક્તિની ઘેલછા લાગી, આ શ્રીમન્ત નાનાસાહેબ અને તાત્યાસાહેબને પણ ભારતવર્ષમાં ભગવો ઝંડો ફરકાવવાની ઘેલછા લાગી છે, મુસલમાન અંડખોરોને દિલ્હીમાં અને તેથી આખા હિંદુસ્તાનમાં ફરીથી મુસલીમ રાજ્ય સ્થાપવાની ઘેલછા લાગી છે, કંપની સરકારને આખાયે હિંદુસ્તાન યુનિયન જેક—અંગ્રેજી સલતનત નીચે લાવવાની ઘેલછા લાગી છે; અને મારા જેવાને તમારા પ્રેમની ઘેલછા લાગી છે! આ સર્વ એક પ્રકારની

ઘેલછા જ છે, માત્ર તેના પ્રકાર જૂદા જૂદા છે. એ સર્વ એક પ્રકારના નશા છે અને નશામાં ચકચૂર બનેલો માણસ સુખદુઃખની પરવા નથી કરતો; તેમ આવા કોઇ એક નશામાં સપડાએલો માણસ સુખદુઃખની પરવા નથી કરતો."

"પણ શંકરરાવ!" રાણીએ નબળી આંખો વધારે બહાર કાઢી પૂછ્યું: "શું આ બધા નશા, આ બધી ઘેલછા એક સરખી કે કંઇ ફેર?"

"રાણીસાહેબ! નશાના પ્રકાર જૂદા, પણ તત્ત્વ તો એક જ. નશો કરનાર માણસ જેમ ભાન ભૂલી ગમે તે કરી બેસે તેવી જ રીતે દેશભક્તિ, સ્ત્રીભક્તિ, પતિભક્તિ, પ્રભુભક્તિ, ધનભક્તિ કે પછી ગમે તે ભક્તિવાળો માણસ પણ ભક્તિના નશામાં, એ માની લીધેલા કર્તવ્યની ઘેલછામાં ગમે તે કરી બેસે છે."

"પણ કોઇ સ્ત્રી, પુરુષ, ધન, વૈભવ કે સંપત્તિની ઘેલછા કરતાં માતૃભૂમિની ઘેલછા શું વધારે શ્રેયસ્કર નથી?"

"કદાચ તમે કહો છો તેમ હશે, પણ મને શંકા છે. મને એક કરતાં બીજો નશો ચડિયાતો નથી લાગતો, પણ કદાચ મારી ભૂલ થતી હોય!" શંકરરાવે રાણીનું મન છેલ્લી ઘડીએ ન દુઃખવવાનો નિશ્ચય કરી સંભ્રમવાળો સંદિગ્ધ ઉત્તર આપ્યો.

તે મનમાં ગણગણ્યોઃ "બધા જ નશા સરખા છે, એમાં સારો નરસો કોઇને કહી શકાય તેમ નથી અને આખરે એ સર્વનો હેતુ તો માત્ર આત્મસંતોષ, આત્મતૃપ્તિ સિવાય બીજો શો છે? એક યા બીજે પ્રકારે, એક યા બીજા સાધનથી સર્વ કોઇ વાસનાની તૃપ્તિ કરે છે અને આત્મસંતોષ અનુભવે છે. વાસના એટલે વાસના, પછી તે ગમે તે પ્રકારની હોય, તેમાં ચડતા ઉતરતાપણાનો સંભવ જ નથી!"

અશક્તિને લીધે વધુ ધીમા થતા અવાજે રાણીએ કહ્યું: "શંકરરાવ! આવા વિચારો ક્યાંથી મેળવ્યા? શું આથી જ તમે આ સ્વતંત્રતાના સંગ્રામથી અલગ રહ્યા હતા?"

"રાણીજી! જવા દો એ વાત! એ વિચાર આપોઆપ જ એકાંતના લાંબા ચિંતન પછી આવ્યા છે. તે સાચા છે કે ખોટા છે તે હું કહી



ગ્વાલીયરમાં મહારાણી લક્ષ્મીબાઈની સમાધિ

(સમાધિ પાસે લક્ષ્મીબાઈના આત્માની રૂપ કલ્પના કરી છે)

શ્રી પ્રેસ, મુંબઈ

પુરૂષ આ કુમારને સાચવજો, તેને દુભાવા દેશો નહીં કે દુ:ખી થવા દેશો નહીં, અને એને એવી રીતની તાલીમ આપજો કે તે પોતાની માતાને, પોતાની માતૃભૂમિને, ઝાંસીને અને હિંદુસ્તાનને ભૂલી ન જાય ! જે અંગ્રેજોએ તેની માતા પાસેથી ઝાંસી પડાવી લીધું છે અને જે અંગ્રેજોની સાથે યુદ્ધ કરતાં તેની માતા મૃત્યુ પામી છે તે અંગ્રેજોને એ ભૂલી ન જાય, એટલું ધ્યાન રાખજો અને......"

રાણી બોલતા અટક્યાં, તેમને ગળે શોષ પડતો હતો, તેમણે પીવા પાણી માગ્યું. શંકરરાવે તુર્ત જ ઠંડું જળ તેમના મુખમાં રેડ્યું, એટલે લક્ષ્મીબાઇ આગળ બોલ્યાં

"—અને એ મોટો થાય ત્યારે તે જો આ બધી વાત ભૂલી જાય, તો મારી વતી કહેજો કે, 'એકલે હાથે તારી માતા જેવી એક સ્ત્રી—અબળા અંગ્રેજો સાથે યુદ્ધ ખેલી સમરાંગણમાં મૃત્યુ પામી, તો પછી તું તો પુરૂષ છે, મર્દ છે, તારાથી વધારે નહીં તો એટલુંયે નહીં થાય ?'"

રાણીનો અવાજ શંકરરાવ માંડ માંડ સાંભળી શકતો હતો. અવાજ ઊંડો જતો હતો અને આંખો પળે પળે મીંચાતી જતી હતી. બુઝાતા દીપકનો છેલ્લો પ્રકાશ પડતો હતો

"લક્ષ્મીબાઇ ! આપની ઇચ્છા પ્રમાણે કરીશ, કુમારની તમે જરાય ચિંતા ન કરશો. મારા દેહમાં જ્યાં સુધી જીવ હશે ત્યાં સુધી તેનો વાંકો વાળ થવા નહીં દઉં—"

"કુમાર !" રાણીએ કુમારને માથે હાથ મૂકી કહ્યું: "બેટા ! પ્રભુ તારૂં રક્ષણ કરશે !"

અંત સમય આવી લાગ્યો હતો. શંકરરાવે કુમારને લક્ષ્મીબાઇ પાસેથી દૂર લઇ જઇ બીજાના હાથમાં સોંપ્યો અને પોતે લક્ષ્મીબાઇની સામે જોઇ રહ્યો.

રાણીએ પાસું ફેરવ્યું અને તે સાથે આંખો પણ ફેરવી નાખી ! ઝાંસીની રાણી લક્ષ્મીબાઇનો મૃતદેહ પથારીમાં અચેતન જેવો પડી રહ્યો શંકરરાવ શૂન્યમનસ્ક બની એ અચેતન દેહયષ્ટિ તરફ વિસ્ફારિત નયને જોઈ રહ્યો !

## દ્વિતીય ખંડ સમાપ્ત

# પરિશિષ્ટ

## ઝાંસીને લગતી સંક્ષિપ્ત માહિતી

### (૧) ભૌગોલિક

**ઝાં**સી જીલ્લો સંયુક્ત પ્રાંતોના અલ્હાબાદ વિભાગમાં નૈઋત્ય કોણમાં આવેલો છે અને તેનું ક્ષેત્રફળ ૩૬૨૮ ચોરસ માઇલનું છે. આ જીલ્લાના બે વિભાગો છે અને તેનો આકાર 'pear' જમરૂખ નામના ફળને કંઇક અંશે મળતો આવે છે. બન્ને વિભાગો સાંકડી પટીથી જોડાયેલા છે; ઉત્તર વિભાગ પૂર્વ-પશ્ચિમમાં પથરાયેલો છે અને તેની ઉત્તરે ગ્વાલીયર અને સમથરનાં રાજ્યો તથા જાલોન જીલ્લો આવેલો છે. પૂર્વે આવેલી ધસાન નદી તેને હમીરપુરથી અને બુંદેલખંડનાં નાનાં રાજ્યોના કેટલાક ભાગોથી છુટો પાડે છે. દક્ષિણે ઓરછા સંસ્થાન આવેલું છે અને પશ્ચિમે દતીયા, ગ્વાલીઅર અને ખનીઆધાનાનાં સંસ્થાનો આવેલાં છે, દક્ષિણ વિભાગની સરહદ અત્યંત અસ્પષ્ટ છે, તેમાં દેશી રાજ્યોના કેટલાક પ્રદેશનો સમાવેશ થાય છે, તેમ જ કેટલાંક બ્રિટિશ ગામડાંઓ પાડોશનાં દેશી રાજ્યોમાં ઘુસી ગયેલાં છે, દક્ષિણ વિભાગ ઉત્તર દક્ષિણ આવેલો છે, તેની પશ્ચિમે બેટવા નદી છે, જે તેને ગ્વાલીયરથી જુદો પાડે છે, દક્ષિણે મધ્ય પ્રાંતોનો સાગર જીલ્લો આવેલો છે અને પૂર્વે ધસાન અને જમની નામની બે નદીઓ આવેલી છે, જે તેને બુંદેલ સંસ્થાનોથી અલગ પાડે છે.

આ જીલ્લાનો કુદરતી દેખાવ વિવિધતાવાળો છે અને કેટલાક નૈસર્ગિક દેખાવો તો અતિ સુંદર છે. છેક દક્ષિણમાં જમીન સહુથી વધારે ઉંચી છે અને તે આગળ વધતાં વિંધ્યાચળની તળેટી સાથે મળી જાય છે. આ વિભાગમાં નાની મોટી ટેકરીઓ પથરાયેલી છે અને કેટલીક તો સમુદ્રની સપાટી કરતાં ૨૦૦૦ ફીટ ઉંચી છે, ટેકરીવાળો પ્રદેશ બાદ કરતાં બાકીની જમીન કાળી માટીવાળી છે. જમીનનો ઢોળાવ નૈઋત્યમાંથી ઇશાન ખુણા તરફ છે અને નદીઓ સામાન્ય રીતે એ જ દિશામાં વહન કરે છે.

દર વરસે સરાસરી ૪૧ ઈંચ વરસાદ પડે છે; નાર્થ્ય-ખુણાના પ્રદેશમાં ૩૪ ઈંચ પડે છે, જ્યારે અગ્નિ ખુણાના પ્રદેશમાં ૪૧ ઈંચ પડે છે, શીયાળામાં ઘણીવાર પવનનાં સખ્ત તોફાન ઉપડે છે અને તેથી કોઈકોઈ વાર ઢોરની ખુવારી થાય છે.

## (૨) ઐતિહાસિક

ઝાંસી જીલ્લો એ બ્રિટિશ બુંદેલખંડ* તરીકે ઓળખાતા પ્રદેશનો એક ભાગ છે. ઝાંસીનો ઇતિહાસ એટલે એક વેળા એ પ્રદેશ ઉપર શાસન કરતા ચંદેલ અને બુંદેલવંશીનો ઇતિહાસ. પ્રાચીન દંતકથાઓ ઉપરથી સમજાય છે, કે તેનો ઉત્તર ભાગ પરિહાર અને કાઠી રાજપૂતોના તાબામાં હતો અને દક્ષિણ ભાગ ગોંડ નામના લોકોના તાબામાં હતો. ઇ. સ. ના નવમા સૈકામાં મહોબાના ચંદેલ રાજપૂતો આ જીલ્લાની પૂર્વે આવેલા પ્રદેશનાં સત્તાધીશ થઇ પડ્યા, પણ તેમણે પોતાની સત્તા આ પ્રદેશ ઉપર ૧૧ મા સૈકામાં વિસ્તારી. તેમણે મંદિરો અને તલાવોના રૂપમાં પોતાના શાસનની ઘણી યાદગીરીઓ પાછળ મૂકી છે. ૧૧૮૨ માં પૃથ્વીરાજ ચોહાણે છેલ્લા મહાન ચંદેલવંશના રાજાને હરાવ્યા પછી અને ૧૨૦૨-૦૩ માં કુતબુદ્દીનની સરદારી નીચે અને સને ૧૨૩૪ માં અલ્તમશની સરદારી નીચે મુસલમાનોના આક્રમણ પછી દેશમાં અંધાધુની અરાજકતા પ્રસરી રહી. દરમ્યાન

---

* બુંદેલખંડ એટલે બુંદેલ લોકનો પ્રદેશ. આ નામ સંબંધી બે દંતકથાઓ ચાલે છે, તે આ પ્રમાણે:-(૧) કાશીમાં પંચમ નામનો રાજા હતો. તેના ભાઇઓએ જોરાવર થઈ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો. ત્યારે તે દુર્ભાગી રાજા ભટકતો ભટકતો વિંધ્યાદ્રિમાં ગયો અને પ્રસિદ્ધ વિંધ્યવાસિની દેવીની રાજ્ય મેળવવા માટે આરાધના કરવા માંડી. રાજાએ દેવીને પોતાનાં અંગો કાપીને બલિ આપવા માંડ્યાં, ત્યારે દેવીએ પ્રત્યક્ષ દર્શન આપી રાજાનો હાથ પકડી તેને રાજ્ય પાછું મળશે, એવો આશીર્વાદ દીધો. રાજાનાં ઉંઝાયેલાં અંગમાંથી રુધિરનાં બિંદુ પડ્યાં, તેથી તેના વંશજો બુંદેલ કહેવાયા. (૨) કાશીના રાજાનો કોઈ હરદેવ નામનો ભાયાત, એક છોકરીને લઈ ઓચ્છનમાં જઇ રહ્યો હતો. કાઠી આણેલી છોકરી તે 'બુંદી' એટલે દાસી, એમ ત્યાંના લોક કહેતા. તે તરફનો એક રાજા કેટલાક કાળ પછી એ છોકરીને જોઇ તેના પર મોહી પડ્યો: હરદેવને સારાં સારાં વચન આપી રાજાએ તે છોકરી સાથે લગ્ન કર્યાં અને તેનાથી જે પ્રજા ઉત્પન્ન થઈ તે બુંદેલ અથવા બુંદેલ કહેવાઈ. બુંદેલ નામના રાજાઓ અદ્યાપિ બુંદેલખંડના દતિયા આદિ સંસ્થાનોમાં રાજ્ય કરે છે.

ખંગાર નામની જંગલી જાતિ, જે ચંદેલવંશના રાજપૂતોની દાસ હોવાનું જણાવવામાં આવે છે અને દાસ જેવી હલકી (Menial) જાતિમાં ગણના થાય છે, તેમણે કેટલો સમય સુધી એ પ્રદેશનો કબજો રાખ્યો અને કહેસનો કિલ્લો બંધાવ્યો. આ કિલ્લો અત્યારે બ્રિટીશ સરહદની બહાર પણ તદ્દન નજીક વેરછા સંસ્થાનમાં આવેલો છે. (પ્રસ્તુત નવલકથામાં પણ આ કિલ્લાનો ઉલ્લેખ થયેલો છે.)

ત્યારબાદ તેરમા કે ચૌદમા સૈકામાં બુંદેલાઓ સત્તામાં આવ્યા અને તેમણે ખંગારોને હાંકી કાઢ્યા. આ બુંદેલા રાજપૂતોના એક સરદાર રૂદ્રપ્રતાપનો સરદાર તરીકે બાબરે સ્વીકાર કર્યો હતો અને તેના પુત્ર ભારતીચંદે ૧૫૩૧ માં વેરછા નામનું શહેર સ્થાપન કર્યું. ધીમે ધીમે બુંદેલા રાજપૂતોની સત્તા આ આખાયે જીલ્લા ઉપર અને આજુબાજુના પ્રદેશ ઉપર વિસ્તાર પામતી ગઇ અને છેવટે મોગલ શહેનશાહોની સત્તા સામે ખુલ્લો પડકાર કરવામાં આવ્યો.

સત્તરમા સૈકાની શરૂઆતમાં વેરછાની ગાદી ઉપર વીરસિંહદેવ નામનો રાજા શાસન કરતો હતો. તેણે પોતાના શાસનકાળ દરમ્યાન ઝાંસીનો કિલ્લો બંધાવ્યો. આ વીરસિંહદેવે શાહજાદા સલીમની ઉશ્કેરણીથી અકબરના માનીતા દિવાન અને ઇતિહાસનવેશ અબુલફઝલનું ખૂન કરવાથી અકબર તેના ઉપર અતિશય રોષે ભરાયો; અને એક સૈન્ય મોકલી તેના ઉપર આક્રમણ કર્યું, પણ ૧૬૦૨ માં એ સૈન્ય હારીને પાછું આવ્યું. ૧૬૦૫ માં જ્યારે જહાંગીર દિલ્હીની ગાદી ઉપર આવ્યો ત્યારે વીરસિંહદેવને માફી બક્ષવામાં આવી એટલું જ નહીં પણ શહેનશાહ જહાંગીરનો તે અતિશય માનીતો બની ગયો. જ્યારે ૧૬૨૭ માં શહેનશાહ જહાંગીર મૃત્યુ પામ્યો અને શાહજહાન ગાદી ઉપર આવ્યો ત્યારે વીરસિંહ દેવે ફરીથી બળવો કર્યો, પણ તેમાં તે સફળ થયો નહીં અને થોડા સમયમાં મૃત્યુ પામ્યો. શાહજહાને તેની જાગીર સુદ્ધાં જપ્ત કરી લીધી. એ સમયથી તે છેક ૧૭૦૭ માં દિલ્હીની ગાદીએ બહાદુરશાહ આવ્યો ત્યાં સુધી ઝાંસી સંસ્થાન મોગલ પાદશાહોની હકુમતમાં રહ્યું, બહાદુરશાહે છત્રસાલ રાજાને તે પછી ઝાંસી એક સંસ્થાન તરીકે બક્ષીસ આપ્યું.

રાજા છત્રસાલ જાતનો પરમાર રજપૂત હતો, અને પન્નામાં તેની રાજગાદી હતી. એના પિતાનું નામ ચંપતરાવ હતું. છત્રસાલ હિંદુધર્માભિમાની અને શૂરવીર હતો. આખા બુંદેલખંડ ઉપર તેની હકુમત હોવાથી તેની પાસે સારી સંપત્તિ અને વૈભવ હતાં. હિંદુસ્તાનમાં સર્વત્ર એનાં યશોગાન થતાં હતાં. રાજા છત્રસાલનો રાજવહીવટ ઉત્તમ પ્રકારનો હોવાથી પ્રજા તેના ઉપર પ્રસન્ન હતી.

રાજા છત્રસાલ વૃદ્ધ થતાં માળવાનો સુબેદાર અને અલ્હાબાદનો નવાબ મહમદખાન બંગષ એ બેજણે સાથે મળીને તેના ઉપર સ્વારીઓ કરવા માંડી. આ બળવાન શત્રુઓ સામે તે એકલો થઈ શકે તેમ નહોતું; એટલે કોઈની પણ સહાય મેળવવાનો તેને વિચાર આવ્યો, પણ કોઈ ઠેકાણે નજર ન પડવાથી તે નિરાશ અને મંદોત્સાહ બની ગયો. આખરે તેને મહારાષ્ટ્રમાં છત્રપતિ શાહુ મહારાજના મુખ્ય પ્રધાન રણકુશળ બાજીરાવ પેશવા યાદ આવ્યા અને તરત જ પેશવા ઉપર પત્ર લખી તેમને જણાવ્યું કે તમારે બુંદેલખંડમાં મારી મદદે મોટી સેના મોકલી એક વૃદ્ધ રજપૂત રાજાને મુસલમાનોની દાઢમાંથી મુક્ત કરવો.

શ્રીમંત છત્રપતિ શાહુ સરકારની અનુજ્ઞા લઈ બાજીરાવ પેશવા સૈન્ય સાથે એકવીસ દિવસે બુંદેલખંડમાં જઈ પહોંચ્યો. તુર્તજ લડાઈ થઈ મરાઠા સૈન્યે મુસલમાનોના લશ્કરને છિન્નભિન્ન કરી નાંખ્યું અને મહમદખાન બંગષ જીવ લઈ નાસી ગયો. પન્નામાં બાજીરાવ અને છત્રસાલ રાજાનો સપ્રેમ સમાગમ થયો. છત્રસાલ રાજાએ તેને કેટલોક પ્રાંત નજર કર્યો. ઉપરાંત તેને બાજીરાવ પેશવાને પોતાના તૃતીય પુત્રરૂપ ગણી મરતી વેળાએ પોતાના ત્રણ કરોડ રૂપિયાની ઉપજવાળા પ્રદેશમાંનો એક કરોડ રૂપિયાની ઉપજનો પ્રાંત બક્ષીસ આપ્યો.[1]

આ પ્રમાણે બક્ષીસમાં મળેલા એક કરોડ રૂપિયાની ઉપજના મુલકને ત્રણ ભાગમાં વહેંચી નાખી, શ્રીમંત બાજીરાવ પેશવાએ તેની ઉપર

1 છત્રસાલને જગદ્‌રાજદેવ અને હરદેવ બે કુંવરો હતા. તથાપિ મરાઠી નાની બખરમાં બાવન પુત્ર હતા એમ લખેલું છે, વળી કોઈ બખરમાં એવું પણ લખ્યું છે, કે, બુદ્ધિસિંહ નામના રાજકુંવરે તો મહમદખાન બંગષને હાર આપવામાં બાજીરાવને ઘણી મદદ કરી હતી. આને માટે કોઈ વધારે પુરાવો મળતો નથી.

ત્રણ સુબા નીમ્યા. ગોવિંદપંત બુંદેલને પહેલો સુબો ઠરાવી તેના તાબામાં સાગર, ગુલસરાઈ ને જાલવણ વગેરે ચાલીશ લાખ રૂપિયાની ઉપજનો પ્રદેશ સોંપ્યો.* મસ્તાનીથી બાજીરાવ પેશવાને સમશેર બહાદુર નામે એક પુત્ર થયો હતો, તેને બીજો સુબો બનાવી તેના તાબામાં બાંદા અને કાલપી વગેરે ચાળીશ લાખની ઉપજનો પ્રદેશ સોંપ્યો. તે થોડું જીવી મરણ પામ્યો, તેથી તેના તાબાનો મુલક પાછળથી સિંધીયાને સોંપવામાં આવ્યો હતો.† બાકીનો વીશ લાખ રૂપિયાની ઉપજનો પ્રદેશ નારોશંકર નામના એક શૂરવીર સરદારને સોંપી તેની સુબેદારી તેને આપી હતી. આ વીશ લાખનો મુલક તે જ ઝાંસી પ્રાંત.

ઇ. સ. ૧૭૫૬ ની સાલમાં પૂર્વના ગોસાવી રાજાએ બંડ કરી પેશવાના સુબેદારોને નસાડી મૂક્યા. પેશવા સરકારને આ બાબતની જાણ થતાં તેમણે રઘુનાથરાવ હરિ ને વાળકર નામના એક શૂરવીર સરદારને બુંદેલખંડ તરફ મોકલ્યો. તેણે ઝાંસી આવી ગોસાવીનો દોર તોડી પાડ્યો અને પેશવાની સત્તા સ્થાપિત કરી. આ પરાક્રમના બદલામાં રઘુનાથરાવને વંશપરંપરા માટે ઝાંસીની સુબેદારી મળી.

રઘુનાથરાવે તુર્ત જ મોટી ફોજ જમાવી જે ગોસાવી દંગો ફિસાદ કરતા હતા તેમને પોતાના તાબામાં લીધા. આનંત, આભાત, આખાત અને નાગા નામે તેમના ચાર અખાડા હતા. એ દરેક અખાડામાં એક એક હજાર માણસ રહેતાં હતાં, દરેક ગોસાવીને માસિક ચાર રૂપિયાનો પગાર બાંધી આપ્યો હતો. લડાઇને પ્રસંગે પેશવા સરકારને મદદ કરે તો જે લૂંટ મળે તેમાંથી તેમને અરધો ભાગ મળે, એવો નિયમ હતો. આ

* ગોવિંદપંત બુંદેલને પાણીપતની લડાઇમાં નજીબખાન રોહિલાએ મારી નાંખ્યો, ત્યારે એને બિપુત્ર હતા. કાલ્પીનું રાજ્ય કેટલાક દિવસ તેણે ચલાવ્યું અને હાલ તેના વંશજોની પાસે સાગર મુલક પૈકી ગુલસરાઇ વગેરે ત્રણ લાખ રૂપિયાની ઉપજનો પ્રદેશ આવ્યો છે. ગુલસરાઇના વિદ્યમાન (ઇ. સ. ૧૯૨૦ પહેલાં) રાજાનું નામ રાજા આત્મારામ બાબા બહાદુર છે.

† ઈ. સ. ૧૮૧૭ ની સાલમાં બાંદા પ્રાંત અંગ્રેજ સરકારે ખાલસા કર્યો અને સમશેર બહાદુરના વંશજોને ચાર લાખની નિમણૂંક બાંધી આપી. હાલ (ઈ. સ. ૧૯૨૦ પહેલાં) તેમનાં વંશજો ઇંદોરમાં રહે છે, એમને વર્ષે દિવસે અંગ્રેજ સરકાર તરફથી માત્ર તેર હજાર રૂપિયાનું પેન્શન મળે છે.

લોકો હથિયાર તરીકે તલવાર, બાણ, બંદુક, તીરકામઠાં અને ઉંટ ઉપરનં જંજાળો (લાંબી બંદુકો) વાપરતા હતા. ગોસાવી સૈન્યની સહાયથી રઘુનાથરાવે બુંદેલખંડના ત્રીશ બત્રીશ સંસ્થાનો પોતાની હકુમતમાં આણ્યાં હતાં અને આ સંસ્થાનો પરસ્પર ટંટા વખતે ઝાંસીના સુબેદારોની મદદ લેતા તેના બદલામાં તેઓ પાંચ ૭ લાખ રૂપિયા ખંડણી આપતાં હતાં. આ કાર્યમાં રઘુનાથરાવને તેના ભાઇઓ લક્ષ્મણરાવ તથા શિવરામભાઉની ઘણી મદદ મળી હતી.

રઘુનાથરાવે વૃદ્ધ થયા પછી ઝાંસીની સુબેદારી પોતાના નાનાભાઇ શિવરામભાઉને આપી. બાકી રહેલું આયુષ્ય ઈશ્વરચિંતનમાં ગાળવા તેમણે કાશીવાસ કર્યો અને ૧૭૯૬ માં ત્યાં જ તેમણે કૈલાસવાસ કર્યો.

શિવરામભાઉ પણ બહુ શૂરવીર હતા. તે વખતે પુનાના દરબારમાં અંધાધુની જેવું થઇ રહ્યું હતું. સર્વ પ્રાંતો ઉપરની દેખરેખ ઓછી થવાથી પેશવાને ખડણી આપી તેમને નામે રાજ્ય કાર્યભાર કરનારા સુબેદારો ધીરે ધીરે સ્વતંત્ર થવા માંડ્યા હતા. શિવરામભાઉએ પણ આ તકનો લાભ લઇ જમા ખર્ચની યાદી પેશવાને મોકલવાનું બંધ કર્યું.

બુંદેલખંડમાં શિવરામભાઉ અગ્રેસર હતા, તેથી બ્રિટિશ સરકારે તેમની દોસ્તી કરવાનો ઘાટ ઉતાર્યો. એ વખતે અંગ્રેજોનું હિંદુસ્તાનમાં બહુ જોર નહોતું, પણ પેશવા સરકારની સાથે વસાઇનું તહનામું થયા પછી મરાઠા સામ્રાજ્યમાં તેમનો ચંચુપ્રવેશ થયો હતો. લેક સાહેબે શિવરામભાઉ અને બ્રિટિશ સરકારનો નવીન સ્નેહ સંબંધ બાંધવાને માટે તા૦ ૧૮ મી નવેંબર સને ૧૮૦૩ ની સાલમાં ધજલખાન નામે વકીલને વચમાં રાખી એક 'વુજ્જૂઅલ અર્જ' નામનો મૈત્રી સંબંધક ખલિતો તેમના ઉપર મોકલ્યો.

આ મૈત્રી પત્રથી બુંદેલખંડના મુખ્ય સુબેદાર શિવરામભાઉ અંગ્રેજ સરકારને અનુકૂળ થયા, એટલે ૧૮૦૪ માં અંગ્રેજોની ફોજ લઇને કેપ્ટન બેલીસ બુંદેલખંડમાં આવ્યો. લેક સાહેબ અને ગવર્નર જનરલના હુકમથી કહારા મુકામે તા૦ ૬ ઠ્ઠી ફેબ્રુઆરી સને ૧૮૦૪ ને દિવસે નવ કલમનું એક તહનામું કર્યું તેનો સારાંશ આ પ્રમાણે હતો:

"ભાઉ અને બ્રિટિશ સરકાર પરસ્પર મિત્ર થયા છે; સંકટને વખતે પરસ્પરને મદદ કરવી, શિવરામભાઉએ યુરોપ ખંડના કોઇ પણ રાજ્યના

અથવા જગતના બીજા કોઈ લોકને અંગ્રેજ સરકારની અનુમતિ સિવાય પોતાના રાજ્યમાં નોકર રાખવા નહીં અને પૂર્વની માફક ભાઉસાહેબે પેશવા સરકારને ખંડણી આપવી વગેરે."

શિવરામભાઉએ આ પ્રમાણે ૧૮ વર્ષ સુધી ઝાંસીનો રાજ્ય કારભાર ચલાવ્યો. ૧૮૧૪ માં જ્યારે તે માંદા પડ્યા, ત્યારે પોતાના પૌત્ર રામચંદ્રરાવને ઝાંસીની સુબેદારી આપી, તથા વિશ્વાસુ કાર્યભારીઓને રાજ્ય વ્યવસ્થા સોંપી પોતે શ્રીક્ષેત્ર બ્રહ્માવર્તમાં જઈ વાસ કર્યો.

કૃષ્ણરાવ, રઘુનાથરાવ અને ગંગાધરરાવ, એ ત્રણ પુત્રો તથા બે પુત્રીઓ મળી શિવરામભાઉને પાંચ સંતાન હતાં. ભાઉસાહેબની હયાતીમાં જ કૃષ્ણરાવ ૧૮૧૧ માં મરણ પામ્યો હતો, તેથી તેના પુત્ર રામચંદ્રરાવને ઝાંસીની સુબેદારી મળી. રામચંદ્રરાવ સગીર વયનો હોવાથી સંસ્થાનનો કાર્યભાર તેની માતુશ્રી સખુબાઈ અને સંસ્થાનનો જૂનો દિવાન રાવ ગોપાળરાવ ભાઉ સંભાળતાં હતાં. એ વખતે પૂનામાં પેશવા સરકાર રંગરાગ અને મોજમજાહમાં મશગૂલ હતા, તેથી પેશવાઈની સર્વ સત્તા બ્રિટિશ સરકારના હાથમાં જઈ પડી. ૧૮૧૭ ના જૂનની તા૦ ૧૩ મીએ પેશવાની વતી બ્રિટિશ સરકાર સાથે કરવામાં આવેલા તહનામાની ૧૩ મી કલમ પ્રમાણે બુંદેલખંડનું સર્વ સ્વામિત્વ અંગ્રેજ સરકારના કબજામાં આવ્યું હતું. આથી બ્રિટિશ સરકારે બુંદેલખંડ ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપિત કરવા માટે ઝાંસીના સુબેદાર રામચંદ્રરાવની સાથે પિપ્રીની છાવણીમાં દશ કલમોનું નવું તહનામું કર્યું. તે અનુસાર બ્રિટિશ સરકારે ઝાંસી સંસ્થાન રાવરામચંદના કુળમાં વંશપરંપરા ચલાવવાનું કબુલ કર્યું; તેમ જ રાવરામચંદ અને તેના વંશજોએ અંગ્રેજ સરકાર સાથે રાજભક્તિથી, ક્ષમાન અને ધતબારથી મૈત્રી રાખવી તથા સંકટ સમયે પરસ્પરને મદદ કરવી એમ ઠરાવ્યું.

રામચંદ્રરાવની માતુશ્રી સખુબાઈ ક્રૂર અને ક્રોધી સ્ત્રી હતી. રામચંદ્રરાવ ઉમ્મરે પહોંચતાં સ્વતંત્રપણે રાજ્યકારભાર કરવા લાગ્યો. સખુબાઈને આથી ધ્રાસ્કો આવી અને તેથી તેનો ઘડો લાડવો કરવાનો તેણે નિશ્ચય કર્યો. રામચંદ્રરાવને ઝાંસીના લક્ષ્મી તળાવમાં ન્હાવાનો શોખ હતો; ત્યાં તેણે પાણીની નીચે ધારવાળા ભાલાઓ રોપાવ્યા. આ છલબાજીની રામચંદ્રરાવના રક્ષક લાલુ કોદબકરને અગાઉથી ગંધ આવતાં, સખુબાઈની

બાજી નિષ્ફળ ગઈ અને તેનું પોકળ ખુલ્લું પડી ગયું. પણ બાજુ કોઈ અંકુશ અધિકારીના ક્રોધનો ભોગ બની મારાને હાથે મારી ગયો. રામચંદ્રરાવ સ્વભાવે ગરીબ હોવાથી તેણે પોતાની માતુશ્રી ઉપર વેર લીધું નહીં, પણ દરબારના પ્રધાનોએ તેને કેદ કરી કહારાના કિલ્લામાં જન્મભર બંદીવાન કરી રાખી.

૧૮૩૫ માં રામચંદ્રરાવ ગુજરી ગયા, તે ફરીથી બેઠા થવા પામ્યા નહીં. રામચંદ્રરાવની વિધવાએ તેની બહેનના પુત્ર કૃષ્ણરાવને દત્તક લીધો. આ દત્તકવિધાન અશાસ્ત્ર હોવાથી ઝાંસીના દરબારીઓમાં ફુટ પડી. ગાદીના વારસની બાબત છેવટ બ્રિટિશ સરકાર પાસે ગઈ અને ત્યાંથી એવો નિર્ણય થઈ આવ્યો કે શિવરામભાઉનો ઔરસપુત્ર અને રામચન્દ્રરાવનો સગો કાકા ત્રીજો રઘુનાથરાવ ગાદીનો ખરો વારસ છે. ઝાંસીના પોલીટીકલ એજન્ટ ઍગ્ની સાહેબે એ જ રઘુનાથરાવને ગાદીએ બેસાર્યો.

આ રઘુનાથરાવ દુર્વ્યસની અને રાજકાજમાં વ્યવહારશૂન્ય હતો. તે ચેનબાજી અને ઇશ્કબાજીમાં ગુલતાન રહેવા લાગ્યો, એટલે સંસ્થાનની ઉપજ એકચતુર્થાંશથી પણ ઓછી આવવા માંડી. કરજ વધવા માંડ્યું અને ગ્વાલિયર અને વોરછા જેવાં સંસ્થાનનાં ફળદ્રુપ પરગણાં સાહુકારોને ત્યાં ગીરવી મૂકાઈ ગયાં. આખરે ૧૮૩૭ માં બ્રિટિશ સરકારે સંસ્થાનની વ્યવસ્થા પોતાના હાથમાં લીધી પણ ૧૮૩૮ માં તો રઘુનાથરાવે પરલોકવાસ કર્યો. રઘુનાથરાવે એક ગણિકા રાખી હતી, તેને પેટે અલીબહાદુર અને સમશેર બહાદુર નામના બે છોકરા થયા હતા. રઘુનાથરાવે તેમને ૭ હજારની જાગીર બક્ષીસ આપી હતી, જે અદ્યાપિ તેના વંશજો ભોગવે છે.

રઘુનાથરાવે કૈલાસવાસ કર્યો ત્યારે નીચે પ્રમાણે ગાદી ઉપર હક ધરાવનારાઓ ઉભા થયાઃ ૧ ગંગાધરરાવ, ૨ રામચન્દ્રરાવનો દત્તક કહેવરાવનારો કૃષ્ણરાવ, ૩ રઘુનાથરાવનો દાસીપુત્ર અલીબહાદુર અને ૪ રઘુનાથરાવની વિધવા.

આ બધા હકદારોના હકનો વિચાર કરવા ગવર્નર જનરલે ત્રણ અંગ્રેજ અમલદારોની કમીટી નીમી. ગંગાધરરાવ શિવરામભાઉનો પુત્ર હોવાથી ઝાંસીની ગાદી ઉપર તેનો હક છે, એવો એ કમીટીએ મત આપતાં લોર્ડ ઑકલાંડે તેને ગાદી ઉપર બેસાડવાનો હુકમ કર્યો. પરંતુ ઝાંસી સંસ્થાન

ઉપર કરજ થયેલું હોવાથી તે પૂરૂં થાય ત્યાં સુધી સંસ્થાનની વ્યવસ્થા અંગ્રેજ સરકારે નીમેલો સુપ્રિન્ટેન્ડન્ટ કરે, એમ ઠરાવ્યું. એ પ્રમાણે સને ૧૮૪૨ સુધીમાં બધું કરજ પતી ગયું. ત્યાર પછી તે જ સાલની તા૦ ૨૭ મી ડીસેંબરે બુંદેલખંડના પોલીટીકલ એજન્ટ વિલિઅમ હેત્રી સ્લીમને ગંગાધરરાવની પાસે આઠ કલમોનું તહનામું કરાવી તથા બુંદેલખંડમાંના અંગ્રેજી સૈન્યના ખરચને માટે ૨,૨૭,૪૫૮ રૂપિયાનો મુલક લખાવી લઇને ઝાંસી સંસ્થાનની સર્વ મુખત્યારી સોંપી દીધી. ગંગાધરરાવનો રાજ્યકારભાર અને તે પછીના બનાવો એ પ્રસ્તુત નવલકથાનો વિષય હોઇને તેની પુનરૂક્તિ અત્રે કરવામાં આવી નથી.

## (૩) ઝાંસી જીલ્લાની પ્રકીર્ણ માહિતી

ઝાંસી જીલ્લો પ્રાચીન અવશેષોની બાબતમાં અસામાન્યતા ધરાવે છે, એટલે કે એવા અવશેષો ત્યાં મોટા પ્રમાણમાં મળી આવે છે. ઘણે સ્થળે મંદિરો અને બીજાં બાંધકામોના રૂપમાં ચંદેલ રાજાઓનાં સ્મારકો મળી આવે છે, તેમાં ચાંદપુર, દેવગઢ, દુધલ, લલિતપુર, મદનપુર અને સીરોનને ગણાવી શકાય. ધરીચમાં પ્રાચીન મકાનોના પથરો વગેરેનો ઉપયોગ સુંદર મસ્જીદ બાંધવામાં કરવામાં આવ્યો છે.

ઝાંસી જીલ્લામાં ૯ શહેરો અને ૧૩૩૧ ગામડાંઓ આવેલાં છે. વસ્તી કેટલાંક વરસોથી વધતી જતી હતી, પણ ૧૮૯૧ અને ૧૯૦૧ ની વચ્ચે કેટલાંક ખરાબ વરસો આવવાથી તેમાં ઘટાડો થયો હતો. જીલ્લાની કુલ વસતી ૧૯૦૧ માં ૬,૧૬,૭૫૯ માણસોની હતી તેમાં ૯૩ ટકા વસતી હિંદુઓની, માત્ર ૫ ટકા જ મુસલમાનોની. જૈનોની વસતી ૧૭ ટકા હતી.

## (૪) ઝાંસી શહેરને લગતી માહિતી

ઝાંસી શહેર ઝાંસી જીલ્લાનું મુખ્ય શહેર છે અને ત્યાં લશ્કરી છાવણી રાખવામાં આવી છે. ઝાંસી મુંબઇથી ૭૦૨ માઇલ અને કલકત્તાથી ૭૯૯ માઇલ છે અને ગ્રેટ ઇન્ડીયન પેનીન્સુલા રેલ્વે ઉપર કાનપુર અને સાગરની વચ્ચે આવેલું છે. ૧૮૭૨ માં ઝાંસી શહેરની વસતી ૩૦,૦૦૦ ની હતી, ૧૮૮૧ માં ૩૩,૦૦૦ ની હતી, ૧૮૯૧ માં ૫૩,૭૭૯ હતી અને ૧૯૦૧ માં ૫૫,૭૨૪ ની હતી. તેમાં હિંદુઓની સંખ્યા ૪૧,૦૨૯ ની, મુસલમાનોની સંખ્યા ૧૧,૯૮૩ ની અને ક્રીશ્ચીયનોની સંખ્યા આશરે ૨૦૦૦ ની હતી.